# "જી—રોજ"

એક વારતા.

236

( ઇંગ્રેજી ઉપરથી. )

બનાવનાર—બહેમનજી નવરોજજી કાબરાજી.

નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં
અરદેશર બરશોરજી દેશાઈએ છાપી પ્રગટ કર્યું
૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

આવૃતી પહેલી.

ઇ. સ. ૧૯૨૩.

કિંમત રૂ. ૩

3/5407

"But what strang art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched—more undone than we?
This books can do; nor this alone: they give
New views to life, and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastis
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud,
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings.

# દીબાચો

—:o:—

આ માહરાં 'ફુરસદ' માસીકનાં જયુબિલી સાલની વારતા છે, કે જેણે તે વરસમાં પારસી સંસારી વારતાઓની લાઇનમાં માહરી અદના કલમની વખાણમાં વાંચનારા વર્ગની સરેસ્તાની કદરસનાસીભરી ઘણી નામના મને મેલવી આપી હતી, અને તે હાલમાં આ પુસ્તકરૂપે પ્રગટ થેલી તેવોજ સંતોશ વાંચનારી આલમને અત્યારે પણ વેસરથી આપી શકશે એમ માનવાને હું કશોજ સંદેહ રાવતો નથી. માહરી નજદીક એકાદ સોથી ઉપર ગણાતી હુની મોટી તમામ વારતાઓમાં અર્ધી સંખ્યા પારસી સંસારી વારતાઓની છે, પણ તેમાં વાંચનારાં સાહેબોને ણી ખેંચીને મેલવેલું, અક્કલમાં નહીં બેસે કે સંસારને નુકુલ નહીં થાએ એવું નોનસૅન્સ ઝાઝું જડવાનું નથી. ને તેનો ઘણો અભાવ છે, ને તે એટલાથીજ જોવાશે કે "ફુરસદ"નાં મોટાં નઓરોઝી નંબર માટે હું ચુંટી ીને હર વરસ લખું છું તે સિવાએ પારસી વારતાઓ, રસો થકી, હાલ હવે હું ઝાઝી લખતોજ નથી, અને ાહરી ઇંગ્રેજી વારતાઓ પારસી વારતાઓ જેટલીજ વાંચનારાં શોખીનોને મજાહ આપી શકે છે એ માહરી ખુશાલી છે.

અને આ તે કેવળ ફતેહમંદ કેહેવાતા તોરની એક ારસી વારતા છે, કે જે વરસો બાદ હાલમાં "નવરંગ સ"ના જવાંન સાહસીક માલીક મી૦ અરદેશર દેશાઇએ ાતાને હસાબે અને જોખમે છપાવી પ્રગટ કરી છે, અને ની આ એક આવૃતીનો હક માહરી કને સારાં ધરખમ દામે રીદી લીધો છે. ખરેખર તો માહરા પબ્લીશર મિત્રોએ ાહરે હસાબે પુસ્તકો પ્રવરતાવવાની જંજાલમાંથી મને બચાવીને માહરા બુઢાપા વચ્ચે ખસ્તોજ કરી

મેલ્યો છે, કેમજે હાલમાંજ બાહેર પડેલી "સંસાર" વારત્તાની બીજી આવૃતીની સાહી હજી તો સુકાઈ નથી તેવામાં આ એક નવી વારતા બાહેર પડે છે, અને વળી એની લગોલગ કદમોકદમ એવીજ એક બીજી જોરદાર પારસી વારતા બાહેર પડવા માટે પ્રેસમાં તૈયાર થાએ છે. એ સઘળી હું માહરી ખુશનસીબી લેખું છું, કે જે માટે હું જાણજા કહેતો રહયો છું તેમ સારાં નરસાંનું તોલ કરનારે અને સારાં કામની ખચ્ચીતકરીને સંગીન પ્રકારે કદર કરી જાણનાર પારસીજ નહીં પણ તમામ ગુજરાતી જ્ઞાતની એક appreciative વાંચનારી આલમને હું આભારી છું. હું આજે જે છું તે તેજ હજારો નેકબખ્તોએ મને બનાવ્યો છે, અને આજે માહરી કલમની એકેક વારતા ફકત પોતાની કટારોમાં છાપવા માટે મને અકેક હજારથી વધુનાં અપવાદ રૂપી દામો આપવાવાલાં ખરીદદાર મેહેરબાનો (જેઓ એક કરતાં વધારે છે) તેઓ માહરી પડખે છે તેમની તે માહરી વારતાઓ માટેની ઉલટનાં બાતેનમાં એજ હજારો ઉલટમંદ વાંચનારાંઓની ફીદાગીરીની બોલબાલા જાણવાની છે. અલબત, જે હદની ફીદાગીરી યુરોપમાં જોવાએ છે તેના હજારમા ભાગે પણ આપણે અત્રે હજી પહોંચ્યાં નથી, પણ તેજ વખતે ભુલી નથી જવાનું કે આપણું સાહીત્ય હજી તો તેની કેવળ બાલ્યાવસ્થામાં છે, ને તેટલાંમાં આપણી તરફ લોકમત જે હદે કેળવાયું છે ને કદર કરતું થયું છે તે સારા ફતેહમંદ લખનારાઓએ એક બી શક વગર શુકરગુઝાર થવા જેવુંજ છે. ખુદા, એટલામાટે, એવાં કદર કરનાર મેહેરબાનોને સદા ભરયાંપુરયાં ને ખાનેઆબાદ રાખો—આમીન!

બ. ન. કાબરાજી.

ફ્રીઅર રોડ, કોટ.

૨૫–૧૧–૧૯૨૩.

મરહુમ શેઠ નવરોજજી

પેસતનજી બેનેટ,

(મરણ યઝદેઝર્દી સને ૧૨૫૫, ઇ૦ સ૦ ૧૮૮૬.)

અને

મરહુમ બાઇ નવાજબાઈ નવરોજજી

પે. બેનેટ,

મરણ–ય૦ સ૦ ૧૨૮૬, ઇ૦ સ૦ ૧૯૧૬.)

—મીસીસ બ. ન. કાબરાજીનાં

ભલાં માંતપીતાજી—

તેઓની

એક અશો યાદને અપણ.


31172

# જી—રોઝ!

## પ્રકરણ ૧ લું.

તે એક ખુશનુમા ચંદણી રાત હતી કે જ્યારે નિલગીરીઝનાં રમણ્ય હોટેલમાં, પોતાના ઓરડાને લગતી એક અગાસીનાં શાંત એકાંતમાં, જાક્ષ શેઠના મેન્ડોલીન ઉપર પ્રેક્ટીસ કરતો અને તેનાં મ્યુઝીક મુજબ ખુશમિજાજી લલકારતો બેઠો હતો. તે એક શાંત, શિથીળ રાત્રી હતી, અને તેનાં મધુર મેન્ડોલીનના દીલપઝીર શરોદમાં તેના તેટલાજ દીલખુશ હલકની મેલાવત કાંઇ એવી તો સુરેસુર ને તારેતારમાં મળતી આવતી મળી જતી હતી કે તે ગાયનના પડઘા આસપાસની લીલોતરીભરી મનોહર ટેકરીઓ પર થઇને પાછો ફરતો સાંભળનારાઓના કાનને બેવડો ખુશીમાં તર કરતો રહયો હતો.

એમ છતાં—તે હલક એટલો મીઠો પણ મર્દનો, ને શુરીલો તેટલોજ જોરાવર અને દીલપઝીર હતો. તેમાં બૈરાંસહી બાયલાપણું કશુંજ ન હતું. જેઓ મરદ છતાં બૈરાંઓના ચાળાચસ્કાથી બૈરાં જેવો અવાજ કાઢવાના બાયલાવેરાંમાં નામના જાણે છે, અને ચેનની પેઠે ચીચવાઇને અથવા નાકમાંથી અવાજ કાઢીને કઠોર ગુંગણુંપણા વચ્ચે નાજુકાતનો દેખાવ કરવાના પછાડા મારી મરે છે તે તોરનો આ કોઇ જવાન ન હતો. તેનો દેખાવ દમામદાર અને ખુબસુરત હતો. તે એવા તોરનો એક આસામી હતો કે જેમના ચેહેરા જોતાં સાથેજ જોનારાંઓ તેમની પક્ષમાં મનાઇ જાય છે અને તેમને માટે સારૂંજ માને છે. તે પતળો અને ઉંચો હતો. ને તેનો સામટો દેખાવ તમામ રોબવંતો અને દમામદાર છતાં તે બચ્ચાં જેવો રમતયાળ, નિર્દોશ અને ખુશમિજાજી એક તડાકે નજરે આવતો હતો.

તેનો પેહેરવેશ ઇંગ્રેજી પણ સાદો અને સમજદાર હતો, અને તેના પોશાકમાં ટેસ્ટનું ખુન કશું એ કરેલું જોવામાં આવતું ન હતું. તે કેળવાયલો, તેજસ્વિ અને બુધ્ધિમાન હતો, અને જો કે હાલમાં

એક મધ્યમ સ્થિતિના અને વચલે વાંધેના આસામી તરીકેજ તે આ શીતળ ટેકરીઓ પર રહેલો ને જણાયલો હતો, તો પણ તે કુલીન માબાપનું ફરજંદ અને પુરતો શ્રીમંત હતો એમ જોઇ લેવાને કોઇ સારી સમજ ધરાવનારને કાંઇ ઝાઝું મુશ્કેલ પડે એમ નહીં હતું.

તે નવેંમબર મહીનાની એક ઠંડી રજણી આનંદની ચંદણીમાં જાણે ઝળકી રહી હતી, અને આસપાસમાં માંથુ નમાવીને નિંદ્રાવસ થયલાં ઝાડપાનનો બેહેકાત તે તમામ લીલોતરી વચ્ચેથી પશ્ચિમ ભણીની એક લેહકી સાથ આવતો એવો તો તન અને મનને તાજગીબખ્શ પુરવાર થતો હતો કે રાત્રે લગાર અસુરં થયલું હોવા છતાં જાલને હજી પોતાનાં ગાયનની તે ગમત ખતમ કરીને સુઇ જવા જાણે મન માનતું ન હતું.

"ઓલ્લો, ઓલ્લો, આજ તો કંઇ ખુબ રંગરાગમાં તું ઉતરી ગીયોછ, જાલી?" એવામાં એક અવાજે પાછળથી દાખલ થતાં કહ્યું, અને જાલે મ્યુઝીક બંધ કરીને તુરત પાછું ફરી જોયું.

"આવી મનોહર ટેકરી પરની આવી એક દીલપસંદ રાત્રે રંગરાગમાં કોણ નહીં ઉતરે, પેસી?" જાલે હસીને જવાબ કરયો; "હું તો બા તેવા એકને આદમી નહીં પણ હેવાન જાણું."

"તુંને ભલે અહીં એટલું બધું ગમતું હોએ, પણ મારો તો હવે મુંબાઇ પાછો ફરવા જીવ ભખભખ થયા કરે છે," પેસીએ એક અવાચી ખાતાં કહ્યું: "મને અહીં ઘણુંજ ડલ લાગેછ."

"ડલ?" જાલે તાજુબીમાં પુકારયું; "ત્યારે આવી શાંતીની મજાહમાં તું માનવાવાળોજ નથી. તુંને ખુદા જાણે એ ફીસ્યારીની ગરબડખોરી ને ઠાલી ઘોંઘાટ કરાવનારી જીંદગી ગમતીજ કેમ હોશે?"

પેસીએ ખભાં ચહડાવ્યાં.

"પણ વારૂ તુંને હું હમણાં ગાતો હતો તે "મૅલડી" ગમ્યો કે નહીં? ખરૂં કેહજે?" જાલે જીજ્ઞાસુ તલબગારીથી પુછયું.

"વેલ, ગમ્યો તો ખરો," પેસીએ અધકચરાં મનનો જવાબ કરયો, "પણ હું તો મારૂં મત તુંને આપી ચુકયોછ, જાલી, કે એક પબલીક સ્ટેજપર એક તંબુરો લેઇને દેખાવ કરવાનો તારો અભખરો મને તો જરા થઇને ગમતો નથી. યાદ રાખજે—હું પાછું

ચેતાઉંછ—કે જો તારા પપા એ વાત સાંભળશે તો તરત તરફડીને મરી જશે! તારા બાપ જેવા મુંબઇના એક આગેવાન શેઠયા ને માનવંત અકાબરને એ જરા થઇને શોભવાનું કે ગંમવાનું નથી."

"તું તો સરબસર દીવાનો થયોછ, પેસી," જાલે કાંઇક ગુસ્સાથી કહયું. "અવલ તો પપા બિચારા એ વાત જાણવાજ કેમ પાંમશે? વળી હું કશું બી તેવણને ઠગવા જેવું ખોટું કરૂંછ એ મારૂં અંતકરણ કબુલ કરી શકતુંજ નથી. એ તો એક એમેચ્યુઅર કોનસર્ટ છે—થોડો હું કમાઇ કે પેટને સારૂં સ્ટેજપર ઉતરવાનો છેઉં જે તેની વાત?"

"વારૂં, પણ એ જલસો થવાનો તો એક ઇંગ્રેજી દેવલના સમારકામના ફંડ સારૂજ કેની?"

"હા."

"ત્યારે તું સ્ટેજપર ઉતરીને તેનાં ફંડમાં મદદ કરે તે કરતાં ગુપચુપ હજાર બે હજારનો ચૅક ભરી આપીને અલગો થઇ જાએ તેજ શું બેહેતર નથી?" પેસીએ ઉજ્રર ઉઠાવી.

"ત્યારે તો મારા પૈસા ને પદવીની વાત એકદમ અહીં જાહીર થઇ જાએ," જાલે સમજ આપી, "ને તેવું થયલું હું જોવા ચાહતો નથી. મારો સબબ તો હવે તું જાણી ચુકયોછ, બીરાદર?"

"પેલી પોરીને ખાતર?"

"હા."

પેસીએ પાછાં ખભાં ચહડાવ્યાં.

"જાલ," તેણે ઘણી ગંભીરાઇથી કહયું, "મારી ખાત્રી છે કે તું મને મોટા શેઠના ખાસડાંજ ખવાડવાનો થયોછ! તારીપર મારૂં એટલું બધું દીલ છે કે હું તારી સાથે સખ્તાઇથી વરતવા માંગુછ પણ મુતલગ તેમ થઇ શકતું નથી. પણ મને બીહીક લાગેછ કે આપરા બધાંના કમનસીબે તુને હવે બધું ઉલટું ને ઉધુંજ સુઝ પરેછ. મોટા શેઠ ધારેછ કે તારી મુસાફરીઓ ને સેહેલધાહોમાં તું કાંઇબી ગોજું નહીં કરે તે વાસ્તેની સંભાળ સારૂ હું તારી સાથે છેઉં તે તે બસ છે. પણ તું તો બચ્ચાજી હવે મને બી વેચીને ચણા ખાઇ

જાએ તેવો બાંગર થતો ચાલ્યોછ, ને વચમાં મારો ગરીબનો કુટુંબો ચઇ જવાનો છે!"

જાલ તુચ્છકારથી—લગભગ ગુસ્સાથી હસ્યો. "તું બાજે વખત ઘણો હેમક થાએછ, પેસી," તેણે મેન્ડોલીન ખુરસીપર મુકીને કાંઇક ગુસ્સાના આવેશમાંજ ઉભો થતાં સ્હેજ તપી આવીને કહયું; "તું કાંઇ હજી મને બુચોજ સમજેછ વારૂ કે મારે તારી અકકલેજ ચાલવું જોઇશે ને તું કહે તેમજ કરવું પરશે?"

"તે તો બા તું જાણે," પેસીએ કહયું, "પણ જો તું એમ વાંકોજ થશે તો પછી ન છુટકે ને નાચારીએ મને બધો હેવાલ મોટા શેઠને રજુ કરવોજ પરશે."

"કીયો હેવાલ?"

"અવલ તો આએ જલસાનો. અને—"

"પણ જલસાની એ હીલચાલમાં ને મારી સામીલગીરીમાં વાંધાભરેલુ છેજ શું તે તો જરા મને સમજાવ?" જાલે પાછો તકાજો કરયો. "સારે સારે ઘેરના સદગ્રહસ્થ યુરોપ્યનો ફક્ત એક વખત શોખને ખાતર અને ધરમનાં ફંડને મદદ થવાની શુભ મકસંદથી સ્ટેજપર ઉતરશે, ને તેઓને મારો અવાજ ગમવાથી મને બી જૉઇન થવાને તે લોકે ચાહીને ઇજન કીધું જે મેં બાહાલ રાખ્યું તો તેમાં એટલું બધું નખ્ખોદ તે શું વળી જવાનું છે?"

"નખ્ખોદ એજ કે આપણા કુટુંબની હીણપસ્તી," પેસી છતો થયો. "મેં તુંને હજાર વાર સમજાવ્યું તેમ પબ્લીક સ્ટેજપર દેખાવ કરવાનું તારા જેવા એક પેહલે વાંધેના શેઠયા ને લખોપતી બાપના દીકરાને છાજતુંજ નથી."

"અટર રૉટ," જાલે ગુસ્સાથી તે અગાસીની જમીનપર પગ ચોકતાં મોંઢું મરડીને કહયું.

"વળી ખરાબી કાંઇ એજ નથી," પેસીએ જારી રાખ્યું, "સૌથી વધતી મોટી ખાનાખરાબી વાસ્તે તો હવે તું મને આગળ રહીને બોલાવેછ ત્યારે મારે ખરી ખંખારીને બોલવું પરેછ, અને તે પેલા ઘરડા ફલા ફ્લૉરીસ્ટના મરનાર છોકરાની છોકરીને લગતી છે," પેસીએ ભાર નાંખી કહ્યું, "તું વિચાર તો કર—એ શું તુંને છાજતું

છે ? ઇંગ્રેજ બચ્ચાઓ એમ જ્યાં ત્યાં પ્યાર કરતા ને પ્યાર શોધતા ફરે, પણ તે ઇંગ્રેજી મોહને આપરે જરથોસ્તીઓને મરવાનું પાલવે, કેમ ? ધુર વાળી તું બી આંઠ પંદર દાહરા જરા તારૂં મન બેહલાવીને ચાલતો થતો હોએ તો; પણ તું તો એ પોરીને લગનાં તારાં બેંમાણુમાં રોજ વધતો ને વધતો દીવાનો થનો ચાલ્યોછ, ને ત્યારે મને જે ધુજરાં છુટેછ તે એજ કે આયંદે એ બધા અંધાપાનું સેવટ શું આવશે ?"

"પેસી," જાલે કંઇક ઠંડો પડતાં ને પેસીને ઠંડો પારતાં કહ્યું, "મારૂં ગાન ને તારી એ બધી બીનહાંસલ ઝીકરથી હવે તું ડાહયો થઇને હાથ ઉઠાવ. તારી એ જાતની મારી પરની મેહતાગીરી હવે મને મુતલગ ગમતી નથી. હવે હું ૨૩ વરસ પુરાં કરીને ચોવીસમાં વરસની ભરતીમા આયોછ, ને તેથી તું હજી સુધી મને નાક પકરીને ચલાબ્યો જાએ તે ખ્યાલ હું ખમી શકતો નથી. તું બધું પપાને કહી દેવાની મને જરાજરામાં ધમકી આપ્યા કરેછ—"

"હા, કારણ જે હું નિમકહલાલ છેઉં," પેસી બજીદ થયો, "તું એમ બોલીને મને મારી મુફલીસ ને ઓસ્યાળી હાલત યાદ કરાવી વધારે જલાવ ના, જાલ. હું જાણુંછ કે તારા બાપ મારા સગા કાકાજી થાએછ ને તું મારા કાકાનો છોકરો એટલે આપણે બેઉ ભાઇઓજ છઇએ, પણ તારા પપાએ મને મારાં મુફલીસ માએબાપ મોહતાજીમાં મરવા પછી આજવેર પોતાને આસરે પાળ્યોછ તે પરવશીને હું નગુણો તો બા નથીજ પુરવાર થવાનો !"

"પણ ત્યારે શું તુંને મારા પપાએ મારી પર મેહતાગીરી કરવાજ રાખેલો છે ?"

"તું ગમે તેમ તુચ્છકારથી બોલ," પેસીએ કાંઇક ગમગીનીના દેખાવથી જવાબ કરયો, "પણ તું જેને મેહેતાગીરીના તુચ્છકારનો એલકાબ આપેછ તેમાં હું તો એટલુંજ જાણુંછ કે તારી પર દેખરેખ રાખવા ને તારી સંભાળ લેવાનો મને તારા પપાનો ખાસ હુકમ છે, કેમજે તું જાણેછ કે હું તારા કરતાં દસ વરસ વરો છેઉં. અલબત હું તુને બી નારાજ કરવા કે તારી ખફગી ખેંચી લેવા બી ખુશી તો નથીજ, કેમજે હું તમો બેઉ બાપ બેટાનો ઓસ્યાળો છેઉં, પણ તેથી મારે મોટા શેઠના ગુસ્સાનો જાસ્તી ડર કરવોજ જોઇએ. વળી મારે દુન્યાનો બી ડર કરવો જોઇએ."

"હો ! હો !"—અને જાલ વધતા તુચ્છકારથી હસ્યો.

"તું તારે ગમે તેમ હસ," પેસીએ જારી રાખ્યું, "આવી તારી ઉજાજરાઇથી જો કંઇ માઠુંજ પરીણામ થયું, ને તું તારા બાપના એકનાએક સપુતને કાંઇ વાંકુચુકું થયું તો લોક મારે વાસ્તે શું કેહશે ? લોક તો એમજ કેહેશે કેની કે કાકાના બેસુમાર દલ્લાનો વારસ થવા મેં આગળ રહીને તારો કચરડો નિકળી જવા દીધો ? લોક થોડાં બાતેનનો ભેદ જાણવા આવવાનાં છે જે તેની વાલ ?"

"ચલાવ—આગળ ચલાવ," જાલે કાંઇક ગમત પામીને કહ્યું.

"તું બચગીથીજ એવો હુલવેલ્યો ને હુલ્લર હતો કરીને તો તારા પીતાજીએ તુંને મારી દેખરેખ તળે મુક્યો, અને આએ મુસાફરીમાં બી તું જે બી નાદાની કરે તે બધાનો જવાબદાર હુંજ છેઉં તે શું તું જાણતો કે માનતો નથી ? તું તારા બાપની આંખની કીકી છે. તારા બાપનો તારીપર જેવો દીવાનો પ્યાર છે તેવા પ્યારથી કોઇ બાપ પોતાનાં એકનાં એક બચ્ચાંપર એમ વીહીલો પરતો નહીંજ હોશે,--અને તે છતાં અત્યાર સુધીમાં તારી કેટલી બધી નાદાનીઓ તારા પપાની ઇતરાજીના ભોગે બી મેં તેવણને ચેતાવ્યા વગર ચાલવા દીધીછ ? પણ આએ નિલગીરીઝમાં આવ્યા પછીનાં તારાં ઢણુક તો, હું ખરેખર દીલગીર છું જાલ, કે હું લઇ ચલાવી શકવાનો નથી. તે ઘણાંજ ગંભીર છે, ને પરીણામમાં વળી ઘણાં વધારે ગંભીર થઇ પડવાની બીહીક બતાવે છે. અવલ તો આએ કોનસર્ટનોજ મને વાંધો છે."

"પણ હું તે માટે વચનથી બંધાઇ ચુકોછ !"

"બોશ; વચન ને પચન શાંનાં બલ્યાંછ ? કાંઇ બી બાંહણુ કાહાર," પેસીએ આગ્રહ કરયો. "ખાત્રી માનજે, જાલ, કે મોટાશેઠને કાંને જો એ વાત જશે—"

"પણ કેમ ? મેં કાંઇ મારૂં આખું નામ આપ્યું નથી ?" જાલે સમજાવ્યું; "પ્રોગ્રામમાં બી ફક્ત 'મી૦ જાલ' કરીનેજ મારાં ગાયન સામે છાપેલું છે, ને એવા જાલ નામના જવાનો તો જૂની ફીસમે હિંદુસ્તાનમા કકરી જાયછ તો પછી પપા બિચારા શું જાણવાના હતા ? તે કરતાં જા, જો પપા તારીપર એને સારૂ ચીરડાશે તો હું તુને દરેક જોખમથી એકદમ મોકળો કરવાનો કોલ આપુંછ.

તું જાણેછ કે હું મારાં વચનપર કેવો મરવાવાળો છેઉં તે. એક વખત હું કોલથી બંધાયો તો પછી દુન્યા ઉલટ પુલટ થતાં બી—".

"તેજ તો મારી ફકર ને ફરયાદ છે," પેસી વચ્ચે પુરાયો, "ત્યારેજ તો આએ તારી કોનસર્ટની જીદ ને પેલા ફલાકાકાની દુકતીને માટેના તારા ઘેલાચેરા પ્યારને બાબે હું બીકી મરૂંછ !"

જાલ ખુશમિજાજી હસ્યો. તેનો ગુસ્સો અત્યારમાં તો પાછો સમી ગયો હતો. તે દીલનો દાઘેલ કે કપટી ન હતો. ભલાઇ ને ભોળાઇનો તે એક હુબહુ નમુનેદાર નમુનોજ હતો.

તેને પોતાના આ પીત્રાઇ માટે માન હતું. ને તેનાં ભલાંમાંજ છે અને તેને ખરે રસ્તે પ્રેરવાની મકસદથીજ તે આટલું બધું તેને કેહતો ને વારતો રહયો હતો એમજ તે માનતો હતો. ગરીબ જાલ ! પ્રપંચીઓ હમેશ એવાજ દેખીતા તમામ ભોળાભાળા ને મીઠાબોલા થાએ છે તેનું તેને ભાંણુ ન હતું. ને દુન્યામાં બધાંજ આસામીઓને પોતાના જેવાં નિર્મળ અને નિષ્કલંક માનતો હતો !

—:૦:—

## પ્રકરણ ૨ જું.

"કેમ, હવે તને ધીરજ વળી ?" જાલે પેસીને ચુપ થયલો જોઇને જરા વારે પુછયું; "હાલ તુરત હું માંગી લેઉંછ કે તું જે ચાએછ તે આંખ મિચીને જોયા કર, ને જો તેમાં તુંને કાંઇ બી ટપકો સાંભળવો પરશે તો હું પ્રોમીસ થાઉંછ કે તેમાથી હું તુંને પોતે બચાવી લેવશ. હું બધો જોખમ મારેજ શીર રાખુંછ; હવે તો બસ ?"

"નાચાર" પેસીએ લાચારીનો લાંબો દમ ખેંચીને નિસોશ જવાબ કરયો. "તારી પર મારો જીવ એટલો બધો છે કે હુંજ જાણે નાંખતી કરીને આગળ રહીને તુંને બગારૂંછ ! મગર એક વાત તો ખ્યાલમાં રાખજે, જાલ ડીઅર, કે આએ ચાલતા માસની આખેરી સુધીમાં હવે આપુને મુંબાઇ તો કોઇ બી સુરતે પાછું ફરવુંજ જોઇશે. તારા પપા હવે ફ્રેની સાથનાં તારાં લગનને વાસ્તે અત્યંત ઉતાવળમાં પડયા છે. એક વખત તો તુંને એ ફ્રેની ગમતીતી, નહીં જાલ ?"

"અને હજી બી ગમેછ," જાલે ગરમ દીલસોજીથી કહયું. "ગમ-વાજોગજ તે એક નેકબખ્ત જવાંન બાનું છે."—અને પેસી એ વખતની તેનાં દીલની પ્રમાણીક ઉશ્કેરણી વચ્ચે તે બપોર સરખી ચંદણીમાં તેનો તેજસ્વી ચેહેરો જે અજાબજેવી ખુશનુદી ધારણ કરી શકયો તે અદેખાઇથી જળતાં જીગરે જોતો ઉભો! ખુબસુરતી, પૈસા, બાપીકો પ્યાર, પદવી એ સઘળું તેનું—તેનું એકલાનું હતું, કે જયારે તે પોતે કમબખ્ત તો તમામ મોહતાજ, ઓસ્યાળો, એક ઠાલી ખુશામદખોર અને હાંજી—હાં કરનારી જીંદગીએ જીવવાવાળો કંગાળ હતો!

"મગર તે બિચારી તો તુંને ખરાં જીગરથી ચાહેછ," તેણે યાદ આપી.

"હા, તેનું કંઇક એમ દીલ મારી તરફ છે ખરૂં," જાલે કબુલ કરયું, પણ હવે હાલ તો જવા દે એ વાત. હાલમાં એટલુંજ જાણવાનું બસ છે કે આપણે બેઉ પા કલાક આગમચ લડી પરવાની તૈયારીમાં હતા તે પાછા દોસ્ત થયાછ. પેસી, હું તારી ચાલ વખાણુંછ. અલબત બાજે વખત તું મારા પપાની હદ વનાની ખુશામદ કરતો હોએ ને હાંજી—હાંવાળાં છેક કમીનાં જીવતરથી જીવવાવાળો હોએ એમ મને લાગવાથી હું કબુલ કરૂંછ કે મને તારી તરફ ઘણો ધિક્કાર બરપા થતો હતો, પણ હવે હું જોઇ શકુંછ કે ખરેખર તો તારામાં તે નિચવિદ્યા કે પાપ નથીજ."

"ઠેંક યુ," પેસીએ લગાર ઉંચે મોંહને કહ્યું—અને જો જાલ જોવા માંગતે નો જોતે કે તે કપટી જવાનની આંખમાં કીનાનોજ આતશ તે વખતે સરયામ ઝળઝળ થતો ચમકતો હતો!

"ચાલ, ત્યારે હવે આપણે નિચે બાગમાં ઉતરયે," જાલે દરખાસ્ત કરી. "તુંને અયાસીની પખીન એટલા વારમાં ઉંઘ તો નથી આવતીની? ચંદણી એવી તો તબ્યત ખુશ થઇ જાએ એવી પરેછ કે આપરે કલાકેક પેલા ઉંચાં ચઢાંણની પેલીમેરની ખીન આગળ ફરી આવશું તો જીવને ઘણી રાહત મળશે."

"તું મને આએ તારા નવા પ્યારની બધી વાત ત્યાં ફરતાં ફરતાં ખુલાસો કરીને કહેશે!" પેસીએ તલબ કરી.

"તેથીજ તો હું તુંને લઇ જાઉંછ," જાલે નિચી નજરે, એક શરમાળ બાળા પેરે કાંઇક ઓશકાતો શરમાતાં જવાબ કરયો; "ફ્રેનીના પ્યારની તેં વાત કાહરી ત્યારે હવે તુંને બધું ખરેખરૂં કેહી ને બધું કબુલ કરી દેવાથી મારી ભરાઇ રહેલી છાતીને ઘણી ખલાસી મળશે."

"તું મને એમ વિશ્વાસથી ટ્રીટ કરેછ તે જોઇ હવે મને ઘણું સુખ થાએછ, જાલ," તેઓ હાથમાં હાથ મેલવી તે પછી તે મોટાં હાટેલનો કુશાદે દાદર ઉતરી જતા હતા ત્યારે પેસીએ તેને કહ્યું. "જા, તુને જે કેહવું હોએ તે મને તારો ભાઇ જાણી બેધડક ને સાચેસાચું કેહે. તેં મને મેહેતાગીરી કરવાનો એલકાબ આપી જરા વાર પર મોટું અપમાન કીધુંતું, પણ હું તો તુંને ખાત્રી આપવા માંગુંછ કે તું જો મને તારા વિશ્વાસમાં લેશે તો ઉલ્ટું જેમ એક માએ પોતાનાં બચ્ચાંને પનાહ આપે તેમ હું તુંને તારા પપાના ગુસ્સાથી પાસબાંની આપીને સાંઓ સમાલશ ને બચાવશ."

અને એ મુજબ વાત કરતા તેઓ બેઉ તે વિશાળ મેદાનમાં ઉતરયા. ત્યાં ખુદરતનો નકસ તે ખુશાલ ચંદણીમા ઘણોજ જોવાજોગ થઇ પડયો હતો. તે બાજુના પાહાડો એકએકની ઉપર જાણે ચકકર લઇ ચકરાવો ખાતા લંબાયા હતા, ને ઝાડપાનના ખીચોખીચ જથા વચ્ચેનાં તે ચઢાંણો ને ઢળાવો ખીનોને નાકેથી ઘણાજ જોવાજોગ હદ સુધી દીલપઝીર દેખાતાં હતાં. જાણે નીલ રંગનાં આસ્માનને મુકાબલે પોંહચેલા તે ગીરીઓ ખુદાની ખુદાઇનોજ ખાસ કરીને તે વખતે અભ્યાસ કરાવતા હતા।

પણ હાલ ના તો જાલ કે ન તો પેસી એ નકસ જોવા કે વખાણવાની મકસદથી બાહેર પડયા હતા. હાલ તો તેઓ બંને પોતપોતાની મતલબને જવાબ કરતી કીસમે પોતપોતાની વાતચીત માંજ તમામ મશ્ગુલ થયલા આગળ વધતા હતા.

આસપાસમાં સઘળું તે વખતે છેક અશો હદ સુધી સ્થિર, શાંત ને ચુપ હતું. આખી ખલક જાણે જીવનની હસ્તીમાંથી નિંદ્રાની નિસ્તીમાં ગરક થઇ ગઇ હતી, અને ભોલપણની ભલાઇમાં જાલ જ્યારે પેસીને એ વેળાએ પોતાની દોસ્તીની ગોદમાં દાબી પોતાની વાત કેહતો આગળ વધતો હતો; ત્યારે તે જાણુતો ન

હતો કે ખરેખર તો તે એક ઝેરી સરપનેજ એ કીસમે પોતાની છાતીમાં સપોવતો હતો !

"મારે તારી આગળ એ મારા પ્યારની કેફીયત કેહવાનું શરૂ કેમ કરવું તેજ જાણે મને સહમજ પરતું નથી, પેસી," તે કોઇ 'ગામરેની ગોરી' ને વાસ્તેના પોતાના પ્રૌઢ પ્યારનો એકરાર પોતાના 'કઝીન' આગળ કરતી વખતે કંઇક ઓશકાતાં ગુચવાતાં જાણે કહ્યું. "તું પોતે પ્યાર બાબે એટલો બેઅસર આદમી છે કે મને બીહીક લાગેચ કે મારી લાગણીઓનું પ્રમાણ કદી બી તારા ખ્યાલમાં આવી શકવાનુંજ નથી. હું આપરી ફ્રેનીને માટે એક વખત મારાં મનથી એમજ ધારતોતો કે હું તેને ચાહુંછ અને પપાની મરજીને માન આપી તેને મેં તથી મારી ભવિશની મોહરદાર તરીકે કબુલ રાખવા લગભગ હા વટીક કહ્યું ત્યારે તેને વાસ્તે પછીથી ના કેહવી પરવાના આવા એક અજબજેવા સંભવનો મને દુરનો એક સ્વપ્નો બી નહીં હતો; પણ હવેજ હું જોઉંછ કે ફ્રેનીને માટેનો મારો પ્યાર તે કંઇ પ્યાર હતોજ નહીં, ને એ ખરેખરી લાગણી તો કાંઇ જુદીજ તરેહની એટલી તો બુલંદ, એવી તો ખરાં દીલની, ખરી અસરની લાગણી છે કે જેનું બયાન વટીક થઇ શકે નહીં !"

"એ બધાં બચ્ચાંનાં ચેરાં છે," પેસીએ ધીમું હસીને કહયું.

"ચેરાં કેમ ને ?"

"ચેરાં એટલા વાસ્તે કે એનું પરીણામ ખરેખર ઘણું માઠું થવાનું છે," પેસીએ પાછું કહયું—"નહીં, તું વરી ગુસ્સો ના કરી ઘર. મને એમાં મોટો ભય અત્યારથીજ નજર આવેછ. અલબત હું જાણુંછ કે હું તે માટે હવે તારી ખાત્રી કરી શકવાનો કે તારૂં મન ફેરવી શકવાનો નથી, પણ હું તુને યાદ આપવા માંગુંછ કે તારા પપાની સૌથી માનીતી મુરાદ તે ફકત એ નવલશાહ હીરજીની ફ્રેની સાથ તુંને પરણાવાની છે. એ બેઉ દોસ્તો ભઇ ભઇ જેવા ઉતા તે મને ખબર છે, ને તેંની ફ્રેનીને વહુ કરવાનું નવલશાહ શેઠને મરતી વખતે આપરા મોટા શેઠે વચન આપ્યુંતું."

"તે બધી વાત મને ખબર છે.

"હું જાણુંચ કે તુંને ખબર છે ને તે છતાં તેનું ગંભીરપણું અસરકારક રીતે સમજાવાજ તેની પાછી હું તુંને અત્યારે યાદ

આપુંછ," પેસીએ કહ્યું. "વળી તુંને ધ્યાન કરવાનું છે કે મોટા શેઠની પોતાની તબ્યતનું હવે કશુંજ ઠેકાણું નથી. ઘોડાઓએ મસ્તી કીધી ને વિકટોરયા ઉંધી વારી નાખી તે છેલ્લો ગંભીર અકસ્માત બના પછીથી આએ છેલ્લાં વરસમાં એવણની તબ્યત રોજ લઠરતીજ આવી છે—તે એટલે સુધી કે આવો કોઇ 'શૉક' લાગે તો મારી ખાત્રી છે કે તરતજ તેવણનું હાર્ટ બંધ થઇ જશે."

"હા, પણ હવે એમાં હું કરી શું શકું?" જાલે લગભગ રડી દેઇને પુછ્યું. "મને મારા પપાનું નથી લાગતું એમ તો નથીજ, પણ તેવણને રાજી કરવા હું મારી પોતાની રાજી વના ફ્રેની સાથ પરણું એ વાતમાં શું કશો બી ઇન્સાફ છે?"

"પણ ફ્રેનીને છે શું?"

"કશુંજ નથી; ઘણી કેળવાએલી છે—ઘણી નમાતી ને ગરીબ છે—ઘણી ખાન્દાની છે. અને મોટે ઘેરની ને મોટા વારસાવાળી છોકરી છે," જાલે કહ્યું.

"અને તુંને વળી સાથે લાગી ઘણી ચાહનારી છે," પેસી પાછો વચ્ચે પુરાયો.

"હા, એનું મારા પર એમ જરા દીલ છે ખરૂં," જાલે કબુલ કર્યું, "પણ તે હું ધારૂંછ જે ખરાં દીલનાં કરતાં પપાનો સુખન રાખવા ને તેવણને રાજી કરવા વધારે છે. એ બી પપાને પોતાના મરનાર બાપના જેટલાંજ હેતથી ચાહેછ ને માન આપેછ, એટલે જેમ મેં પપાનો સુખન રાખ્યો હતો તેમજ એણે બી રાખેલો લાગેછ; પણ હવે મને જણાંએછ કે એ છોકરી મુતલગ મારા ટેસ્ટની નથી. હું દીલગીર છું કે એવી એક ચુપ સમજુતથી અમો અદરાયલાં હોઇએ તેવું કંઇ અરસપરસ થઇ ગીયુંછ, મગર એ લગન હવે કદી બી થઇ શકવાનાં નથી."

31,172

"સબબ?"

"સબબમાં મારો હાલનો મોટો પ્યાર છે."

"એક સાધારણ બાગબાન અથવા માળીના છોકરાની છોકરી," પેસીએ તુચ્છકારથી કહ્યું.

હતો કે ખરેખર તો તે એક ઝેરી સરપનેજ એ કીસમે પોતાની છાતીમાં સપોાવતો હતો !

"મારે તારી આગળ એ મારા પ્યારની કેફયત કેહવાનું શરૂ કેમ કરવું તેજ જાણે મને સહમજ પરતું નથી, પેસી," તે કોઇ 'ગામરેની ગોરી' ને વાસ્તેના પોતાના પ્રૌઢ પ્યારનો એકરાર પોતાના 'કઝીન' આગળ કરતી વખતે કંઇક ઓશકાતાં ગુચવાતાં જાલે કહ્યું. "તું પોતે પ્યાર બાબે એટલો બેઅસર આદમી છે કે મને બીહીક લાગેચ કે મારી લાગણીઓનું પ્રમાણ કદી બી તારા ખ્યાલમાં આવી શકવાનુંજ નથી. હું આપરી ફ્રેનીને માટે એક વખત મારાં મનથી એમજ ધારતોતો કે હું તેને ચાહુંછ અને પપાની મરજીને માન આપી તેને મેં તથા મારી ભવિશની મોહરદાર તરીકે કબુલ રાખવા લગભગ હા વટીક કહ્યું ત્યારે તેને વાસ્તે પછીથી ના કેહવી પરવાના આવા એક અજબજેવા સંભવનો મને દુરનો એક સ્વપ્નો બી નહીં હતો; પણ હવેજ હું જોઉંછ કે ફ્રેનીને માટેનો મારો પ્યાર તે કંઇ પ્યાર હતોજ નહીં, ને એ ખરેખરી લાગણી તો કાંઇ જુદીજ તરેહની એટલી તો બુલંદ, એવી તો ખરાં દીલની, ખરી અસરની લાગણી છે કે જેનું બ્યાન વટીક થઇ શકે નહીં !"

"એ બધાં બચ્ચાંનાં ચેરાં છે," પેસીએ ધીમું હસીને કહયું.

"ચેરાં કેમ ને ?"

"ચેરાં એટલા વાસ્તે કે એનું પરીણામ ખરેખર ઘણું માઠું થવાનું છે," પેસીએ પાછું કહયું—"નહીં, તું વરી ગુસ્સો ના કરી ગર. મને એમાં મોટો ભય અત્યારથીજ નજર આવેછ. અલબત હું જાણુંછ કે હું તે માટે હવે તારી ખાત્રી કરી શકવાનો કે તારૂં મન ફેરવી શકવાનો નથી, પણ હું તુને યાદ આપવા માંગુંછ કે તારા પપાની સૌથી માનીતી મુરાદ તે ફકત એ નવલશાહ હીરજીની ફ્રેની સાથ તુંને પરણાવાની છે. એ બેઉ દોસ્તો ભઇ ભઇ જેવા ઉતા તે મને ખબર છે, ને તેની ફ્રેનીને વહુ કરવાનું નવલશાહ શેઠને મરતી વખતે આપરા મોટા શેઠે વચન આપ્યુંતું."

"તે બધી વાત મને ખબર છે.

"હું જાણુંચ કે તુંને ખબર છે ને તે છતાં તેનું ગંભીરપણું અસરકારક રીતે સમજાવાજ તેની પાછી હું તુંને અત્યારે યાદ

આપું છ," પેસીએ કહયું. "વળી તુંને ધ્યાન કરવાનું છે કે મોટા શેઠની પોતાની તબ્યતનું હવે કશુંજ ઠેકાણું નથી. ઘોડાઓએ મસ્તી કીધી ને વિકટોરયા ઉંધી વારી નાખી તે છેલ્લો ગંભીર અકસ્માત થના પછીથી આએ છેલ્લાં વરસમાં એવણુની તબ્યત રોજ લઠરતીજ આવી છે—તે એટલે સુધી કે આવો કોઇ 'શૉક' લાગે તો મારી ખાત્રી છે કે તરતજ તેવણુનું હાર્ટ બંધ થઇ જશે."

"હા, પણ હવે એમાં હું કરી શું શકું?" જાલે લગભગ રડી દેઇને પુછ્યું. "મને મારા પપાનું નથી લાગતું એમ તો નથીજ, પણ તેવણુંને રાજી કરવા હું મારી પોતાની રાજી વના ફ્રેની સાથ પરણું એ વાતમાં શું કશો બી ઇન્સાફ છે?"

"પણ ફ્રેનીને છે શું?"

"કશુંજ નથી; ઘણી કેળવાએલી છે—ઘણી નમાની ને ગરીબ છે—ઘણી ખાન્દાની છે. અને મોટે ઘેરની ને મોટા વારસાવાળી છોકરી છે," જાલે કહયું.

"અને તુંને વળી સાથે લાગી ઘણી ચાહનારી છે," પેસી પાછો વચ્ચે પુરાયો.

"હા, એનું મારા પર એમ જરા દીલ છે ખરૂં," જાલે કબુલ કર્યું, "પણ તે હું ધારૂંછ જે ખરાં દીલનાં કરતાં પપાનો સુખન રાખવા ને તેવણુને રાજી કરવા વધારે છે. એ બી પપાને પોતાના મરનાર બાપના જેટલાંજ હેતથી ચાહેછ ને માન આપેછ, એટલે જેમ મેં પપાનો સુખન રાખ્યો હતો તેમજ એણે બી રાખેલો લાગેછ; પણ હવે મને જણાંએછ કે એ છોકરી મુતલગ મારા ટેસ્ટની નથી. હું દીલગીર છું કે એવી એક ચુપ સમજુતથી અમો અદરાયલાં હોઇએ તેવું કંઇ અરસપરસ થઇ ગીયુંછ, મગર એ લગન હવે કદી બી થઇ શકવાનાં નથી."

31,172

"સબબ?"

"સબબમાં મારો હાલનો મોટો પ્યાર છે."

"એક સાધારણ બાગબાન અથવા માળીના છોકરાની છોકરી," પેસીએ તુચ્છકારથી કહ્યું.

"હા; મગર ધંધામાં શરમ શું છે? જેફ ફુલાકાકાનો એ તો એક વરસોથી ચાલતો આવેલો અતરેનો ધીકતો ધંધો છે," પેસીએ કહયું; "ઑર એ તો એ ગરીબ પારસીની એક તારીફની વાત છે. છેક બચગીથીજ ફુલપાનનો તેવણુને શોખ હતો, ને તેમાં સમજદારી મેળવીને આજે તેવણુ ગરીબ સંસારે જે આબાદી જોયછ તે પંકતીએ પુગ્યાછ. અહીંના તમામ ઈંગ્રેજોમાં "ફલો ફલોરીસ્ટ" એક જાણીતું નામ થઇ પરેલું છે, ને જો કે પોતે ઇંગ્રેજી નથી જાણુતા તે છતાં અહીં એ ડોસાજી મચી ગયલા છે ને તમામ જાતપરંજાતમાં પ્યારા થઇ પરેલા છે તે શું એવણુની તારીફની વાત નથી?"

"પુ," પેસીએ વધતા તુચ્છકારથી કહયું.

"તું પુ કર કે પુ કર તેથી જે છે તે કંઇ નથી થવાનુ નથી," જાલે સમજાવ્યું.

"અને એની પોરીનું શું નામ છે?" પેસીએ પુછયું.

"સરેસ્તાનું ને ખરૂં નામ તો મીઠી છે, પણ અહીંનું લોક એને એક કંઇ ઘણાંજ નવાઇજેવાં નામથી બોલાવેછ," જાલે ફીકકું હસીને કહયું.

"તે શું?"

"જી—રોજી."

"શું?"

"જી—રોજી."

"જી—રોજી! તે શું બલ્યુંછ?"

"હું જાણુતોતોજ કે તુંને કંઇ એ ગમવાનું નથી, પણુ હું તો એમ ધારૂંછ કે એનાથી બેહેતર ને એનાથી જયાદા અર્થસુચક બીજું કાઇ બી નામ એ સુંદરીને વાસ્તે થઇ શકેજ નહીં," જાલે ઘણી વખાંણુના જુસ્સાથી કહ્યું. "એ તો તેની હદ બાહેરની ને કાંઇ અજબજેવી ખુદાઇ ખુબસુરતીને ખરેખરી એક મોટી કોંપ્લીમેન્ટ આપનારૂં નામ છે, ને એવું એક નામ આપવા સારૂ આ ટેકરીપરનાં બધાં દેશી રહીશોને જાબજા સાબાશી મળવી ઘટેછ!"

"એટલું બધું?" પેસીએ હજી વધારે વધતા તુચ્છકારના અનકાથી કહયું; "મગર એ નામ આપીને અહીંનાં એ ગમારો એ પોરીને વાસ્તે શું સમજાવવા માંગતા હોશે?"

"તે હું તુંને સમજાઉં," જાલે તેના અનકા ચસ્કા લોહીના એક ગોટ સાથે ગળી જતાં કહયું. "તે છેજ એવી કે જો સહવારને પોહોર તેનું મોતું જોયું હોએ તો જોનારને જી ને રોજી (આયુષ અને લક્ષ્મી) બેઉ વધે!"

"ઓ, હા, હું સહમજયો," પેસીએ મોટે સ્હાદે હસી પડતાં કહયું; "તેથીજ તો ફ્યો ફ્લોરીસ્ટ જે તું કેહેછ જે એ પોરીનો ખપાવો થાએછ તે બિચારો પૈસાને વાસ્તે ફુલ વેચવાનાં અવતયાંમાં આખી ઉમર ગુમાવી ચુકો!'

"વૅલ, તું તો ત્યારે જાણીબુજીને હેમક થવાજ બેઠોછ," જાલે વળી જરા ગુસ્સો કરી કહયું. "એ તો એક સીમીલી છે—કોંપ્લીમેન્ટ છે. અહીંનાં મુઠીભર પારસી ઘેરોમાંથી એકે હસતાં હસતાં એ નામ એ છોકરીને એની છેક બચગીમાં વરસોની વાતપર આપ્યું હોશે જે આખું ગામ લઇ ન્હાહુંછ, ને હવે તો તે અહીં એટલું બધું સાધારણ થઇ ગીયુંછ કે એનું ખરૂં નામ જે મેં તુંને કહયું તેમ મીઠીબાઇ છે તે નામથી તો એને કોઇ ઘેરમાં કે ગામમાં બોલાવતુંજ નથી! સૌ કોઇ એને ફકત એ "જી--રોજી" નાં નાખલાં મીઠાં મોહનું ભરઇ જાએ એવાં નામથીજ ઓળખેછ!"—અને હયાં તેઓ બેઉ બાજુમાંના એક ઉંચા પાહાડનાં નિચાણમાં એક પથરા ઉપર ગોઠવાઇને બેઠા.



## પ્રકરણ ૩ જું.

થોડો વખત અહીં તે બેઉ ચુપ થયા. પેસી પોતાના હાથમાંની લાકડી વડે આસપાસના પથ્થરો ગબડાવતો હતો, કે જ્યારે જાલ બાજુમાં ઉગેલાં ન્હાનાં ઘાસનાં તણખલાં ઉખેડી કાઢવાની ગમત કરતો બેઠો હતો.

"ત્યારે તારી જી--રોજી એટલી બધી ખુબસુરત છે?"

"તું જોશે ત્યારે જાણુશે ને કબુલ કરશે," જાલે વળી તેણીની વખાણમાં એકદમ ઉસ્કેરાઇ આવતાં કહયું. "હું તો કેહુંછ, પેસી, ને ખરાં દીલથીજ કેહુંછ કે તે એક પારસણ નહીં પણ ખરેખરી કોઇ પરસ્તાનની પરીજ છે. યુરોપ્યનો વટીક તેણીનું એ અજબ

જેવું હોસાંન જોઇને દાંતમાં આંગળાં પકરેછ. એવી કોઇ બીજી આએ ધરતી પર હોશેજ નહીં એમ હું તો કેહવા માંગુંછ."

પેસી વળી પાછો મોટા તુચ્છકારથી હસ્યો.

"વારૂં હવે ત્યારે એ જી--રોજીનું એમ, તો પેલી ફ્રેનીનું કેમ?"

"મને ફ્રેનીને વાસ્તે ઘણું માન છે," જાલે કહયું. "તે ઘણીજ દીલસોજ ને સહમજદાર અબળા છે. તેની ચતુર ચશ્મોમાં જોયું હોએ તો તેનાં દીલની સચાઇ ને સાદાઇ જાણે એક લેહજામાં વાંચી લેવાએ. તે તો મારી ખાત્રી છે કે આએ બધી વાત જાણીને મને ઘણી ખુશી સાથે માફ કરશે ને તરત છુટો કરશે."

"ને તારા પપાનું કેમ?"

"વૅલ, પપાનીજ જરા અરચણ છે," જાલે ચિંતાતુર કહયું. "તેવણને સમજાવાનું મુશ્કેલ થશે ખરૂં, કેમજે તેવણને નાઉમેદી ઘણી થશે; પણ આપરે જો જરા કાળજી ને કુનેહથી કામ લેશું તો હું ધારૂંછ કે અંતે ફાવશું."

"નહીં, તેવણ કદીબી એ તારી દીવાન્યત માટે પોતાની મંજુરી આપવાના નથી," પેસીએ ઠરાવની મજબુતીથી જાલની ખાત્રી થઇ જાએ તેમ કહયું; "પણ તું જો હવે મારામાં વિશ્વાસ મુકી શકેછ તો મને તુંને થોડીક સલ્લાહ આપવા ગમેછ. તું મારી સલ્લાહ માનશે? મારી સલ્લાહ પર અમલ કરશે?"

"ખુશીથી."

"ત્યારે મારી તુંને મજબુત ભલામણ છે કે આએ તારી જી—રોજીના સંબંધમાં હાલમાં તું જરા બી આકલો કે હુલવેળ્યો થતો ના," તેણે ખરાંપણાના સઘળા દેખીતા હાવભાવથી સહમજ આપી; "હાલ તો બધું ચાલેછ તેમજ ચાલવા દેજે, અને એ રીતે બેચાર અઠવાડયાં જો ગબરી જશે તો કદાપી તું તારી ભુલ જોઇ લેશે, ને હજી બી એ પોરીથી અલગો થઇ જવા ચાહશે."

"કદી બી નહીં," જાલે લગભગ ગુસ્સામાં ઉછળીને કહયું.

"નહીં તો નહીં, પણ હાલ કશી રીતે ઉતાવળો થતો ના," પેસીએ પાછું કહયું. "કોઇ બી રીતે તું મને ટાઇમ આપશે તો

હું તુંને તારા પીતાજીના સંબંધની એ મુસ્કેલીથી બાહેર કાહરી આપશ. મારી તો ખાત્રીજ છે કે આએ બેવકુફીભરયાં લગનના ખ્યાલથી તું હાલ ગમે એટલું ના કેહેછ તોબી આયંદે બાઝ આવવાનોજ. આપરા ખાન્દાનમાં સો પેહરીથી એવું થયલું કદી કોઇએ જાણ્યું કે સાંભળ્યું નથી. આપરા વડીલો બધા માલોતુજાર થઇ ગીએલા છે, ને તે બધા લાયક મોહરદારોજ લાવેલા છે, એટલે તારા કેસમાં ઉલટું થશે એ હું તો હજી બી નથી માનવાનો."

"બસ, બોલી રહયો ?"

"હા."

"ત્યારે હું તુને ખાત્રા આપુંછ, પેસી, કે એ ખોટી બકવાથી તું નાહક તારૂં મોહતું દુખવેછ," જાલે ખાત્રીભર રવેસે કહયું. "તું મને ઉતાવળો થવા ના કેહેછ તો આપરી દોસ્તીને ખાતર તારાં વડપણ ને ડહાપણને માન આપીને હું તેમ કરવા કબુલ થાઉંછ. પણ તું જો એમ ધારતો હોએ કે બીજા દસ વરસે બી મારી વ્હાલી જી—રોજીને વાસ્તે હું મારો એરાદો ફેરવશ તો તું અંતે પોતાના તારાં એ અનુમાનમાં ઠગાયલોજ જોશે."

પેસી હસ્યો. એક પાપી યોજના તેની છાતીમાં પ્રજળતી હતી. તે (જાલ) પોતાના એ કસ્દમાં મુસ્તકીમ રહે, ને કોઇ આ ગામડયા બાગબાનની પોરીને પરણે તેમાંજ તેનો પોતાનો લાભ અને સલામતી સચવાતી હતી. તે જેમ વેહેલો કુવામાં નખાવી દે તેમ તેની પોતાની ફ્રાવત વેહેલી થનારી હતી, પણ ને લુચ્ચાને ઘણી ગણત્રીઓ, પુખ્ત સહમજદારી ને ઉંડી કુનેહથીજ કામ લેવું હતું, માટે તે પોતે હાલ તો ખરી રીતે આ ઢીલનીજ હીમાયતમાં હતો.

"મારી જી—રોજી ગરીબ છે ને પૈસા ટકાથી તંગ છે, પણ તે સિવાએ મારી મોહરદાર નહિં થઇ શકવા જોગી તેનામાં એક બી નાલાયકાત હું જોતો નથી," જાલે જારી રાખ્યું. "તેનું ખાનદાન નથી—માએબાપ ભાઇ બેહેન સગાંવાહલાં કોઇજ નથી, ને આએ ફુલો વચ્ચે મરી ચરી રહેલા ઘરડા ફુલાબાની ઓથે ઉછરેલી છે એટલે જોઇએ એટલી કેળવાએલી બી નથી, પણ એ બધા "ડ્રૉ બૅક" આતા અમારા પ્યાર આગળ તદનજ બેહીસાબ છે. તું જોજે,

પેસી, કે હું એને દરેક રીતે આપરાં ઘેર ને ખાનદાનને લાયકની કરીનેજ પપા આગળ રજુ કરી શકશ."

"હું મગર અજબ તો એમ થાઉંછ, જાસ," પેસીએ તે કોઈ અભણુ અવદશાની એટલી તારીફથી કંટાળો ખાતાં કહયું—"હું અજબ તો એમ થાઉંછ કે આએ મામલો મેં છેક એટલે મોડેથી પકડી કાહરયો! કેટલુક થયું એ ગાંજણું ચાલુ છે?"

"એની પેહલી શરૂઆત ગીયા એપ્રીલમાં થઇ હતી," જાસે હસીને કહયું. "તું પપા સાથ મદ્રાસ હતો, ને હું તમો બેઉને ત્યાં આવી મળનાર હતો તે યાદ છે? તે વખતે બેંગલોરથી ફરતો ફરતો હું અચાનક ફકત એક બે દાહડાની મતલબથી આએ તરફ આવી ગયો હતો. તે ફકત જાણે એક અકસ્માતથી મારૂં અતરે આવવાનું થયું હતું. તે વખતે બી હું આએજ હોટેલમાં ઉતરયોતો, ને પછી ગામમાં ફરવા નિકળ્યો ત્યારે અહીંની પાદરીની સ્કુલમાંથી મેં એ મારી વ્હાલીને ઉતરીને ઉતાવળે પણ ફુલ જેવાં નરમ કદમે પોતાના ઘેર તરફ ચાલતી જતી જોઇ, ને તેને જોઇ હું ઘાયલ થયો હતો! તેણે બી મને બરાબર જોયો હતો ને અમારી નજર બરાબર એક થઇ હતી, જે પછી ઘેરમાં દાખલ થતાં બી અરધી બીહીધેલી નજર પાછળ ફેરવીને તેણે ફરીથી બી મારી તરફ જોયું, ને તે આંખમાંજ, તું માન, કંઇ એવું જાદુ ભરેલું હતું કે જેણે મારૂં જીગર આરપાર વીંધીજ નાંખ્યું! હુ તે પળથી તદન બેકરાર બની ગયો. હું તેને મેં જોઇ ત્યાં સુધી તો એક લાર્ક પક્ષી જેવો ખુશાલ ને રમતયાળ હતો, પણ તેને મેં જોઇ ને જોઇ પછી જાણે હું ઘેલોજ થઇ ગીયો. હું તેના ઘેર આગળથી તે પછી કલાકો તક જતો રહી શકયો નહીં. ને હું પોતે પોતાની સાથે મારી એ અજબજેવી ચાલ માટે જાણે ખીજવાયો ને અજબ થયો!"- અને લાં તે જરા દમ ખાવા થોભ્યો.

"મેં બીજે દાહરે તે પાદરીની સ્કુલમાં જઇને સંભાળથી તેણીને લગતી ત્યાંના એક કામદારથી પરપુછ કરીને બધી જોઇતી આતમી મેલવી લીધી," જરા વારે તે ચુપકી તોડીને જાસે પાછું આગળ ચલાવ્યું. "તું માનશે, તેને મેં જોઇ તે આખી રાત હું એક જપ ઉંઘાયો નથી! આખો વખત મારી આંખ આગળ તે

ફિરેસ્તાઇ નુરજ રમ્યા કીધું, ને તેથી મને તેના બપાવાના ધંધાની બાતમી મળતાં હું ફુલપાનની ખરીદીના ઢોંગથી તુરત હીંમતથી તેણીને ઘેર તેના બપાવાને મળવા ગયો. તે તેના આગળા બગીચામાંજ મને મળી ગયો. ઘેરમાં દાખલ થતાં આગળે ઓરડેજ તેણે પોતાનો એ સંગ્રહ ભરી મેલ્યો છે, ને જાણે તેજ બધું એ બુઢાનું લોહીમાંસ હતું. તેની તેને વાત કરાવવી ને તેના ફુલપાનની તથા તે ફુલપાને લગતી તેની સહમજદારીની તારીફ કરવી એ તે બુઢા જરથોસ્તીને તમારી પક્ષમાં એકદમ જીતી લેવા જેટલુંજ ફતેહમંદ હતું, ને એ ચાવી મારે હાથ આવી જવાથી હું મારી મરજી મુજબ તે પછીથી તે વાતમાં તેને તરત રોકી રાખી શકયો. એ દરમ્યાન મેં ઉમીદ કરી હતી તેમ જી—રોજી બી પાછલા ઓરડામાંથી અચબુચ બાહેર આવી, ને તે મને ત્યાં જોઇ તરત ઓળખીને જરા ગેહલી હરોળમાં ઓશકથી દબાઇ ને ખંચાઇ। પણ તેના બપાવાએજ કંઇ ચોકકસ રોપાને લગતી પોતાની પરપુછ સારૂ હીંમત આપી તેને આગળ તેડી, એટલે તે બી અમારી વાતમાં પછીથી સામીલ થઇ ગઇ, કે જે વખતે તે ખુદાઇ નુર રૂબરૂ જોતાં હું બીલકુલ બેતાબ ને બેબાખરોજ બની ગયો।"

"ત્યારે તેથીજ તું અત્રે જાસ્તી દોરતી રોકાયોતો?" પેસીએ હવે યાદ થતાં પુછયું.

"હા; પછીથી અમો બંને વચ્ચે દોરતી વધતીજ આવી; ફલાકાકા બી મને હેતથી આવકાર આપતા ને તેડબોલાવ કરતા થવા, એટલે એ બેહેસ્ત જેવું સુખ પડતુ નાંખીને મને મદ્રાસ આવવા કેમ ગમે?" જાલે હસીને કહ્યું; "તુંને યાદ છે કેની—પપાના અરજંટ તારપર તાર આવ્યા ને હું અંતે મન કઠણ કરીને જ્યારે આયો ત્યારે પપાએ ગુસ્સે થઇને મારો કેવો ઝાહારયો કાહારયોતો તે?"

"હા, તે બધું મને બરાબર યાદ છે," પેસીએ કહ્યું. "હવેજ મને ધ્યાન આવેછ કે તું તે વખતે ઘણો બેધ્યાંન ને ઉદાસ પાહો ફરયો હતો."

"મને જી—રોજી વગર કશુંજ ગમતું ન હતું," જાલે જારી રાખ્યું. "હું સ્વપ્ના બી તેજ સુંદરીના જોતો, ને હવામાં બી તેજ પ્રિય મધુરીનો મીઠો અવાજ સાંભળ્યા કરતો! મારી દુન્યાજ જાણે

'જી—રોજીમાં સમાઇ ગઇ. જી—રોજી! જી--રોજી! કેટલું મીઠું નામ!—કેવું લાયક, કેટલું બંધબેસ્તું, કેટલું પનોતું, કેટલું—"

"કેમ, વરી ચકાસ્યો કે?" પેસીએ ધમકાવ્યો; "પાધરે પાધરી વાત પુરી કરની?"

"મેં પાછી બીમારીના એ પછી જલદીજ ઢોંગ કીધા, ને પપા પાસ ચેન્જ પર પાછો જતો રેહેવાની રજા માંગી, પણ પપાએ એ વખતે તારૂં લફરૂં મારી સાથ વળગાવ્યું તે મને મુતલગ ગમ્યું નહીં," જાલે હસીને કહ્યું; "પણ ના કેમ કેહું? ના કેહું તો પપા વેહેમાએ, જેથી મેં તુંને સાથે લેવા હાજ કહ્યું, હવે તરતજ જો નિલગીરીઝ આવ્યે તો પપાને અને તુંને કંઇ અજબ લાગે, જેથી જીત્પર તો ઘણું આયું તોબી પેહલાં કાનાનોર થઇને માઇસોરને રસ્તે તું જાણેછ તેમ જેમ જલદી અત્રે અવાયું તેગ ફરીને આપરે આવતા રહ્યા, ને અહીં આયા પછીની ગારો હાલ તું લુચ્છાએ મેં ધારયું તે કરતાં વ્હેલો પકરી પારયો!"

"ઉલટું એમ કેહે કે ધારવા કરતાં હું વધારે વખત આંધળો રહયો." પેસીએ કહ્યું. "મેં તો ઘણું મોડું તારૂં એ તરકટ પકરયું! 'પણ શું તારી તદન ખાત્રી છે કે તુંને અત્રે તાહરાં ખરાં નામે ને ખરી પદવી મુજબ કોઇ ઓળખતુંજ નથી?"

"કોઇજ નહીં," જાલે ભરોસાથી કહ્યું; "અહીં મુંબાઇ તરફનાં હાલમાં છેજ કોણુ જે તેની વાત? તેથીજ તો મેં આએ કોનસર્ટમાં ભાગ લેવાની હા કેહી. મને મારી જી—રોજીને એ મેલાવડામાં બોલાવા ગમેચ. તું જરા જોજે તો ખરો! તું જોશે તો છક થયા વગર રેહશેજ નહીં."

"ને તારી જી--રોજી તુંને સ્ટેજ પર બુતારો--બરે તંબુરો લેઇને ગાતાં સાંભળશે તો હરખાઇ હરખાઇ જશે એમ કે?" લુચ્છા પેસીએ ઠઠ્ઠા કરયા.

"અલબત; તેને તે ઘણુંજ ગમશે; તે મને આએ એમેચ્યુઅર કોનસર્ટમાં સ્ટેજ પર જોવા એટલી આતુર છે કે રોજ જલસાની રાતવાળા દાહડાની આંગળીઓ પર ગણત્રી કરયા કરેછ!"

"ને તેથી તું એમ વરસ વેચવા તૈયાર થયોછ?"

"એમાં વરસ વેચવા જેવું છેજ શું ?" જાલે જવાબ કરયો. "મને પોતાને બી ખરૂં પુછે તો એમ છુપ્યો રેહવાની ઠગાઇ કરવાનું ગમતું નથી. હું મારા સાચા બાપનો સાચોજ બેટો છેઉં. મેં મારા વ્હાલા પપાને આએ એ વાત સિવાય મારી આખી જીંદગીમાં કદી બી કોઇ વાતમાં આગળ ઠગ્યા નથી કે મારી એક બી હીલચાલ બાબે અંધારાંમાં રાખ્યા નથી, ને તેથી આએ વખતે એમ વરતવાં મને મનથી ઘણું શરમાવાનું થાએછ; પણ એક વખત વ્હાલી જી--રોજી સાથનાં મારાં લગન નકકી થઇ જાએ તો પછી પપા આગળ ને વ્હાલી ફ્રેની આગળ જતાં સાથે હું સઘળું ખરેખરૂં કબુલ કરી દેવા માંગું છું"

"હું ખુશી છેઉં કે એ બધું વિશ્વાસથી મરી પાસ તું કબુલ કરી શકેછ," પેસીએ કહ્યું.

"હા; પેહલાં હું તારીથી ઘણો બીહીતો'તો," જાલે ખુલાસો કરયો, "પણ હવે તારી આગળ બધું કબુલ કરવાથી મને ઉલટી ઘણી ધીરજ મળી. હવે મને ખાત્રી આવેછ કે તું મને સમાલશે ને મને મારી એ બધી માનીતી ઉમેદોમાં ખરીજ સલ્લાહ આપી સાંબી મદદ કરશે."--અને એમ કેહવાની સાબેતીમાં હોએ, તેમ તેણે હેતથી પોતાનો હાથ લંબાવ્યો, જે પેસીએ ઘણાં હેતનીજ દેખીતી અદાઓથી પોતાના હાથમાં લઇ દાબ્યો.

"હું મારૂં બનતું કરશ," તેણે જવાબ કરયો. "મને તો ભવિશ ઘણુંજ સીહા દેખાએછ, પણ ખુદા આપરો મદદગાર થશે. મને તો હજી એક બીજી બી બીહીક લાગેછ."

"તે શું ?"

"તું કેહેછ તેટલી બધી જો એ તારી જી-રોજી ચેહરેનમુનજ હોએ, ને તું કેહેછ તેમ તે હાલમાં અઢાર વરસની ઉંમરની થએલી હોએ તો તેના હાથનો કોઇ તેનાજ વર્ગનો દાવાદાર કે ઉમેદવાર ઉભો થયોજ નહીં હોએ એ વાત હુ માનતો નથી," પેસીએ સમજાવ્યું; "ને તે જો કોઇ હોશે તો તેની સાથ તુંને જરૂર કોઇ દાહરે બાઝમબાઝી થવાની !"

જાલ ઉસ્કેરણીથી લાલ થયો.

"હા, એવો એક છે ખરો," તેણે જરા શરમથી નિચે જોઇને કહ્યું; "કોઇ સ્ટીમર પર કરાંણી છે. એનો કોઇ સગોજ છે-માસીનો છોકરો કે એમ કંઇ. મારી જી—રોજીને જરા થઇને ગમતો નથી. કેહજે ઘણો કદાવર ને બીહીક લાગે તેવો છે. મેં કંઇ તેને હજી જોયો નથી, પણ જી--રોજી વાત કરતી'તી. તે ઘણોજ એ મારી વ્હાલીને વાસ્તે પછારામાં પરેલો છે, કેમજે ફુલાબાએ તેને જી રોજી સોંપવાનું આગળાં વરસોમાં કંઇ પ્રામીસ કરેલું હોશે. દર ત્રણ મહીનાની સફર કરીને અત્રે આવે છે તો બે મહીના અહીંજ બેઠઠી મારી જાએ છે, ને ત્યારે બીચારી જી—રોજીને ઘણી સતાવેછ. પણ મને જો મળશે તો હું તો તેનું માંથુજ ભાંજી નાંખશ."

"તે તારૂં નહીં ભાંજી નાંખે તેનીજ સંભાળ રાખજે એટલે બસ," પેસીએ હસીને કહ્યું; "તું કેહેછ તેવો જો તે કદાવર ને વળી બધે ગામેગામની ખારી હવા ખાધેલો હોશે તો ખચ્ચીત ગોધા જેવો હોશે."

"કેહજે ગોધોજ છે!" જાલે ખુબ ગમત પાંમીને હસતાં કહયું; "તેનું નામ શું છે તે જાણેછ કે?"

"નહીં; શું?"

"દીનો દેગરો!"

"સારૂં નામ છે; તારા જેવા ખાનદાંની ને લખપતી એકનો હરીફ ને હમનબર્દ થવાને દરેક રીતે લાયકજ," પેસીએ ચોખા દીધા.

"એ કમબખ્તો આંધળાજ કેમ થઇ શકતા હોશે તેજ મને તો અજબ કરેછ," પેસીના અનકા ચસ્કા ઉપર કશું બી ધ્યાંન આપ્યા વના જાલે જારી રાખ્યું; "જી—રોજી કેહેછ જે તેના કરતાં તો તે બેવરી ઉમરનો છે!"

"પણ હવે ત્યારે કાલે રાત્રે કોનસર્ટમાં તારી એ ભવિશની મોહરદાર તું મને બતાવશે ખરો કે?"

"ખચ્ચીતજ," જાલે ગરમ દીલસોજીથી કહયું; "હવે તો તે વ્હાલીને તુંને બતાવા હું ઘણોજ આતુર થઇ રેહગોછ. તું જરા જોજે તો ખરો! તેને મેળાવડામાં દાખલ તો થવા દેજે ને પછી જો બધાં તારાં જાંગલા મડમ બી ટપોટપ તેની તરફ દુરબીન ટીકતાં નહીં થાએ તો મારી મુછ બોરાવી નાંખું!'

"જવા દે, બાપુ, એ સીતમ ના કરતો; નહીં તો બરમુછયા બોકડા જેવો તારી જી—રોજીને તું ગમશે નહીં," પેસીએ ગમત કરી—અને પછી તેની દરખાસ્તથી એકમત થઇ તેઓ બંને એ જી—રોજીનીજ વાતચીત કરતા હાટેલમાં પાછા ફરયા, ને પોતપોતાના ઓરડામાં જવા છુટા પડયા.

અને ત્યારેજ—પોતાના ઓરડામાં એકલો પડવા પછીજ—બુચ્છો પેસી પોતાનાં કપટી સ્વરૂપના ખરા બહારમાં સંપુર્ણ રીતે પ્રગટયો. તે કદરૂપું હસ્યો.

"આખર તારે મારી ઉમીદો નહીં ધારેલી પાર પરેછ ખરી ?" તે પટપટયો. "યઝદાંન તારી બરકત ! આવી બિસ્યાર દોલત—આટલી બેશુમાર મીલકતો અને હદ વગરની ચાલુ નવી વારસીક આવક માટેની મારી રોજની લલચાવનારી ઉમીદની વચ્ચે કોણ છે ? ફકત એક કંગાળ કમીનો રોજનો ઢપુઢપુ થઇ રહેલો ડોસો, અને આએ એક મરકટી પોરયો ! ! અને આહા, મને એ લોકનો વચ્ચેથી કાંટો કાહરી નાંખવાની કોઇ બી જેહેમત કરવી પરે તે પેહલાં એજ બેઉ આપસોઆપ પોતે તેડું કરેલાં મોહોતે મારગે લાગી જાએછ તો મારા જેવો ખરેખરો ભાગ્યેગશાળી બીજો કોણ થનાર છે ? એમ જો ચાએ તો ફ્રેનીને મારી કરવામાં બીજી નડતલજ મને શું નરવાની છે ! ઓ, કેવી તે મારી વરસોથી છાતીમાં છુપાવેલી માનીતી મુરાદ છે ! આએ હેમક તો આંધળો છે. માલ છોડીને પડછાયો પકરવા મરી જાએછ ! ફ્રેની જેવી સુંદર બીજી કોણ થવાની છે ? સુંદર ને વળી ફુલચીકાર દલ્લાવાળી ! ! ઓ ખુદા, ઓ ખુદા, તું મારી યારીએ હવે આવવા માંગેછ તો આએ પોરયાનો ને તેના બાપનો એ રસ્તે રસ્તો કરીને જલ્દીજ એ બધી મારી વરસોથી માંગેલી છુપી મુરાદો હજી બી પાર ઉતારજે ! એને ખાતર તો આટલી ઉમર થવા છતાં કુમારાપણાંમાં મેં મારી જીંદગી હરામ ગુમાવીછ. ને ફ્રેનીને વાસ્તે ઉમેદમાં ને ઉમેદમાં આજ સુધી હું ટીંગાઇ રહયોછ તો તું, ઓ માલીક, હવે મારી એ માંગી મુરાદો વેહેલી હાંસલ કરજે !"

———:o:———

## પ્રકરણ ૪ થું.

તે દેવલના લાભમાં "સોલજર્સ ઇનસ્ટીટીઊટ"નાં સ્ટેજ ઉપર રજુ થયલો ઇંગ્રેજી જલસો એક નામાંકીત ફતેહ પુરવાર થઇ. ટીકીટોના ભાવ એ ધરમાદા હેતુના સબબથી ખાસકરીને ઘણા મોટા રાખવામાં આવ્યા હતા, ને તે છતાં તે આખો હૅાલ અને બધા વર્ગો ચીકાર ભરાઇ ગયા હતા. યુરોપ્યન કુટુંબો જોરાવર સંખ્યામાં આવ્યાં હતાં, ને પારસી કુટુંબો પણ એ સુખવાસી ટેકરીપર જે થોડાંઘણાં જાથુકનાં મુકામ કરી રહેલાં હતાં તે લગભગ બધાંજ ઉતરી પડયાં હતાં. જી--રોજી બી આવી હતી.

જી—રોજી બી આવી હતી, અને તે તદન સાદા પોષાકમાં સજ્જ થયલી સુંદરી પોતાની અનુપમ સુંદરતા સાથે તે દમામદાર મિજલસમાં દાખલ થતાં સાથે જે અજાયબીનાં આહતું સેનઝેશન કરાવી શકી તેની મોજ જાલ પોતાનાં મોહોતના છેક છેલ્લામાંછેલ્લા દાહડા સુધી ભુલી નહીં શકે તેવીજ હતી. લુચ્છો પેસી વટીક તમામ છક થયો--જો કે આ જાતની મનોહરતાની મોહીની તેના ટેસ્ટને અનુકુળ નહીંજ હતી. તે તો ફ્રેનીપરજ મરવાવાળો હતો; તેનાં મત મુજબ તો ફ્રેની જેવી સુંદર બીજી કોઇ થવીજ ન હતી.

લોકોનું ઘણું ધ્યાંન તે જલસાની રાત્રે જી--રોજી પર ખેંચાયું. તેણીના જાસે તેને માટે આગેવાન હરોળમાં એક બેઠક ખાસ રીઝર્વ કરાવેલી હતી. ને ત્યાં તે આવીને બેઠી ને બેઠી તમામ હાઉસનું ધ્યાંન તે પરીપેકર નાજનીને હરી લીધું--જોકે તેનો પેહેરવેશ ખરેખર તો તમામ ગરીબ ને સાદો હતો ! કદાચ એમ બી હોય કે તે ટીપટાપ ને ફીલફુલની તોરણ વાવટાના સણગાર વગરજ તે વધતી શોભી રહી હોએ ?

તે એક પીકચર હતી--આએ જીરોજી. તેને ગાગનાં લોક એથી બેહેતર નામ બીજું કોઇ આપી શકતેજ નહીં. તેને જોવાથી જોતાં સાથે શેર લોહી આંગમાં વધે ને આયુષ લંબાએ એવીજ તે કોઇ દીલરૂબા કોમળાંગી હતી—અને જો સહવારને પ્રહર જોઇ હોએ તો આખો દાહડો રોજીરકજભરયો ને હસ્તોજ જાએ એવી તે એક દીલજીત બાળા હતી. ખુદાવંતાલા પુરી ફુરસદને દાહડેજ આ સુંદરતાને ખાસ ઘડવા બેઠા હોવા જોઇએ એમ તરત કોઇને બી

ખ્યાલ થાએ એમ હતું. રાણી દમયંતીનાં સ્વરૂપની સ્તુતીમાં લખતાં કવીએ ગાએલું છે કે ખુદાયજીએ તેજનાં વાસણો ભરયાં, ને તેમાંથી તે મનોહરતા પુરી ફુરસદે બનાવી; ને તેમ કરતાં જે ભોંયપર તે તેજની રજકણુ ને કચરકુટો પડયો તે બધું સાંભરીસુભરીને તેનો પછીથી બ્રહ્માએ ચંદ્રમાં ઘડયો;—પણુ અમને તો લાગે છે કે તેમાં કવીની ભુલ થઇ છે. એની તજુમલથી ખુદાએજીએ તૈયાર કરેલી સુંદરતા તે દમયંતી નહીં પણ આ જી—રોજીજ હોવી જોઇએં—એટલી બધી તે તેજસ્વિ હતી. લોક કેહતાં કે ખુદ ચંદ્રમાથી બી જ્યાદા !

તે સીધી, પતળી ને ઉચી હતી, અને માથાં ઉપરના ઝળકતા બાલ સફાઇથી વચ્ચે એક જીણો સેંટો પાડી હોળેલા ખેંચાણુકારક દેખાતા હતા. જાણે કાન મોટા કે બેડોળ હોએ ને તેથી તે કાન છુપાવા માંગતી હોએ તેમ બાલના પટચાં પાડીને તેણીએ છેક કાનપર ઉતારેલાં ન હતાં, કે આગળથી ત્રીમ કરાવીને માથાંપર ઘાસની એક મોટી ગંજી ઉપાડી બાલાબીબી કે મકાઇબાઉ બી તે નહીંજ બનેલી હતી. 'સાદાઇ એજ સુંદરતા છે' એ સિદ્ધાંતમાં તે સુંદરી માનવાવાળી દેખાતી હતી, અને તેથી તે બેશક બેવડી સુંદર નજરે આવતી હતી

બીજા હાથપર "મી૦ જાલ" તરફથી મેન્ડોલીન ઉપરના રજુ થયલાં "સિલેકશન્સ" લોકોમાં ઘણુંાંજ વખણાયાં, ને તે પાછાં ને પાછાં ગવાડવા માટે જોરાવર આંકોરના ધમધમાતો ને ધસારા થયા, કે જયારે જો કોઇએ જોવાની દરકાર કરી હોત તો તે તરત જોઇ શકત કે સુંદર જી—રોજી અણુહદ હર્ષ અને ઓશકથી છેક જોવાજોગ હદ સુધી ગુલાબી અને લાલ લાલ થઇ જતી હતી ! તે પોતાના વ્હાલા જાલની એ અસાધારણુ ફતેહ ખુદ પોતાની ફતેહ માની લેતી હતી, અને તેથી પોતાની બેઠકમાં છુપી હરખાતી બેઠી હતી.

દેવલનાં સમારકામ સારૂ નજદીક રૂ. ૧૫૦૦ ની ખપતી હતી તેમાં હજારેકની આવક થઇ, જે ગામનાં પ્રમાણુ તરફ જોતાં ઘણી કેહેવાએ; અને તે ઘરડો વીકાર જે એ જલસો કરનારાં શોકીન સદગ્રહસ્થો તેમજ શ્રોતાજણોનો ઉપકાર માનવા ખાસ સ્ટેજપર

હાજર થયો હતો તેણે વળી લાગણીથી ધ્રુજતા અવાજે જાહેર કર્યું કે કોઇ દયાળુ દીલના નેકબખ્તે તેજ સ્હાંજે રૂ. ૧૦૦૦ ની એક નોટ એ ફંડને મદદ થવાની પોતાની પુણ્યવંત મકસદ લખીને વગર નામે મોકળી આપી હતી! તેણે, તેથી, એ કોઇ ખરા ઉદાર પણ અજાણ્યાની એ બેમુલી બક્ષેસની હદ વનાની સ્તુતી કરી, ને આખું હાઉસ એકમેકને પુછતું થયું કે એટલી બધી ભલાઇ કરનાર એ નનામો નામદાર કોણ હશે?

હવે જલસા પછીના ચોથે દીવસે જાલ તે મોટાં હાટેલ માંહેલા પોતાના કુશાદે ઓરડાની બારી આગળ ઉભો હતો. તે એકલોજ હતો. વિચારમાં મશ્ગુલ તે બાહેર ખ્યાલી આંખ્યોએ ટીકતો ઉભો હતો, કે જ્યારે તેઓએ પોતપોતા વચ્ચે કરેલી ગોઠવણ મુજબ પેસી જલસા પછીની વલતીજ સહવારે મુંબાઇ ઉપડી ગયો હતો.

"જી—રોજી!" તે અરધું મનસે—અરધું મોટે પટપટયો; "કેવું મીઠું સાકર જેવું નામ!! મારે હવે આ ખુશીના ખાબમાંથી જલદીજ બેદાર થવું જોઇએ. મારે હવે મારી બધી માનીતી મુરાદો સફળ થાએ અને આ ઉમીદોમાં ટીંગાઇ વહેવાનો ખુશીભરયો અંજામ આવે તે રીતે કામ લેવું જોઇશે."

એવામાં હાટેલનો એક ખીદમતગાર કાયદા પ્રમાણે બારણાં પર ટકોરા મારી, તેને અંદરથી મળેલા હુકમની રાહે, અંદર આવ્યો. તે જાલનાં ટપાલમાં આવેલાં કાગળો લાવ્યો હતો.

એક તેમાં રેજીસ્ટર કવર હતું, કે જેની રસીદ તેણે તરત સહી કરી આપી. તેમાં તેણે આરડર કરીને મંગાવેલી હીરા ને માણેકમાં મઢેલી એક સુંદર વીંટી આવી હતી. તે ઘણીજ મનોહર હતી. હીરા જીના પણ મોંઘી કીમતના અને ઘણાજ તેજસ્વી હતા, અને માણેક બી તેવાંજ આબદાર હતાં; અને તે જી—રોજીના કોમળ કરનાં નાજુક આંગળાંને અતી ઘણો ઇનસાફ આપશે એમ ખ્યાલ થતાં જાલને પરમ સંતોષ સાથ ઘણું સુખ થયું.

તેણે સંભાળથી તેના ન્હાના બાકસને તે પછી તે વીંટી પાછી સપુર્દ કરી તે બાકસ બંધ કરયો, અને ત્યારકેડે તે બાકસ પોતાના ખીસામાં મુકી પેલું બીજું કાગળ જોયું. તે પેસી તરફથી આવ્યું હતું. તે નીચે મુજબ હતું:—

"મારા વ્હાલા જાલ,

હવે તું બે ચાર દહાડામાં મુંબાઇ એક ફેરો ઉતરીજ આવજે. અહીં મામલો જરી ગંભીર છે. મોટા શેઠ તારી એ ભમાતું જીંદગીથી ઘણા કંટાળેલા ને ખફા થયલા છે. ઘણાજ ગુસ્સાથી બખાલતા હતા. મારો તો મળતાં સાથે ઝારયોજ કાહરી નાંખ્યો, અને તારે લીધે અનેક જુઠાં સાચાંથી એવણને સમજાવીને ઠંડા પારતાં મને મારો ખુદા યાદ આવેલો! તુંને હું મુકીને આગળ નિકળી આવ્યો તે એવણને જરા થઇને ગમ્યું નથી. એ રીતે તું જોશે, જાલી ડીઅર, કે તારે લીધે હું નાહક હાડમાર થતો ને ખાસડાં ખાતો થયો છું, પણ તારી જી—રોજીને જોયા પછી તું ખાત્રી માનજે કે હું જરા બી વાંક કાહરી શકતો નથી. તે પુતળી છેજ એવી પુતળાં જેવી કે તેને જોઇને સાધુઓની બી બાવરી ચસ્કે. હું તો ધારૂંછ કે તું એને મુંબઇ લાવશે ને તારી પરણી મોહરદાર તરીકે સોસાયટીમાં આગળ પારશે ત્યારે મુંબઇમાં એક ખાસ્સું મોટું સેનઝેશન થઇ રહેશે. ફલા ફલારીસ્ટના દીકરાની દીકરી તરીકે હું તો કોઇ ગામરયણ ગુમરયણ એબદશા જેવીનેજ જોવાની વકકીમાં હતો, વાસ્તે તમામ સાદા પણ સુધરેલા ટેસ્ટ ને ખરી લેડીલાઇક ડ્રેસની એ તારી જી—રોજીને જોતાં સાથે તું કેહે તેમ મને તો ખરેખર સેર લોહી ચહરયું! એમ તો તું એની સાથ પણશે ત્યારે તારા જીને તો ઘણા નવા જી આવી જશે, ને બચ્ચાજી મને તો લાગેચ કે તુંને અમરપતો મળી જશે! ચાલ, હું ખુસી મારો ખુદા ખુસી; ખુદા તમો બેઉનુ ખાનું આબાદ કરે એજ મારી દુઆ છે. મારી ખાત્રી છે કે તારા પપા પેહલી હરોલમાં તારી સાથ જબરી બાઝમબાઝા કરશે, પણ જી—રોજીને નજરે જોતાં સાથે મોમ મીસાલે તરત પાછા નરમ થઇ જશે. તને ઘણું સુખ ચહાતાં, ઘણાં હેત સાથે—

સદા તારોજ—**પેસી.**"

જાલનો જીવ પેસીનાં આ હીંમત આપનારાં કાગળથી તમામ પાગબાગ થઇ ગયો. તેણે જી—રોજીની તારીફવાળો તે કાગળનો ભાગ પાછો અને પાછો અને વળી પાછો વાંચ્યો!

તે પછીના અરધા કલાકમાં તે ખુશાલ જીગરે તૈયાર થયો, ને ખુશીમાં લાકડી ગુમાવતો પાધરો જી--રોજીનાં મુકામપર ચાલ્યો. ત્યાં આગળા ખંડમાં–ફુલવાડીમાં–ફ્લાકાકા પોતે ઝાડોમાં પાણી સીપતા હતા.

તે એક જૈફ આસામી હતો; કાને લાલ રૂમાલ લપટેલો હતો, ને દીલમાં અરધું મેલું ફ્લેલીનનું એક ટપકીરયા બદયાન ઓરવેલું હતું.

તે જૈફ આસામી હતો, પણ પોતાના હોનર ને ધંધાપર હજી બી એક બલવાન શીદાગીરીથી મરવાવાળો હતો. એ અજબ જેવા ધંધા માટેની તેની શીદાગીરી તેના હાડેહાડમાં ગળી ગએલી ને તેનાં તમામ લોહીમાંસમાં જાણે મળી ગયલી હતી!

તેને બચગીથીજ એ શોખ બાઝયો હતો, ને "પારસી બાગબાન" અથવા "ફ્લા ફ્લારીસ્ટ" ને નામે ફુલપાન વેચવા ને મેળાવડાઓમાં ફુલપાનનો શણુગાર કરવા સારૂ તે આખાં નિલગીરીઝ અને આસપાસ બધાં ગામોમાં વટીક જાણીતો થઇ ગયલો હતો. તે વરસોથી બલ્કે લગભગ આખી ઉમર અહીંજ વસ્યો હતો, ને તે હવે અહીંજ મરે ને મરતાં સુધી અહીંથી તેને કયે જવું નહીં પડે એજ તેની રોજની બંદગી ને મુરાદ હતી!

તે ભણનાર ગણનાર ને એક તમામ દીનદાર જરથોસ્તી હતો. તે રોજ પાછલી રાત્રે ઉઠતો ને નાહી ધોઇ તન પાક કરીને હાવન ગેહ બરપા થતાંજ ભણવા બેસતો—અને ખુદાની યાદ પછીજ ધંધાપર ધ્યાંન આપવામાં તે ઘણી બરકત માનતો. એમ છતાં, તે હંમેશનો મુફ્લીસ હતો. તેનો ધંધો ઠીક ઠીક ચાલતો, તેને નીમક રોટી આખી જીંદગીભર મેળવી આપી શકતો હતો તેજ તેને માટે બસ ને ગણીમત હતું. તેણે પૈસાવાળો થવાનો કદી લોભ કરયો ન હતો—તે પૈસાનાં મહત્વમાં માનવાવાળો હતોજ નહીં. મોટા મોટા ઓહ્દેદારો ને વગવાળા યુરોપ્યનો તેના "દોસ્તો" (પીછાણનારા) હતા, ને "પારસી બાગબાન" તરીકે તેને વરસો થકી જાણુતા ને માન આપતા હતા તેમાં તે મગરૂરી માનતો હતો.

તેનો એકલો આધાર હવે જી--રોજી હતી, ને તેથી તે તેના પર વ્હાલથી વીહીલો પડતો હતો. તેનું કુટુંબ એક વખત મોટું હતું, પણ પાછલી જીંદગીમાં તે તારાજ થતું આવ્યું. અને એક

પછી એક બધાં મરતાં ગયાથી ડોસો બિચારો છેલ્લી અવસ્થામાં ઘણો હડબડી ગયો હતો—તેમાં જી—રોજીનાં માબાપનાં મરવાથી તો પુરોજ ! તે પછી એ બે બપાવા દીકરી એકમેકને ટોટે વળગી ઘણાં હેતથી સદા સાથે રહયાં હતાં, ને અસીલ જી—રોજી તે ડોસાની દરેક સગવડ અત્યંત કાળજીથી અધીરી પડી હર હંમેશ સાચવતી રહી હતી.

તે, તેથી પોતાની પાછલી જીંદગીમાં એવી એક બેટી માટે હદ વનાનો મગરૂર હતો. તેણીનાં ફિરેસ્તાઇ નુર ને અજબજેવાં હોસાંનથી તે ડોસો પોતે અકકલથી હેરત રહેતો, ને આવી એક મુફલીસ ઝુપડીમાં એવો માહતાબ ઉતારવા માટે ને કરીમોકારસાઝની તે લખ્ખો શુકરગુજારી કરતો હતો. તે ( જી—રોજી ) તે ઘરડાનું જાણે જીવન હતી !

——:o:——

## પ્રકરણ ૫ મું.

જ્યારે જાલ ખુશમિજાજે એ ફ્લાબાની ફુલવાડીમાં દાખલ થયો ત્યારે તે ડોસો, ઉપર કેહવા મુજબ, ફુલોમાં પાણી સીપતો હતો, મગર તેને જોતાંજ તેણે ડોકાંના એક એસારાથી તે જવાનની સલાંમનો જવાબ કરયો, અને પછી તરત પોતાના હાથમાંની ઝારી બાજુ મેલી દીધી.

"કેમ ફ્લાબા, કાંહ છે મારી જી—રોજી ?" જાલે દાખલ થતાં સાથે સરેસ્તાની ધાંધલથી પુછયું.

"તે વાત પછી, છોકરા," ફ્લાબાએ હાથની ગંભીર એસારતથી તેને ચુપ કરી અને પોતાની બાજુમાં બોલાવી બેસવા કેહતાં કહ્યું;—અને જાલ તાજુબ થયો, કેમકે આ રીતે આજવેર તે ઘરડો કદી બી તેના જોડે વરત્યો ન હતો. તે શું કેહવા માંગતો હતો ?

"જાલભાઇ," ડોસાજીએ તે પછી ગંભીરપણે કહયું, "ગઇ રાતથી મને વિચાર થયા કરેછ કે તમો બેઉ એકમેક પર એમ મરવા લાગાંછ તે મામલો મારે ચાલવા દેવો બરહક છે કે કેમ ?"

"ઓત તારીની !" જાલ મોટે સ્હાદે હસી પડયો; "કોઇ દાહરે નહી ને વરી આજે એ શું, ફ્લાબા ?"

તે પછીના અરધા કલાકમાં તે ખુશાલ જીગરે તૈયાર થયો, ને ખુશીમાં લાકડી ગુમાવતો પાધરો જી—રોજીનાં મુકામપર ચાલ્યો. ત્યાં આગળા ખંડમાં–ફુલવાડીમાં–ફલાકાકા પોતે ઝાડોમાં પાણી સીપતા હતા.

તે એક જૈફ આસામી હતો; કાને લાલ રૂમાલ લપટેલો હતો, ને દીલમાં અરધું મેલું ફલેલીનનું એક ટપકીરયા બદયાન ઓરવેલું હતું.

તે જૈફ આસામી હતો, પણ પોતાના હોનર ને ધંધાપર હજી ખી એક બલવાન શીદાગીરીથી મરવાવાળો હતો. એ અજબ જેવા ધંધા માટેની તેની શીદાગીરી તેના હાડેહાડમાં ગળી ગએલી ને તેનાં તમામ લોહીમાંસમાં જાણે મળી ગયલી હતી!

તેને બચગીથીજ એ શોખ બાઝયો હતો, ને "પારસી બાગબાન" અથવા "ફલા ફલારીસ્ટ" ને નામે ફુલપાન વેચવા ને મેળાવડાઓમાં ફુલપાનનો શણુગાર કરવા સારૂ તે આખાં નિલગીરીઝ અને આસપાસ બધાં ગામોમાં વટીક જાણીતો થઇ ગયલો હતો. તે વરસોથી બલ્કે લગભગ આખી ઉમર અહીંજ વસ્યો હતો, ને તે હવે અહીંજ મરે ને મરતાં સુધી અહીંથી તેને કયે જવું નહીં પડે એજ તેની રોજની બંદગી ને મુરાદ હતી!

તે ભણનાર ગણનાર ને એક તમામ દીનદાર જરથોસ્તી હતો. તે રોજ પાછલી રાત્રે ઉઠતો ને નાહી ધોઇ તન પાક કરીને હાવન ગેહ બરપા થતાંજ ભણવા બેસતો—અને ખુદાની યાદ પછીજ ધંધાપર ધ્યાંન આપવામાં તે ઘણી બરકત માનતો. એમ છતાં, તે હંમેશનો મુફલીસ હતો. તેનો ધંધો ઠીક ઠીક ચાલતો, તેને નીમક રોટી આખી જીંદગીભર મેળવી આપી શકતો હતો તેજ તેને માટે બસ ને ગણીમત હતું. તેણે પૈસાવાળો થવાનો કદી લોભ કરયો ન હતો—તે પૈસાનાં મહત્વમાં માનવાવાળો હતોજ નહીં. મોટા મોટા ઓહ્દેદારો ને વગવાળા યુરોપ્યનો તેના "દોસ્તો" ( પીછાણનારા ) હતા, ને "પારસી બાગબાન" તરીકે તેને વરસો થકી જાણતા ને માન આપતા હતા તેમાં તે મગરૂરી માનતો હતો.

તેનો એકલો આધાર હવે જી—રોજી હતી, ને તેથી તે તેના પર બહાલથી વીહીલો પડતો હતો. તેનું કુટુંબ એક વખત મોટું હતું, પણ પાછલી જીંદગીમાં તે તારાજ થતું આવ્યું. અને એક

પછી એક બધાં મરતાં ગયાથી ડોસો બિચારો છેલ્લી અવસ્થામાં ઘણો હડબડી ગયો હતો—તેમાં જી—રોજીનાં માબાપનાં મરવાથી તો પુરેજ ! તે પછી એ બે બપાવા દીકરી એકમેકને ટેટે વળગી ઘણાં હેતથી સદા સાથે રહયાં હતાં, ને અસીલ જી—રોજી તે ડોસાની દરેક સગવડ અત્યંત કાળજીથી અધીરી પડી હર હંમેશ સાચવતી રહી હતી.

તે, તેથી પોતાની પાછલી જીંદગીમાં એવી એક બેટી માટે હદ વનાનો મગરૂર હતો. તેણીનાં ફિરેસ્તાઇ નુર ને અજબજેવાં હોસાંનથી તે ડોસો પોતે અકકલથી હેરત રહેતો, ને આવી એક મુફલીસ ઝુપડીમાં એવો માહતાબ ઉતારવા માટે ને કરીમોકારસાઝની તે લખ્ખો શુકરગુજારી કરતો હતો. તે ( જી—રોજી ) તે ઘરડાનું જાણે જીવન હતી !

——:o:——

## પ્રકરણ ૫ મું.

જ્યારે જાલ ખુશમિજાજે એ ફલાબાની ફુલવાડીમાં દાખલ થયો ત્યારે તે ડોસો, ઉપર કેહવા મુજબ, ફુલોમાં પાણી સીપતો હતો, મગર તેને જોતાંજ તેણે ડોકાંના એક એસારાથી તે જવાનની સલાંમનો જવાબ કરયો, અને પછી તરત પોતાના હાથમાંની ઝારી બાજુ મેલી દીધી.

"કેમ ફલાબા, કાંહ છે મારી જી—રોજી ?" જાલે દાખલ થતાં સાથે સરેસ્તાની ધાંધલથી પુછયું.

"તે વાત પછી, છોકરા," ફલાબાએ હાથની ગંભીર એસારતથી તેને ચુપ કરી અને પોતાની બાજુમાં બોલાવી બેસવા કેહતાં કહ્યું;— અને જાલ તાજુબ થયો, કેમકે આ રીતે આજવેર તે ઘરડો કદી બી તેના જોડે વરત્યો ન હતો. તે શું કેહવા માંગતો હતો ?

"જાલભાઇ," ડોસાજીએ તે પછી ગંભીરપણે કહયું, "ગઇ રાતથી મને વિચાર થયા કરેછ કે તમો બેઉ એકમેક પર એમ મરવા લાગાંછ તે મામલો મારે ચાલવા દેવો બરહક છે કે કેમ ?"

"ઓત તારીની !" જાલ મોટે સ્હાદે હસી પડયો; "કોઇ દાહરે નહી ને વરી આજે એ શું, ફલાબા ?"

"હા બેટા, અને તેનો સબબ પુરતો ને દેખઈતો છે," તે ફ્લૉરીસ્ટે હજી થરસાથીજ જવાબ કરયો. "હું આજતક જાણુતો નથી કે તું કોણુ છે, કાંહથી આયોછ, તારાં માએબાપ કોણ કે તારો ધંધો શું! તારી જબાંનમાં કાંઇ એવી શીરીની અને ચેહેરામાં કંઇ એવી મોહીની છે, છોકરા, કે જ્યારે ભલભલાઓને મારા ડોળાના દાબથી મારી જી—રોજી બાબે હું થથરેલા ને દુર ને દુર રાખી શકયોછ ત્યારે તારા બાબમાં ખુદા જાણે કેમ તે અવલથીજ હું તેવું કરી શકયો નથી અલબત, એ મારી ગાએ દીકરીનાં ચેહરેનમુનપણાં બાબે હું બીનમાહીતગાર હોવાના ઢોંગ કરતો નથી. એને જે જોએછ તે આંધળા થઇ જોએછ ને આંધળા થઇ જાએછ, પણ ગામમાં મેં તારો તહરાસ એના બાબે એટલો રાખેલો છે કે કોઇએ આજ સુધી એ મારાં બચ્ચાં સાંમે બેઅદબીની આંગળી કે આંખ વટીક ઉંચકવાની હીંમત કરી નથી, મગર તારા બાબમાં મેં કહયું તેમ હું તેવું મનાતું કશુંજ કરી શકયો નહીં. તેં તો જાણે મારી આંખમાં પાણી છાંટીને મને આંધળોજ કરી મેલ્યો; વાસ્તે તું ખાંન્દાંની ને ખરોજ ગ્રહસ્થ આસામી છે એની હવે આજે તારે મને કંઇબી ખાત્રી આપવી પડશે. ને પછીજ તું માહરી જી--રોજીને મળી શકશે."

"બાવાજી," જાલે હવે એ બધું સાંભળી લેઇને પુરતી ગંભીરતા ને નમનતાઇથી કહયું, "મારે વાસ્તે તમો કશાજ ફીકરમંદ ના થાઓ. હું તમો મુરબીને આપરા પાક મહજબના કસમથી કેહુંછ કે વાહલી જી--રોજી બાબે મારી દયાનતમાં દગો કે પેટમાં પાપ મુતલગ નથી. હું પોતે ખાન્દાંની ને આબરૂવાળો છેઉં. પાકજાદ કુમારીકાઓનાં નખ્ખોદ કાહરીને બેવચની થનારા દોજખીઓની સંફનો મને માનતા કે ધારતાજ ના. જોવો આએ"—અને ત્યાં તેણે પેલી વીંટી કાઢી બતાવી,—"એ મારી લાડલીની સાથે અદરાવાની ક્રિયા વાસ્તે મેં ખાસ આરડર કરીને મંગાવી લીધેલી છે. એ ક્રિયા આપરે બે ત્રણ દાહરામાંજ તમારાં કોઇ બી સગાંવાહલાં કે દોસ્તઆસના જેબી હોએ તે લોકની રૂબરૂ જાહેર રીતે કરશું, ને પછી લગન બી તરતજ કરવાનાં છે."

"આફ્રીન," ફ્લાબાએ રાજી થતાં તેને માંથે મુરબીગીરીનો હાથ મેલી કહયું. "દીકરા, તારા બોલવાના જુસ્સામાં વફાઇ અને સચ્ચાઇ સિવાએ બીજું હું કંઇજ જોતો નથી એટલે મને ઘણી

ધીરજ ને હીંમત આવેછ, પણ તેં હજી મને ખુલ્લું કરીને કહ્યું નથી જે તું કોણ છે--તારો ધંધો શું છે—ને તારાં માબાપની એ વાતમાં મરજી શું છે?"

"હું પોતેજ મારી મરજીનો માલીક છેઉં ને ગરીબ તેમજ ઇમાની છેઉં એજ જાણવું તમારે સારૂ બસ છે, ફલાણા," જાલે સચ્ચાઇની બોજરૂપ્વાહીથીજ પાછું કહ્યું. "હું દંહરેવારેનો ચએલો છેઉં, ને તેથી એ વાતમાં મારે કોઇની બી મરજી કે મંજુરયાત પુછવીજ નથી. વળી હું મારી ટુંક આવકથી સુખી ને સ્વતંત્ર છેઉં, ને તમો પાછળથી જે જાણશો તેથી રાજીજ થશો એ વાતની ખાત્રી રાખજો."

"ખેર, તો પછી હું તાબે છેઉં," આ ખુલાસાથી તદનજ તે ડોસાના મનનું સમાધાન થયું ન હોએ તે ઢપે તો બી વિશ્વાસની નાખમતીથી તેણે જવાબ કરયો! "જા દીકરા, જી—રોજી અંદર છે. મેં એને તુંને સોંપીછ વાસ્તે ખોદાથી ડરીને અમોને ગરીબોને સમાલજે. એ દીકરી એવી છે કે કોઇ લખપતી ઘેર જાએ. પણ એ મને મુકી જાએ તો હું ચાર દાહરા બી જીવું નહી તે ફીકરથી હું ગરીબો ગરીબ તારા જેવોજ જમાઇ કબુલ રાખવા વધારે ખુશી છેઉં. પૈસાવાલામાં સેંહેકરે નવાણું ટકા ટકોબરયા ને દગાબાજ થતા હોશે. વાસ્તે મારી જી—રોજીને વાસ્તે જેવા અમે છેઇએ તેવોજ તુંબી છે તેજ બસ છે."

જાલ હસ્યો. તે ભોળા ડોસાના દીલની સાદાઇની આ સઘળી કેફીયત સાંભળી તે ખુશમિજાજે ને મોહટે સાહદે હસ્યો, અને પછી અધીરો થઇ રહેલો તે "જી—રોજી! જી—રોજી" ના ખુશાલ પુકારો કરતો ઘરના મધ્ય ભાગમાં ગયો.

તે (જી—રોજી) ખુશીની એક ચીસ સમેત અંદરથી સામી દોડી આવી. તે અંદર પોતાના જૈફ બપાવાનાં કાળાં ગરમ મોજાં રફુ કરતી બેઠી હતી, પણ તેણે આગળી વાડીમાં પોતાના વ્હાલાં જાલીનો અવાજ સાંભળ્યો હતો ત્યારથી તેણીનું ઉલટમંદ જીગર ઉછળીને ગળાંમાં આવી ખુટયું હતું!

તે તો હંમેશ મુજબ તેનો સ્હાદ સાંભળવા સાથે તરતજ બાહેર દોડી આવતે, પણ તેના બપાવાએ જાલને તે પોતે મળવા

અંદર મોકલે નહીં ત્યાં વેર નહી મળવાની તેને તાકીદ કરેલી હતી, એટલે તે ફરમાનબરદાર પુત્રી જ્યાં બેઠી હતી ત્યાંજ, મનની અનેક અકરવકર ને આતુરતા વચ્ચે, કામ કરતી બેસી રહી હતી.

તેને તો તો તેના જાલમાં છેક આંધળો એતબાર આવી ગયો હતો. જાલ જુઠો પુરવાર થાએ કે દગો કરે તે દાહડે કેઆમત આવે એમજ તે મનથી જાણતી ને સમજતીતી. તે પોતે બી જાલ કોણ હતો, શું ધંધો કરતો હતો ને કયાંથી આવ્યો હતો તે કશું જાણતી ન હતી, પણ તે જાણવાની તેને જાણે તુંભાજ ન હતી. જેના ચેહેરા પર અશોઇનું પાક નુર ઝલકે તે દગાબાજ થઇજ કેમ શકે એ તે માહતાબચેહેર મધુરીની હંમેશની તકરાર હતી. એટલા માટે તેના બપાવાની તે બાબે તલ્લાસ ને પરપુછ કરવાની ઉલ્લટ તે મનથી ઝાઝી વખાણી કે પસંદ કરી શકી નહીં. પણ તે કહયાગરી ને હમેશની તાબેદારજ હતી એટલે તે બાબે વાંધો ઉઠાવા કે સામો જવાબ કરવાની બી હીંમત કરી શકી ન હતી.

તે હવે તેને ઘણુંજ હેતથી—પાક એતબારથી ગળે વળગી મળી, અને બારીમાંથી સીધાં અંદર આવતાં તડકાંના ઉજાસ વચ્ચે તે મનોહર મુખડો એક ચંદ્ર સમાન ઝલઝલ થતો જાલ એવી ભાણભુલી મોજ સાથ જોતો ઉભો કે જી—રોજી પોતે છેક માથાના તાલક તુલક ઓશકથી લાલ થઇ ગઇ!

"ચાલ, જી—રોજી, પાછલા બગીચામાં," જાલે દરખાસ્ત કરી. "બાહેર સહવારનું કુમળું તડકું છે, ને મને તુંને રોશણીના એક દરયાવ વચ્ચે ઉભેલી જોવાનું ઘણુંજ ગમેછ."

તેઓ, એ ઉપરથી, હાથમાં હાથ મેલવી હસ્તે ચેહરે પાછલા બગીચામાં ગયાં. ત્યાં બી ફુલાબાએ ઘણાં નામીચાં ફુલોનું એક ન્હાનું સંગ્રહસ્થાન રાખ્યું હતું, ને થોરાક બાજુમાં બાંક મેલ્યા હતા, જે માંહેલા એક ઉપર જી—રોજીને જબરીથી બેસાડી જાલ તેની બાજુમાં ગુઠણે પડી તે પ્યારો મીઠો ચેહેરો હેતથી ટીકવા લાગ્યો. તે જાણે ખુશીમાં તમામ છાકટ બની ગયો હતો.

——:૦:——

## પ્રકરણ ૬ ઠ્ઠું.

"મોટાબા શું કેહતાતા, વ્હાલા?" અંતે એ મીલાકાતનાં સુખનો પેહલો ઉભરો સમી રેહતાં જી—રોજીએ પુછ્યું.

"મોટાબા મારાં ઇમાનની કસોટી કસી જોતા હતા, ડીઅર," જાલે હસીને જવાબ કરયો.

"મુંવાં ગામના લોક આપરી પુઠે લાગાંછ," તે મધુરીએ કાંઇક કડવાસથી તેને કાને લાગી કહયું. "તે લોક એવણને તમારી સાંમે ઘણાં ભંભેરી મુકેછ, ને તેથી એવણ મારી સાથે બી છીટાં લેયા કરેછ. તમે કંઇ ગુસ્સો તો નથી કીધોની, જાલ?"

"જરા બી નહીં," જાલે સધ્યારો આપ્યો. "તારા મોટાબા કે આખી દુન્યા મારે માટે શું બોલેછ ને શું ધારેછ તેની મને પરવાહ નથી; ફકત મારી ડારલીંગ પોતે મારે વાસ્તે શું ધારેછ?"

"હું? હું તો, વાહલા, મારી પર એક પાક ફિરેસ્તાનેજ ચેલો થયલો ધારૂંછ, ને તે વાતના વિશ્વાસમાં એટલી બધી સુખી છેઉં કે મારા જેવી સુખી ને ભાએગશાળી આએ ધરતી પર બીજી કોઇ હોએ એ હું માનીજ નથી શકતી," તેણીએ ગરમ દીલસોજીથી ઘણો હેતવંતો જવાબ કરયો. "મોટાબા બી એમજ ધારતાતા, પણ મુવાં લોકે એવણનું બિચારાનું માથું ફેરવ્યું, ને તેમાં વળી ગઇ રાતનો પેલો આએ તરફ પાછો આયોછ, એટલે તો—"

"કોણ પેલો?"

"દીનો."

"દીનો કોણ?"

"દીનો દેગરો," જી—રોજીએ એવા એક અળગામણા સગાની યાદથી ઓશકાતાં કહયું, અને તેનું નામ સાંભળતાં એકાદ પળ ગુસ્સા ને અદેખાઇથી જાલનો સુંદર ચેહરો જર્દ થયો.

"તે કાહરે આયો?"

"સ્ટીમર આવી હોશે તે ગેઇ કાલનો અત્રે આવેલો છે, ને આપરે વાસ્તે કંઇ સાંભરયું હોશે તે ગેઇ રાતે અહીં આયો ત્યારે મોટાબા સાથે મોટે મોટે કજયો કરતોતો," જી—રોજીએ કહયું.

"મોટાબા ઘણા ચીરડાઇનેછ બોલતાતા. મેં કંઇ બધું સાંભરયું નહીં. મને તો બા બીહીકજ એવી લાગી કે હું તો મારે મારા ઓરડાનું બારણું બંધ કરીને અંદર ભરઇ બેઠી ને વેહલીજ સુઇ ગેઇ."

"વૅલ, તે હેમકે હવે ત્યારે ચેતીને ચાલવું જોઇશે," જાલે ગુસ્સાથી તપી આવતાં કહયું; "કમબખ્તી આવી હોએ જો તુંને જરા બી સતાવે."

"જાલી! જાલી!" તેનો ગુસ્સો જોઇને તે મધુરીએ થથરી જતાં કહયું.

"હવે જવા દે એ વાત," જાલે ખફગી જીગરથી ઝટ પાછી દુર કરી નાખતાં કહયું; "આપણા શાંત સુખમાં અમરથી એ વાતથી ખલલ થાએછ. બસ મને એટલુંજ કહે કે તુંને હું કોણ છેઉં તે જાણવા કંઇ બી જરૂર લાગેછ?"

"જરા બી નહીં; મેં કહયુંની, વ્હાલા, કે હું તો મારા પાક વિશ્વાસમાંજ પુરતી સુખી છેઉં?" તેણે જવાબ કરયો.

"લે ત્યારે આએ, મારી વ્હાલી," હયાં જાલે પેલી બેમુલી વીંટી રજુ કરતાં કહયું; "એ મારા સાચ્ચા પ્યારની શાહદત છે, ને હવે રાહરસમ મુજબ આપરાં અદરાવાની ક્રિયાની તું તૈયારી કરાવ. બેચાર દિવસમાંજ એ ક્રિયા કરાવી લેઇ શકાએ તેવી ગોઠવણ રાખજે, ને તેટલાં મારાં જીગર, તું આજથી એ વીંટી રાખ તારીજ પાસે."

જી--રોજી હેરત થઇ ગઇ. મોટી તાજુબીમાં તે કીમતી વીંટી તે જોવા લાગી. તેણે આવાં નાદર નંગો આખી જીંદગીમાં કદી જોયાં ન હતાં. એમ છતાં, તે વીંટીનાં બેમુલાંપણાંથી તે કાંઈ ઝાઝી અંજાઇ ગયલી દેખાઇ નહીં!

"તમારો પ્યાર, મારા જાલ," તેણીએ હેતથી પાછું કહ્યું, મને કરોડોના ખજાનાથી જયાદા છે; મારે વાસ્તે તો તેજ બસ છે."

"હવે હું આપરાં લગન જલદીજ કરાવી નાંખવા માંગું છું;" જાલે તેના એ જવાબથી રાજી થઇ તે રાતા રોખસારોપર હેતની એક ચુંમી લેતાં કહયું.

"જલદી?"

"હા."

"પણ પરણીને તમો મને અહીંજ રેહવા દેશો કેની?", તેણીએ ફીકરમાં પુછ્યું. "બિચારા મોટાબાને મરતે દાહડે એખલા મુકીને મને કેયે બી આવવા કેમ ગમશે?"

જાલ તે વ્હાલીની એ સાદાઇથી ગમત પામી હસ્યો.

"ને હું અહીં રેહીને શુ કરૂં?" તેણે પુછ્યું.

"ઓ, હા મરે, તેનો તો મને ખ્યાલજ નહી થયો," જી-રોજીએ પોતાની સાદાઇથી શરમાઇને કહયું.

"વ્હાલી જી—રોજી, પરણીને હું તુંને અહીથી મુંબઇ લેઇ જવશ, ને તાંહાં આપરે ઘણા ઠાઠથી રહીશું," જાલે સમજાવ્યું. "તુંને મેં મારે લગતું બધું હજી કહયું નથી. મારી પાસ પઇસા છે, ને તેથી આપરે ઘણાં સુખમાં રહી શકશું. વાડીગાડી, નોકરનફર—"

"ઓ જાલ!"

"કેમ, શું છે?"

"તમે મને એમ બીહીવરાવો ના," તેણીએ વિનંતીની ઢપે માંગી લીધું. "મને પૈસા ટકા નથીજ જોઇતા. તમે ગરીબ હોવો-અમારા જેવાજ ગરીબ-તો તે મને જયાદા ગમશે. મને મોટે ઘેરની થતાં આવરતું નથી. વરી બીચારા મોટાબા—"

જાલનો ચેહેરો એ બીજી વારની તે મોટાબાવાની યાદથી જરા જર્દ થયો. ખરેખર તે બુઢાનું શું કરવું? તેને કેમ લઇ જવો? તેના પગા એવા એક ગામડયા બાગબાનનો હેતથી સતકાર કરે એ તો માનવુંજ બેજા હતું!

"હા મોટાબાની વાત યાદ રાખવાની છે ખરી," તેણે તેણીને અત્યારથીજ એ વાતમાં હબકાવી નહી મારવાની મકસદથી તરત પાછો ખુશમિજાજી થતાં કહયું-"મગર તે બધું પછીથી થઇ રહેશે. તું ખાત્રી રાખજે, મારાં જીગર, કે તું રાજી થાએ ને સુખી થાએ તેમજ કરશ."

તેણીએ એ સાંભળતાં એવાં સાચ્ચાં હેતથી ઉભાતી તે છાતી પર પાક વિશ્વાસથી પોતાનું મનોહર માથું ટેકવ્યું, ને અત્યારમાંજ જાણે પોતાના ખરા પ્યારનાં તે મોટાં સૂખમાં તેની છાતીપર મરવા માંગતી હતી!

"જો તમે ખરેખર પૈસાવાળા હોવો, વ્હાલા," તેણીએ અફ્‌સોસથી કહ્યું, "તો હું મુતલગ તમારે ખરની નથી. હું તો ઘણી ગરીબ મુફ્‌લેસ ને તદન અભણ છેઉં!"

"તું તો મારી વ્હાલી એક રાણી જેવી છે," જાલે હીમત આપી.

"એક વખત સરને તાંહાંનાં આણી તરફ ફરવા આયાંતાં," જી—રોજીએ ઓશકાતાં ઓશકાતાં કહયું; "ને તે લોક મોટાબાનું કલેકશન જોવા અહીં આયાંતાં તારે મોટાબાએ મને બાહાર બોલાવી ને લેડી જમશેદજીએ તે વખતે મારી સાથ માયાથી વાત કીધી ત્યારે તેવણુ સાથે સીધી સીધી ને સાદી સાદી વાત કરતાં બી હું તો ધ્રુજી પરીતી! ઓ જાલ, શું ખરેખર તમે પૈસાવાલા છેઓ? મને પરણીને જો તમો પસ્તાશો કે સરમાશો તો, ખાત્રી રાખજો, વાહલા, કે તેજ ઘરીએ મારો જીવ મારી ધાંટીમાંથી નિકળી જશે!"

"એ બધી વાહીયાત ફીકરો છે, વ્હાલી જી—રોજી," જાલે કહ્યું. "દુર કરી નાંખ એ ફકરો. પાક ખુદાવંદની રૂબરૂ આપરે અરસપરસ વચનોથી અત્યારમાંજ પરણી ચુકયાંછ, ને પરણીને બી આપરે સદા સુખીજ થઇશું."

"હું તો અત્યારમાંજ બેહેસ્તમુકામ પુગીછ, જાલ," તેણીએ જવાબ કર્યો. "તમે આવીને મારી જીંદગીનું વલુંજ બધું ફેરવી નાખ્યુંછ! આખો દાહરો ખુશાલીથી મારી છાતી ધરક ધરક થયા કરેછ. ઘેરના કામકાજ પર વટીક હવે તો જરા થઇને મારૂં ધક લાગતું નથી!"—અને જાલ એ પ્યારનો પ્રમાણીક એકરાર સાંભળી ઘણાં હેતથી હસ્યો.

"તમે ગરીબજ હોતે તે મને વધારે ગમતે, વાહલા," તેણીએ જારી રાખ્યું અને પાછું કહ્યું; "હવેજ મને ધ્યાન આવેછ કે તે દાહારે કોનસર્ટની રાતે તમો મને તમારા પીતરાઇ પેસી સાથ મેળવીને ઓરખાવી ત્યારે તે જો કે મારી સાથ ઘણી માયાથી વાત કરતોતો તોબી તેની આંખમાં ઘણો તુચ્છકાર ઉતો. તમે તે નહી જોયું; મેં ઘણુંજ ચોકકસ જોયુંતું."

"હોએજ નહીં દીકરા, એ તો તારો ધખારો છે," જાલે હીમત આપી કહયું. "પેસી તો મારો ભલુ ચાહનાર ને મિત્ર છે, અને

વધારો તો એ કે અમારો ઓસ્યાળો બલ્કે મારા હાથ તળે એક નોકર જેવો છે! તેનો કે કોઇનો આપણુને કશોજ ડર નથી. મને કોઇની દરકાર નથી—સિવાએ કે મારા જૈફ પીતાજી છે, ને તેવણુને હું ઘણાંજ ખરાં દીલથી ચાહુંછ ને માન આપું છ. તેવણુ કદાચ કંઇ ગરબર કરે ખરા, પણુ મારી પર તેવણુનો એટલો બધો હદ વગરનો પ્યાર ને જીવ છે કે મને ખાત્રી છે કે તુને જોતાંજ તેવણુ તરત નરમ થૈઇ જશે."

પણુ જી—રોજી તો આ બધું સાંભળતાં જાસ્તી ફીકરથી જાલને ગળે વળગી!

"ઓ જાલ, તમારી આજની આએ બધી વાતથી મને કેવી બીહીક લાગેછ!" તેણીએ ચિંતાતુર કહયું,—અને તે કાંઇ આગળ કેહવા ગઇ, તેટલાંમાં બાહેરથી ફ્લાબાનો મોટે સાહદે જાલને હાંક મારવાનો અવાજ આવ્યો, એક પળ—અને તે ડોસો પોતેજ તે બે વાહલાંઓ પોતાની ગુફતેગોમાં ગીરફતાર બેઠાં હતાં ત્યાં તેમને સોહધતો અંદર આવ્યો.

તે જાલને નામનો એક તાર લેઇ આવ્યો હતો. તે "અરજંટ" (તાકીદનો) એક તાર હતો.

તે હોટેલને શીરનામે આવ્યો હતો, ને ત્યાંથી જાલનો "બૉએ" તે અત્રે લઇ આવ્યો હતો, જાલ અહીં મળશે—ભુતનું ઠેકાંણું પીપરા હેઠળને!—એમ તે હૉટેલમાં સર્વને તેમજ આખાં ગામને રોશણુ હતું!

હવે જાલે તાજુબીમાં તે તાર લીધો, ફોડયો ને વાંચ્યો, ને તે વાંચતાં તેના ચેહરાપરનું નુર ઉડી ગયું, ને તેના હોઠ તમામ ફીકકા મારી ગયા. તેમાં થોડાજ બોલો ફ્રેની તરફથી લખાઇ આવેલા નિચે મુજબના હતા:—

> "એકદમ નિકળી પડજો. તમારા પપા લકવાથી પટકાઇ પડયા છે. બચવાની મુતલગ આસાજ નથી. તમારીજ ટગર કરે છે. જલ્દી આવજો, જલ્દી."

જાલ આ વાંચતાં બેબાખરો થઇ ગયો! તે ઘણાંજ સાચ્ચાં વાહાલથી આ લખેપતી પીતાને ચાહતો હતો, ને રખે તે પોતે

જાએ ને મળે તે આગમચ તેનો જૈફ જાન કબજ થાએ તે ખ્યાલેથી વટીક તે છોકરો થરથર ધ્રુજ્યો!

એ મુજબ એક તદન નહીં ધારેલા સીતમની તે બે વાહલાંઓનાં હદ વનાનાં સુખમાં અચબુચ એક વાદળી ચઢી આવી હતી, જેથી તે બંને ઘણું દુખ પાંમ્યાં. જાલે ઘણુ ચાહયું કે તે અદરાઇનેજ ગયો હોત;-પણ હવે એક પળ બી ખોહવાની ન હતી! તેણે જી-રોજીને, તેથી, હજારો સધ્યારાની અનેક તરેહથી હીંમત આપી, અને જેમ બને એમ જલ્દીજ ને વગર ધીલે ખચ્ચીત કરીને પાછો ફરવાનો ફસ્દ પવિત્ર કોલ આપીને જાહીર કરયો.

ફલાકાકાએ બી, અલબત, એકદમ જવાનીજ હીમાયત કરી અને તેથી ફ્રેનીના તારનો "હું તરત આઉં છું" એમ તાકીદના તારથી તેણે વળતો જવાબ કરયો; તે પછી તે પ્યારંઓ અરસપરસ અત્યંત હેતથી મળ્યાં, ને જી—રોજીની નેકમાંનેક દુઆઓ સાથે જાલ પોતાને વતન અને ઘેર પાછો ફરવા થકી ઘણી જેહમતથી અને અત્યંત દર્દમંદ દીલે તુરત વેળા તો છુટો પડયો.

——:o:——

## પ્રકરણ ૭ મું.

જાલ તેના બાપનો ઘણો અદબ કરનાર, હેતવંતો અને તાબેદાર બેટો હતો. તે બાપ દીકરા વચ્ચે હદ વગરનાં હેતનું નાતું હતું. બાપે રોબવાલો ને દીકરાને ધાકમાં રાખે તેવો હતો, પણ દરેક જણ ને તે દીકરો પોતે બી સારી રીતે જાણતો હતો કે તે એ બાપની આંખની કીકી હતો. તેની ફરયાદ માત્ર એજ હતી કે તેનો બાપ તેને હજી બચ્ચુંજ જાણતો હતો! તે પોતાનાં કામકાજમાં તેનું મત કદી લેતો નહીં. દરેક સલ્લાહ—જો સલ્લાહ લેવીજ પડે તો તે પેલા લુચ્ચા પેસીનીજ લેતો, ને તેના પોતાના સંબંધમાં જે કામ લેવું હોએ તેમાં બી તેના ગમા અણગમાની તે વૃદ્ધ શેઠયો કશીજ ખ્યાલ ન રાખતો. તે શેઠયો બધું પોતાની મરજીનુંજ હજી બી કામ લેતો, અને તે વિચાર આપવાને કે પોતાની મરજી મુજબ વરતવા માટે હજી બચ્ચું હતો એજ ધખારો તેનાં મનમાં ઘર ઘાલી બેસી ગયો હતો! જો એકાદ નવી ગાડી લેવી હોએ કે બે ચાર ઘોડા નવા ખરીદના હોએ તો તેમાં વટીક એ "બચ્ચાં"ની સલ્લાહ લેવાનો

ખ્યાલ તે શેઠગો હસીજ કાઢતો, કે જ્યારે પેસી! તે તો તેનેજ તેડાવતો પુછતો ને મત કરતો. જો બાગના કોઇ કયારાઓમાં કંઇ ફેરફાર કરવો હોએ—કાંઇ ખખડી ગયલાં ઝાડો કાપી કઢાવવાં હોએ, ટુંકમાં ગમે એવું ઘરસંસારી કે વેપાર વણજનું કામ હોએ તો તે બધી મસલતમાં પેસી અને પેસીજ. જાલ તો બિચારો બચ્ચાં તરીકે ઘાસકાટણમાં નિકળી જતો! નહીં કે તે બધું મોટા શેટના જાલ માટેના ઓછા પ્યાર, અણગમા કે ખેદાદીનું પરીણામ હતું; લેશ નહીં. બધું ઊપર કહ્યું તેમ ફકત "જાલ હજી બચ્ચું છે," એ અને એજ અનુમાનથી તે લખપતી બાપ કરતો રહયો હતો!

જાલ એ બાબે ઘણી ફરયાદ કરતો. "તમો જાણે પેસીનેજ તમારો વારસ કરવા ચાહતા હોવો તેમ વરતોછ, બાવાજી," તે લગભગ ગુસ્સો કરીને કેહતો; અને ત્યારે તે ડોસો રમુજ પાંમી ખડખડ હસતો. "તું બચ્ચું છે, દીકરા, તું હજી ઘણો નાદાન છે," તે તેને અવારનવાર માયાથી સમજાવતો. "પેસલો દુન્યાદારીથી ઘડાઇ ચુકેલો અનુભવી ને ડાહકો છે. એના જેવો થતાં હજી તુંને બીજાં દશ વરસનો વાર!–" અને જાલ, ત્યારે ગુસ્સામાં માંથુ ફફડાતો, તે ડોસાની ઘણી ગમત વચ્ચે, નારાજ ઢપે તે ઓરડો છોડી જતો!

એક વખત પેસી ને મેહેરજી શેઠ (જાલનો પીતા) લાયબ્રેરીમાં કાંઇ ખાનગી મસલતમાં મશ્ગુલ હતા તેટલાં જાલ કાંઇ ચોપડી બુકકેસમાંથી કાઢી લાવવાની મકસદથી તે અળગું બધ કરેલું બારણું ખુલી અંદર ગયો, ને ત્યારે તેઓને પાછો બાહેર જાય તેટલાં મસલત કરતા ચુપ થઇ ગયા. આથી જાલને ઘણું માઠું લાગ્યું, ને તેણે તે બાબે બંદ મચાવ્યું, પણ તેના પીતાનું તેને કેહવું ને સમજાવવું એજ હતું કે 'બેટા, તું હજી બચ્ચું છે; તું હજી અમારી બધી વાત સમજવાને વાસ્તે તદન નાદાન છે!'

જો મુસાફરીએ નિકલવું હોય તો તેમાં પણ એજ હાલ હતો. બધી બંદોબસ્તી, બધી આગેવાંનીમાં 'પેસલો'—બીજુ કોઇ નહીં; ને તેની ચાપલુસી ને ખુશામદથી મેહરજી શેઠ જ્યારે રાજી રાજી રેહતા ત્યારે જાલને તો સામો તેના પર એવો કેહેર ને ધિક્કાર છુટતો કે જાણે છુટી છરી મારે! એમ છતાં તે કહવાગરો ને નાખેદાર હતો એટલે બાપ સાથે કદી બી છેકજ માંથુ ઉંચકી કે નેણ

ફેરવી તે રીસાઇ બેસતો કે કશું તેવું ગંભીર તુફાંણ મચાવતો નહીં. તે હાડોહાડ ભલો ગરીબ અને ઉદાર વૃત્તિનો હતો.

મગર મુસાફરીઓમાં બી આપણે જોયું તેમ તે કાકા કાકાનાઓને ઝાઝું બનતું નહીં. મેહેરજી શેઠ જાલને સમાલવા જ્યારે બી જાલ કોઇ લાંબી મુસાફરીએ નિકળે ત્યારે પેસીને સાથે જવા ને સાથેજ રહેવાનો હુકમ આપતા, ને જાલને એ તેના પરની તેના કઝીનની "મેહેતાગીરી" ઝેર જેવી જણુની લાગતી,–અને તેથી તે જ્યારે તે માટે ગુસ્સે થતો ત્યારે પેસી ગરીબીથી કેહતો. "મને તો આ મારાં નિમકને સાચો નિવડવાનું છે. કાકાજી મને પાલે પોસે ને બધો મારો ખરચ પુગો પારે તે કંઇ મશ્કરી છે? એવણ મારે માંથે વાસે નહીં થતે તો મારા જેવા કમનસીબનો થાગ કાંહાં લાગતે?"

એવોજ એક કજયો એ બે કાકા કાકાના વચ્ચે છેલ્લો ગયે વરસ તેઓ મુસાફરીએ નિકળ્યા ત્યારે પણ થયો હતો. જાલ પોતાની મરજી મુજબનું બધું કરવા ચાહતો હતો ને પેસી આંકોશથી તેને ખભડાવ્યા કરતો હતો, જેથી તેઓ અથડી પડયા હતા. "જો કંઇ વાંકુ થાય તો મને મોટા શેઠ માફ કરવાના નથી," પેસીએ નેણ ફેરવી કહ્યું,

"વાંકુ થાએ એટલે?"

"તું કંઇ ઘેલા ગાંડા પ્યારમાં પડે, ઉર્જીર જેવો તુફાંણી ઘોડા પર અસ્વારી કરતાં ટપકાઇ જાએ ને હાથપગ ભાંજે કે એવુંજ કાંઇ કાંટાનુ કટેસર થાએ તો? મારે તેથી તારી દરેક વાતમાં વચ્ચે પડવુંજ જોઇએ ને તુંને રોકવો ને સમાલવોજ જોઇએ."

આથી જાલની ધીરજની હદ આવી ગઇ, ને તેણે તેજ રાત્રે બેસીને લંબાણથી એક કાગળ પોતાના મુરબી બાપ પર પોતાની ફરયાદનો ઘણો અસરકારક રવેસે લખ્યો હતો, પણ વલતી સહવારે તે પોસ્ટ થાએ તે પહેલાં તો ઘોડાઓએ મસ્તી કરવાના સબબે વિકટોરીયા ઉંધી વલી ગઇ, ને તેમાં બેઠેલા "મોટા શેઠ" એ ગંભીર અકસમાતનાં પરીણાંમમાં ઘણુા દભરાયા ને ચપકાયા તે હુબતાવનારા સમાચારનો તાર આવ્યો. એ ઉપરથી તેઓ તરત મુંબાઇ ઉતરી ગયા, ને પછીથી તો તે બે વચ્ચે પાછી સલ્લાહ થઇ ગઇ એટલે મજકુર કાગળ મેહેરજી શેઠને વાંચવા આપવાને જાલ

ઝાઝું મન કરી શકયો નહીં. તેણે દાનાઇથી પછીથી નાંખતીજ ફરી. તેવણ જે બધું કરતા હતા તે બધું તેને માટેનાં અખંડ હેતનાં કારણથીજ કરતા હતા એમ માની લઇ એવાં એક કાગળથી તેવણનું દીલ કચવાવા તેને ગમ્યું નહીં, ને તેથી મન મોટું કરી તે કાગળ તેણે પછીથી કદી તે ડોસાજીને પાસ કરયુંજ નહીં.

પણ એ અકસમાત પછી "મોટા શેઠ" અતી ઘણા લઠડી ગયા. અવલ તો એમ લાગ્યું હતું કે તેવણનો એક પગ મોરચાયા ઉપરાંત વધારે ખરાબી કશી થઇ નથી, પણ અંદરખાને નુકશાંન ઝાઝું થયું હતું માટે ભીતરની તે બીમારીએ તેવણને પાછલથી લઠડાવી નાખ્યા, ને સર્વ કોઇ ફકરમંદ થયાં.

જાલ અને પેસી એ અકસ્માત થવાનો તાર આવતાં સાથે બન્યું એટલી ઉતાવળથી ઘરે પાછા ફરયા હતા, પણ તેટલાં તો ડોસાજી પાછા ઠીક થયલા હતા. "હું તો એવો બીહીયો, જાલ!" તેઓએ જાલને ફરી ફરીને પેટમાં ચાંપી બે ચાર દહાડે ખુલાસો કરયો. "મને કંઇ મરવાની બીહીક લાગી નહીં—હવે મારો વખત છે—પણ રખે તું આવે ને તુંને હું પેટમાં ચાંપુ તે આગમચ મારો જાન કબજ થઇ જાએ તેની મને ફકર થઇ આવી."

"મારા હેતવંતા બાવાજી!" જાલ તેમને ગલે લાગતાં પટપટયો.

"મારે તો મરવા આગમચ તારા પાસ એક ગંભીર વચન લેવાનું છે, દીકરા, ને રખે તે લેવાયા પહેલાંજ મારે ચાલતી પકડવી પડે તે ખ્યાલથી હું હબતી ગયો હતો," મેહેરજી શેઠે જારી રાખ્યું ને વધતા ખુલાસાથી સમજાવ્યું; "જાલ, તુંને ફ્રેની વાસ્તેનું મારૂં મત તો ખબર છે. એ છોકરીને જાણે મેં અવલથીજ પોતાની કીધીછ ને એ દરેક પાંતીએ મારો સંસાર સુખી કરે ને તારૂં ઘર શોભાવે એવીજ એક છોકરી છે. એના બાપ નવલશાહ હીરજી અને હું સગા ભાઇઓથી આલે ઉતા. અમોને લોક દોસ્તો નહીં પણ ભાઇઓજ સમજતાંતાં, અને મરતી વખતે વ્હાલી ફ્રેનીનો બધો કીમતી વારસો તેમજ એનો પનોતો હાથ મને સપુર્દ કરી એ નાવારેસ ને નમાયાં બચ્ચાંને મોરે વેહલ્લે તારી સાથેજ ગોઠવી દેવાનું તે મારા નેકબખ્ત દોસ્તે મારી પાસે વચન લેઇ લીધુંતું."

"મને તે બધું ખબર છે, બાવાજી," જાલે તાબેદારીથી કહયું.

"અને ત્યારે હવે તું મને વચન આપ, દીકરા, કે માહરી મરજી મુજબ ફ્રેનીને મારાં મુવા બાદ કે મુવા પહેલાં તું તારીજ કરશે."

અને જાલે ખુશીથી એ વચન આપ્યું। તેનું દીલ તે વખતે કશી બી બંધીથી કેવળ મુકત હતું. પ્યાર અને તેની અસરનો તે વખતે એ જવાનને અભ્યાસજ થયો ન હતો, ને રાંક, નમાની, ગરવી ને સુંદર ફ્રેની તેને અલબત પુરતી ગમતી હતી. તેણે વાંધો ફકત ફ્રેનીની પોતાની ખુશી બાબેજ કરયો.

"બાવાજી, એમાં મારી કે તમારીજ મરજીથી બસ થવું જોઇએ નહીં," તેણે સમજાવ્યું, "ફ્રેની પર એ વિશે જરા બી આપરે દબાંણ કરયે તો તે ઘણુંજ ઘાટકી ને પાપી કેહવાએ, કેમજે એ બિચારી આપરે આસરે રહેલી છે. તેની પોતાની ખુશી તેથી શું છે તે અવલ તો આપરે જાણવું જોઇએ."

"તદન બરહક છે, દીકરા," મોટા શેઠે એકમત થઇ કહયું, "પણ મારી ખાત્રીજ છે કે એ ડાહી દીકરી તુંને ચાહેછ-તું આજેજ એ વિશે એની સાથે વાત કરીને તારી ખાત્રી કર. હવે ધ્યાન રાખજે, જાલી, કે ઘીલ કરવા જેવો વખત નથી. આએ અકસ્માત થયો ને થયો હું ડર ખાઇ ગીયોચ. હવે મને કંઇ સારૂં લાગતું નથી, ને હું તેથી એ ગોઠવણ પાર પરેલી નજરે જોઇને નહીં તો ગોઠવણ પક્કી થયલી કાંને સાંભળીને સંતોશથી મરૂં એજ મારો સૌથી માનીતી મુરાદ છે."

"હું તમોને નાઉમેદ થવા નહી દેવસ, બાવાજી," જાલે તાબે-દારીથી કહયું; "હું પેહલી તકે બે ચાર દિવસોમાં ફ્રેનીને—"

"નહીં, આજેજ," તે બુઢો બજીદ થયો, "એમાં પુછવા જેવું કંઇ છેજ નહીં, પણ તારા સંતોષ વાસ્તે જો પુછવુંજ હોય તો તે આજેજ પુછી લેજે. મેં પોતે માંજણ ઘણાં ધ્યાંનથી તપાસેલું છે, દીકરા. તું પોતે તો હજી બચ્ચું છે. તુંને દુન્યાદારી ખબર નથી, પણ મેં બારીક નજરે જોઇ લીધુંછ, જાલ; કે ફકત તારી વાત ચતાં કે તારૂં નામ બોલતાંજ એ છોકરીની આંખ ખુશીમાં ઝલકી રહે છે, અને તારા પ્યારા પગલાંના અવાજથી એના ચેહેરાપર રતાસ એકદમ દોડી આવે છે. એ બધું

મેં ઘણા ધ્યાનથી જોયલું ને તપાસેલું છે, વાસ્તે હવે હું બીન ફાંસલે વખત ગુમાવવા માંગતો નથી. આજેજ એ સવાલનો જે તે ફડચો થઇ જવો જોઇશે."

"વારૂં મુરબ્બીજી," જાલે નાંખતીથી કહયું. "ત્યારે તેમ કરશું,"–ને તે એ પછીથી પોતાના વ્હાલા પીતાની હજુરમાંથી તરતૂજ બાહેર પડયો.

તે ડોસાને ઉશ્કેરાવાને જરા એ કારણ ન મળે એ ડાકટરોની સખ્તમાં સખ્ત તાકીદ હતી. મજકુર અકસ્માતથી દેખીતી રીતે તેના મન પર ઘણી માઠી અસર થયલી હતી, અને તે દરમ્યાન તે ડોસો જરા એ ઉશ્કેરાય તો કાલનો દુકાળ આજેજ પડે એમ હતું. એટલા માટે જાલ તેને જરા બી નારાજ કે નાઉમેદ કરવા નહીંજ ચાહતો હતો.

નસીબ સંજોગે તે તેજ વેળાએ જેવો બાગમાં ઉતર્યો કે ત્યાંજ તેને ફ્રેની મળી ગઇ.

તેણીએ કાંઇ તેને જોયો નહી. તે તો વિચારવંત અને ધીમે કદમે સામેથી ચાલી આવતી હતી. તેના હાથમાં ખુશનુમા ચંપેલીનો એક મોટો ઝુમખો હતો, ને તે સીધા પતળા ઉંચા આકારને એક રાણીનાજ રોબ ને ગ્રેસથી તે બાગમાં સ્હેલ કરતી ચાલી આવવાનું જોવાનું ખરેજ સુખકારક હતું. તે છોકરી એક "પીકચર" હતી.

જાલ તેની આગળ ગયો અને જાહેર થયો.

"એ અહીં શું એકલી ફાંફાં મારેછ, ફ્રે?" તેણે હસીને પુછ્યું.

"હું પપાને વાસ્તે ચુંટી ચુંટીને થોડાંક ફુલ જમા કરૂંછ, જાલી," તેણીએ મીઠાસથી જવાબ કર્યો.

"પણ મારે હાલ તો તારી સાથ થોડીક તાકીદની ખાનગી વાત કરવી છે," જાલે સાદાઇથી કહ્યું—અને ફ્રેની એકદમ ઓશકથી લાલ થઇ. તેના સુંદર રૂખસારો પર મનહરણ રતાસ ધાઇ આવ્યો. અને સુખ અને અજાયબી તેની તેજ ચશ્મોમાં પ્રગટ વાંચી લેવાએ એમ દેખાયું. "આવ, આપરે આએ બાંકપર બેસીએ."

"આએ બધો બાગ તારી સંભાળભરી કાળજી ને દેખરેખ ભરેલી જતનથી હવે બાગે બેહેસ્ત બનતો જાએછ, વ્હાલી ફ્રે," બેસતાં સાથે તે મોટા વિશાળ બાગપર એક ઉતાવળી નજર દોડાવી જાલે શાબાશી આપતાં કહયુ.

"મારી એ સૌથી માનીતી મોજ છે, જાલ," ફ્રેનીએ ઓશકાતાં જવાબ કરયો. "ફુલો વચ્ચે વસવા ને ફુલો ઉપર ધ્યાન આપવા મને સદા ગમતું રહયુંછ."

"તું પોતે ફુલોની એક રાણી જેવીજ છે," જાલે ખરાં દીલનાં હેત ને વખાણથી કહયું.

ફ્રેની મીઠાસથી હસી. "આજે કંઇ ઘણાજ લેહેરમાં છેઓ, જાલ? આજે કંઇ મને છેકજ છાપરે ચહરાવા ધારયુંછ કે કેમ?" તેણીએ પુછયું.

"નહી, હું તો ખરાં દીલથી મને જે લાગું તેજ બોલ્યો; મગર એ વાત હમણાં જવા દે," તે સીધાસાધા ને ભોલાભાલા જવાને તાબરતોબ પોતાની મકસદની વાતપર એક ઝપાટે હવે આવી જતાં કહયું; "હું એમ પુછું, ફ્રે, કે તું મારી સાથ પરણવા ખુશી થશે?"

"ઓ!" તે છોકરી આ કશીબી ચેતવણી વગરના એક કુદકે રજુ કરેલા ઓહાણી જેવા સવાલથી એકદમ ચમકી ઉઠી!

"તું ગભરા ના, ડીઅર" જાલે હીમત આપી; "તારી મરજી ઉપરાંત તુંને કોઇ પરણાવતું નથી ને તું હા કેહે તો બી આજે ને કાલે આપરે કંઇ પરણી જવાનાં નથી. હજી તો આપરે બેઉ એ બાબદમાં તદન બચ્ચાં છઇએ. મારૂં કહેવું માત્ર એમ છે કે જો તારી બી રાજીજ હોય તો પછી પપાને આપરે પ્રૉમીસ થઇ શકયે, ને સધ્યારો આપી શકયે. તેવણુ કંઇ એ વિશે અજબ જેવી હદ સુધી ઉતાવલા ને વીહીલા પરી ગીયાછ!"

તે મીઠો ચેહેરો છેક હોઠ તુલક હાલમાં હવે એ માંગણી રજુ થતાં હભક ઓશક ને એવી અનેક ઉસ્કેરણીઓથી ફીકકો પડયો. તે વ્હાલા જવાન માટે અખંડ અને અણહદ પ્યારમાં ઉભાતી છાતી તેણી પોતે સાંભળી શકે તેમ જોરથી ધડકતી હતી. તે લાજવાબ જવાબ દઇ શકી નહી."

"તું બોલતી નથી, ફ્રે?" જાલે જરા વારે પાછું પુછયું.

"પણ હું પોતે તમોને ગમશ કે, વ્હાલા?" તેણીએ અંતે નીચી નજરે ને ધીમે સ્હાદે, તે હાથ માંહેલી ચંપેલીઓ ટુપી કાઢતાં, જાલના સવાલના જવાબમાં પાછો સ્વાલ કીધો.

"અલબત; તું મને ગમતે નહી તો પછી હું તુંને પુછતો આવતેજ શું કરવા?" તે જવાને હસીને કહયું.

"વ્હાલા," તેણીએ હવે પોતાનો કોમળ ધ્રુજતો કર તમામ વિશ્વાસથી તેના હાથોમાં મેલતાં કહયું, "મારી એકજ મુરાદ—મારી સદાની એકજ બંદગી તમારી થવાની ને મારો આખો જાન તમારાં કદમો પર ઓવારી નાંખવાની છે. મેં કોઇ દંહરે હોઠ ફફરાવી એ તમોને કહ્યું નથી, કેમજે તમે તે મને પુછયું નથી, ને વગર પુછયું તે તમોને કેહતી આવવાની મને હીમત થઇ નથી; પણ ખુદાએ મારી રોજની ખાલેસ બંદગી સાંભળીને અંતે તમારાં મનમાં મારે વાસ્તે મેહેર મુકીછ તો હું હવે આજથી તમારીજ છેઉં!"

જાલ ખુશ મિજાજથી હસ્યો. તેને આએ ફ્રેનીનું નાટકોમાં બોલાએ તેવું મીઠું મીઠું બોલેલું ઘણુંજ ગમ્યું. તે પોતે, અલબત, તે વખતે પ્યાર શું—તેની અસર શી—તેની તાસીર કેવી તે કશુંજ જાણતો કે સમજતો ન હતો. તે પોતે તો હાલ ફકત તેના પીતાની મરજીને માન આપી અને પોતાની તે વખતની વલાણને જવાબ કરી સીધો સાદો બીલકુલ અલલતપ્પે કામ લેતો હતો!

"ઓલ રાઇટ, ડીઅર, ત્યારે આજથી જાણે આપરે અદરાયાં—એમજ કેની?" જાલે સાદાઇથી કહયું,—"અને હવે ચાલ ત્યારે પપા પાસે."

તેઓ ગયાં. જાલ તે બીહીધેલી બાળાને—તે ઓશકાતી ગભરાતી પાક મધુરીને જાણે હાથ પકડીને જોર જુલમથી તે તરફ ધસડી લઇ ગયો.

"લેઓ બાવાજી, અમે નકી કીધુંછ," તેણે તે ડોસાની રૂબરૂ દાખલ થતાં સાથે કહયું; "હવે તમે રાજી થયા? ફ્રે બી હા કહેછ, જેથી અમે બેઉ જણે આયંદે પરણીને ધણીધણયાણી થવાનું એકમત થઇને નકી કીધુંછ."

"સુખી રેહો, મારાં બચ્ચાંઓ," મેહેરજી શેઠે મોટાં હર્ષીત જીગરે તે બેઉને માથે હાથ મેલી તેમને એ સાંભળી આશીષ આપતાં કહ્યું; "કીરતાર તમો બેઉનો સદા નિઘેહબાન થજો!"

તે પછી સારાં કે માઠાં નસીબે લગનને માટે તે ડોસો કશી રીતે ઉતાવળો થયો નહીં. તેને એટલેથીજ તદન નિરાંત વળી ગઇ

વળી તે પાછો પુરતો ટટાર બી થયો હતો, ને ડાકટરો તેની જીંદગીને ફશીજ અલવલ નહીં આવવાની દરેક ખાત્રી આપતા હતા એટલે બી તેને ઉતાવળ કરવાનું કારણ રહ્યું નહીં.

મગર ઉપલી ક્રિયાં થઇ જવા બાદ ફ્રેની જાલની સંગત વધારે સોહોધતી રહી, ને તેનાં દરેક સુખની જયાદા કાળજી કરતી થઇ કે જ્યારે તાજુબ કે જાલને તેની ઉપર તે કીસમનું પ્રોઢ હેત. કદી આવ્યુંજ નહીં—તે એટલે સુધી કે ફ્રેની કોઇ વખત મનથી મુઝાતી ને તાજુબ બી પણ થતી કે 'પરણીને બી મને એવણ બસ એટલાંજ હેતથી ચાહશે કે કેમ?'

તે ડોસો—મેહેરજી શેઠ—એ બધું માંજણું ઘણાં ગંભીર ધ્યાનથી જોતો ને તપાસતો રહયો હતો, ને પોતાના દીકરા સાથ મનમાં ને મનમાં ઘણો ખફા થતો હતો. "આએ પોરી એક ફીરેસ્તો છે," તે પટપટતો, "પણ આએ પોરયો આંધળો ભીત છે! ખુદા જાણે એ કેમ એ પોરીની એટલી શીદાગીરી જોઇ શકતો નથી!"

એ પછી 'પોરયો દુન્યાદારીમાં હજી જરા વધારે પાવરદો થાએ ને હજી વધારે કેળવાએ' તે મકસદથી તે તેને લઇને પોતે મુસાફરીએ નિકળ્યો, પણ મદ્રાસથી તેઓ છુટા પરયા. તે ડોસો પોતે ને પેસી કાંઇ જરૂરી કામે મદ્રાસ લાંબો વખત રોકાયા, કે જે વખતે જાલ એકલો બેંગ્લોરથી ફરતો ફરતો આગળ વધી નિલગીરીઝ ગયો ને ત્યાં સપડાઇ ગયો! ત્યાં તેણે પેહેલ વેહેલી જી—રોજીને જોઇ ને જોઇ તે એકદમ ઘાએલ થયો. ત્યાર કેદે તેના બાપની તાકીદને માન આપી અંતે તેને મુંબાઇ પાછો જવું પડયું, જ્યારે વળી થોડું એકમાંજ બીમારીના ઢોંગથી તે પાછો ફરવા જવા તૈયાર થયો, ને તે વખતે ડોસાજીએ ઘણી આનાકાનીથી તેને રજા આપી, ને વળી સાથે મેહતાગીરી કરવા ને તેને સમાલવા પેસીને બી મોકલી આપ્યો.

ત્યાર પછી શું થયું તે આપણે આગલા સીલસીલામાં વાંચી આવ્યાં. નિલગીરીઝમાં જી—રોજીને લગતી બધી બાતમી મળી જવા પછીથી પેસી પેહેલો મુંબાઇ નીકળી ગયો, ને તેણે વળી ત્યાં જઇ પેલો એક જાલને હીંમત આપનારો ને સારૂં મનાવનારો કાગળ બી પણ લખ્યો. ખરેખર તો તે વખતે તે પોતાના જૈફ કાકાને મલ્યોજ ન હતો! ને પોતે એકલો આવતો રહયો તેથી તે ડોસાજી તેનાપર

ઘણાજ ગુસ્સે થયા, ને જાલને એકદમ તેડાવી લેવાની તેવણે તેને સખ્ત તાકીદ કરી, કે જ્યારે પોતે આવતો રેહવાનાં કારણમાં તો તેણે કંઇ ભલતુંજ કહીને તે શેઠયાને ઉડાવ્યો હતો!

હવે તે ડોસો તેના કેહવા મુજબ જાલની એ "ભમાતુ જીંદગી"થી કાયર થયો હતો, ને તે પગ ઠેડવીને ઘરમાં રેહતો ન હતો તેથી તે ઘણો નારાજ બન્યો હતો. તેની મરજી હવે મોટી ઢીંગસ ભેને ધામધુમથી છોકરાંઓને પરણાવી દેવાની હતી, મગર પેસી આવ્યા પછી બેચાર દિવસે તેને એકાંતમાં મલ્યો ને એક કલાક સુધી ત્યારે તે કાકા ભત્રીજાએ તે એકાંતમાં કંઇ ખુબ વાતચીત કીધી. તે શી વાતચીત થઇ તે કોઇએ કદી જાણ્યું નહીં; પણ તેજ સાંહજે પેસી કંઇ જરૂરના કામે પાછો બાહેરગામ જતો રહયો, અને તે પછી તે ડોસો પોતાના ઓરડામાં ચતોપાત જમીન ઉપર બેહોસ પડેલો મળી આવ્યો, ને તેને એકાએક એ શું થયું તે કોઇને મુતલગ સહમજ પડયું નહીં!

અલબત તાબરતોબ કાબેલમાં કાબેલ ડાકટરોની દોડ પોંહચી, ને તેઓએ કાંઇ મોટી ઉશ્કરણીને લીધે એકદમ લકવો લાગુ પડેલો કહી તે શેઠયાની જીંદગી મોટા જોખમમાં જાહીર કરી; અને ત્યારે એ કમભાગ્ય બેબનાવથી થથરી ગયલી ફ્રેનીએ જાલ ઉપર તાકીદનો એક તાર તાબરતોબ મોકલી આપ્યો, કે જે આપણે જોયું તેમ જી—રોજીનાં ઘરમાં તે હતો ત્યાંજ તેને મળ્યો. તે ઉપરથી તેણે વલતા જવાબમાં તે તરત પોતે નીકળી પડયો છે એ મકસદની ફ્રેનીને તેવાજ એક અરજંટ તારથી ખબર આપી અને તે પોતે મુંબાઇ આવવા પછીથી એકદમ નીકળી પડયો.

——:૦:——

## પ્રકરણ ૮ મું.

એ મુસાફરી દરમ્યાંન જાલનાં મનની હાલત કોઇ રીતે ઇર્ષા ઉપજાવા જોગ નહીંજ હતી. તે તેનાં મનની અસ્વસ્થ હાલત બ્યાન કરવા કરતાં વિશેષ સેહેલથી સહમજી શકાશે. એક પળમાં વ્હાલી જી—રોજીનો મીઠો માનીતો ચેહેરો તેણીનાં આંસુઓ વચ્ચેથી તેના પર ખુશીમાં હસતો તેના ખ્યાલોની આંખમાં ખડો થતો, તો વળી બીજીજ પળે ભલી ફ્રેનીનો કાકલુદીભરયો ચેહેરો, ઉંડી નાસીપા-

સીથી ધવાયલો, વળી તેજ ક્રીસમે તેની સાંમે ખડો થઇને તેને સંતાપતો !

તે ખુદાથી હરહાલ દયા ચાહતો મુસાફરી કરતો હતો. રખે તે જાય તે પેહેલાં તેના પીતા બેહેસ્તમુકામ પાંમ્યા હોએ ને તે મુરબી બાપતું તે મોઢું જોવા પાંમે તે પેહેલાં તેને અવલમંજલ પોંહચાડી દેવામાં આવે તે એ છોકરાની ચાલુ ચીંતા અને હભતધસક હતી. તે હવે જી--રોજીને લગતી હકીકત આટલું સુધી બી તે નેકબખ્ત બાપથી છુપાવા સારૂ પસ્તાતો હતો, ને તેની છાતીપર માથું નાખી વિશ્વાસથી પોતાના મોટા પ્યારની એ સઘળી કેફ્યત તેને તે જઇને કહી શકે ને મીનતથી તેની માંફી મેલવી શકે ત્યાં સુધી ગમે એવી બીમારી છતાં ખુદા તેને બચાવાની દયા ફરમાવે એજ તેની એ મુસાફરીમાં ચાલુ બંદગી હતી !

તેને સ્ટેશન પર તેની ઘરની ગાડી લેવા આવી હતી, તે ગાડી સાથે કારભારી હીરજી પોતે આવ્યો હતો, જેણે ત્રેન આવી લાગતાં કમરમાંથી અરધો વાંકો વળીને તે પોતાના નાધલા શેઠને સલાંમ કરી, અને પછી તેનો સામાન--જે જુજવી તે સાથે લાવ્યો હતો તે--ઉતારવાની દોડ ચલાવી; કે જયારે હીરજીની સલાંમના જવાબમાં પેહલો સવાલ જે જાલે રજુ કરયો તે વાંચનાર સેહેલથી કલપી શકશે તેમ એજ હતો કે "કાંએ, શેઠ કેમ છે, હીરજી ?"

"છે તેમજ છે, મુરબી સાહેબ," હીરજીએ જવાબ કરયો.

"છે તેમજ એટલે કેમ ?"

"ફેર કશોજ નથી ને ઘડી પળનો જોખમ છે, મુરબી," હીરજીએ સમજાવીને પાછું કહ્યું.

"પણ હુસ્યાર છે કે ?"

"જરા બી નહીંજ; પરયા ને પરયા બેહોશ છે તે છેજ. વચ્ચે એકજ વખત જરા હુસ્યારી આવીતી," હીરજીએ કહ્યું—ને જાલ અરધો શુગરગુજાર ને અરધો શોકાતુર બાહેર ખોટી થઇ રહેલી પોતાની ગાડી તરફ ઉતાવલે ચાલ્યો.

એ વખતે સમી સાંહાંજ થયલી હતી, ને બતીઓ સલગી ચુકી હતી. બાહેર જગત બધી હંમેશ જેવીજ ગરબડખોરી અને

ઉલટમંદ દેખાતી હતી, પણ જાલને તે કશાંમાં કશી મોજ માલુમ પડી નહીં; અને તે ધમધમ કરતી જોડીની ગાડી તેને લઇને મજગામની હીલનાં ઉંચાંણુ પર ચઢી ગઇ ત્યારે તે ખંચાઇને બેતાબ ને શોકાતુર અંદરથી બેસી રહયો હતો.

તે બંગલે પોંહોંચ્યો.

બંગલાના પોરટીકોમાં ગાડી વલી અને બારણાંમાં ઉભી ત્યારે તે ઘોડા પાંણી પાંણી થઇ ગયા હતા. તેઓનાં નસ્કોરાં જોસથી દમ લેવાના સબબે ઘણાં ઉપસતાં ને મોટાં થતાં દેખાતાં હતાં; કેમકે ફ્રેની બાઇની વરદી મુજબ કોચમેન તે ઉંચાં એરબ જાનવરોને ઘણી તેજી સાથેજ હાંકી લાવ્યો હતો.

જાલ એક કુદકે ગાડીમાંથી ઉતરયો ને બંગલામાં ગયો.

ત્યાં આગળા ખંડમાંજ ઘરડો બટલર ઉભેલો હતો. તેની મગરૂરી એ હતી કે તે એજ નોકરીમાં ઘરડો થયો હતો. તે છેક નાધલી ઉમરે અત્રે આવ્યો ને રહયો હતો, ને ઘણા સંતોશ વચ્ચે આખી જીંદગી એજ મુકામપર તેણે સુખમાં ગુજારી હતી. તે વડો બટલર હતો, અને કુટુંબના એક તરીકેજ પાછલી જીંદગીમાં તે નાધલાં કુટુંબમાં પલાયલો ને પ્યારો થઇ પડેલો હતો. જાલ ને ફ્રેનીને તો તેણે ખોલામાં રમાડેલાં હતાં.

તેણે જાલને નમીને સલાંમ કરી.

"કેમ, અન્તુન ?"

"સાહેબને ડાકટર સાહેબ પેહેલ્લે પાધરા લાયબ્રેરીમાંજ તરત મળવા માંગેછ," તે બટલરે જવાબ કરયો.

"ફ્રેની કાંહાં છે ?"

"તેવણુ તો મોટા શેઠની પાસેજ છેજી."

"કાંએ, કંઇ વધારે છે ?"

"હા સાહેબ, ડાકટરો ધારેછ કે રાત નહીં જશે."

"કંઇ બોલી શકેછ ? કંઇ વાત કરેછ ?"

"હજી તો નથી બોલતા, જાલ શેઠ," તે નિમકહલાલ નોકરે હીંમત આપી, "પણ ડાકટરો ધારેછ કે ગુજરવા પેહલાં હુશ્યારી

એક વખત આવવીજ જોઇએ. હુસ્યારી આવશે તો તમારી સાથે વાત કરી શકશે."

જાલે એક અછાતથી આંખમાં ઉભાઇ આવેલાં આંસુ ખંખેરી કાઢયાં, ને પછી તે જરા તાજુબ થતો પાધરો પેહલ્લાં લાયબ્રેરીમાંજ ગયો.

હયાં તે કુટુંબનો ડાકટર અને સોલીસીટર બંને કેથા હાજર હતા, અને બંને ધીમા ધીમા અવાજે વાત કરતા હતા. બંને શુધ્ધા ને સાચ્ચા સદગ્રહસ્થ આસામીઓ હતા.

તેઓ જાલને જોતાં તરત ઉભા થયા, ને તે જવાનને ઘણી દીલસોજીની શેકહેન્ડ કરી.

"કેમ લાગેછ, ડાકટર ?" જાલે દુખી અદાઓથી ડાકટરનેજ પેહલાં પુછયું.

"ફકત તમારામાં જીવ ભરાયો હોએ તેમ એક તાંતણે બિચારાનો જીવ વલગેલો છે," તે નામાંકીત ડાકટરે જવાબ કરયો.

"પણ શુધ્ધીમાં આવશે ખરા કે ?"

"હું ધારૂછ તો ખરો; મોટા ડાકટર જેમીસન બી રોજ દાહરામાં બે વખત આવેછ," તે ડાકટરે ગંભીરાઇથી કહ્યું.

"પણ છે શું ?"

"ભેજાંનો લકવો છે," તે તબીબે સમજાવ્યું. "કોઇની ઘણીજ જોરાવર ઉશ્કેરણીનું પરીણામ છે. પણ એ ઉશ્કેરાવાનું કારણ શું મળ્યું તે કંઇ સમજ પડતી નથી. કેહછ કે બપોર સુધી તો તદન સારા ને ખુશ હતા, ને પેસી સાથ કંઇ કામ ધંધાની કેટલી બધી વાતચીત બપોરના એકાંતમાં કીધીતી. પડયા ને પડયાજ બિચારા બંધાઇ ગીયાછ. પેહલેથીજ બચે એવું નહીં હતું. ફકત એકજ વખત હોસમાં આવ્યા હતા.

"અને ત્યારે ?" જાલે મોટી આતુરતાથી પુછયું.

"ત્યારે ખેંચાતી જબાંને ફકત તમારીજ ટગર કરીને તમોને મળવા માંગ્યું, ને પછી આએ તમારા સોલીસીટર મી૦ વાડયાને તેડાવી મંગાવ્યા," તે ડાકટરે કહયું, "ત્યારના એવણ બી અહીંજ

રહેલા છે. કંઇ થોડું ઘણું એવણને તમારા બાબે તમારા પપાએ કહેલું છે જે તમોને એવણ પોતે કેહશે."

"ત્યારે હું હાલ તો જાઉં પપા આગળ?"

"હમણાં તો મી૦ વાડયા તમારી સાથે કંઇ તાકીદની વાત કરવા માંગેછ," તે ડાકટરે કહયું. "પછી આવજો. હું તાંહાંજ છેઉં. જરા બી હુસ્યારી આવવાની નિશાણી મળશે તો હું તરત તમને બોલાવશ, બાકી હમણાં ગએલા ને પછી ગએલા બધું સરખુંજ છે. તમે અત્રે આવી લાગાછ ને હવે અહીં હાજર છેઓ તેજ બસ છે."—અને તે ડાકટર ઉતાવળી અદાથી તે દરદીવાલા રૂમમાં એટલું કહી ચાલતો થયો.

જાલ બાજુમાંની એક ઇઝીચેરમાં ફસડાઇ પડયો, અને રૂમાલ પોતાની આંખ પર નાંખી બેઅખ્તયાર રડયો. તેના બાપના છેલ્લા દિવસોમાં તે તેની પાસે ન હતો એ માટે તેને ઘણુંજ લાગ્યું.

"પેસી કાંહાં છે, મી૦ વાડયા," તેણે જરા વારે પોતાનાં આંસુઓ વચ્ચેથી પુછયું.

"તેજ અમો ઘણાં તાજુબ થઇએછ," મી૦ વાડયાએ જવાબ કરયો. "કાંઇ અતી જરૂરનું કામ બતાવી મેહેરજી શેઠની ભયભીત બીમારીની જરા આગમચ અત્રેથી તે જતો રહેલો હજી સુધી પાછો ફરયોજ નથી!"—અને જરા વારે ગંભીરતાથી વધારયું, "મને એ આદમી ગમતો નથી, મી૦ જાલ, હું તાજુબ કરૂંછ કે તમારા જેહ્વ્ બાપ પર એ એટલો બધો પોતાનો અમલ ને કાબુ કેમ બેસારી શકયો હોશે. મારા પાસ પુરાવો એક બી નથી પણ હું પોતે મારાં મનથી ઘણા ભરોસા સાથે માનુંછ કે આએ મેહેરજી શેઠની બીમારીમાં કોઇ બી કીસમે એનો હાથ છે ને છેજ. એણે તેવણને કંઇ બી તેવું અતી ઘણા ઉશ્કેરાવાનું ગંભીર કારણ આપેલું હોવુંજ જોઇએ!"

જાલ ખુરશીમાં ચમકી ઉઠયો.

"તમો એમ ધારોછ, મી૦ વાડયા?" તેણે ગભરાઇ પુછયું—અને તે મનથી તાજુબ થયો કે શું પેસી ત્યારે દગાબાજજ પુરવાર થયો

હશે? શું તેણે તેના બાપને જી—શેઠજીને વાસ્તેની તેની દીલગીરી કહીને એકદમ ભડકાવીજ મારયો હશે, ને તેથીજ તે બાપ મરવા સુતો હશે? શું ચંડાળ પેસીએજ એ રીતે તે જૈફ શેઠયાના મોહોતને ઉતાવલે તેડું કરયું હશે?

"મારી તદન ખાત્રી છે," તે વિદ્વાન સોલીસીટરે પાછું કહ્યું; "મગર હાલ એ વાત જવા દેઓ. તમે દેખીતી રીતે તમારા પપા આગળ જવા આતુર છેઓ, ને તમો ત્યાં જાઓ તેજ વખતે તેવણને હુસ્યારી આવી જાય તે ખ્યાલથી અમારે તમો સાથે એક ઘણીજ તાકીદની અને જરૂરની વાત કરી લેવા જરૂર થઇ પડી, ને તેથીજ તમોને ત્યાં પાધરા જતા રોકીને મેં આવતાં સાથે અત્રે બોલાવી મંગાવ્યા."

"પણ એવું તે શું છે?"

"એ મરવા સુતેલા તમારા પપાની એક સેવટની આગ્ના તમો પાસે એકદમ મારે અદા કરાવવી છે," તે વકીલે સમજાવ્યું, "ને ખાત્રી માનજો કે હું તેમાં તમારૂં ભલુંજ કરૂંછ. એ વાસ્તે તમારી વાત જોઇને તમારા પપાના હુકમ મુજબ તમો આવતાં સુધી અત્રે ઘરબાર માંડીને મને રેહવું વટીક પરયુંછ!"

"પણ એવું તે એ મારા વ્હાલા પપાનું શું ફરમાન છે?"

"ઘણું બેહુદું ફરમાન છે," તે સોલીસીટરે કહયું, "મગર તે બેહુદાપણાને લીધે તે અદા નહીં કરયે તો તમારો જીંદગી ભરનો નાસ થઇ જાએ છે. ને તે મારે તમારા પપાના એક ફ્રેન્ડ અને તમારા એક શુભેચ્છક તરીકે બનતું અટકાવવાનું છે. હું કાંઇ, તમો જાણોછ તેમ, એ તમારા લાયકીવાલા બાપનો આજકાલનો દોસ્ત નથી. હું એવણના સોલીસીટર કરતાં એવણનો દોસ્તજ વધારે છેઉં, અને છેક છેલ્લાં ૩૦ વરસથી અમો એમ દોસ્તો છઇએ. હું પોતે, તેથી, પેસીનો મોટા શેઠપર જે અમળ ને કાબુ હતો તે હંમેશ દીલગીરી સાથે જોતો આવેલો છેઉં, પણ કમનસીબે હું તે બાબે એવણને કદી સમજાવી કે રોકી શકયો નહીં—તે એટલે સુધી કે અનેક વખતે અમો એ બાબે વાત કરતાં કજ્યો વટીક કરી ઉઠેલા છઇએ!"

હયાં એવામાં બારણા પર કોઇએ નરમ હાથ મારયો, ને બીજી પળે ફ્રેની પોતે અંદર આવી. તેનો રડમસ ચેહેરો રડતાં

રડતાં છેક લાલચોળ થયલો હતો. તે એક રાણીનીજ અદા ને તોરથી ચાલી અંદર આવી.

"જાલી—ઓ જાલી, મને મળતા બી નહીં કે?" તેણીએ આવતાં સાથે ફરયાદની ઢપે કહ્યું;—ને જાલ એક કુદકે સામો જઇ તેને હેતથી ભેટયો, કે જ્યારે તે સોલીસીટરે બારી બાહેર જોવા માંડયું.

"હું આવતોતોજ; આવતાં સાથે મેં તારે વરે તો પુછયું, ડીઅર," જાલે કહ્યું;—અને ત્યારે પછી જાલની ખાંધ પર માંથું નાંખી તે મીઠા સ્વભાવની મધુરીએ પોતાની ભરાઇ રહેલી છાતીને બેઅખત્યાર ખલાસી આપી, જે કેવાં ખરાં વ્હાલથી તે મેહેરજી શેઠને પોતાના બાપ પેરેજ ચાહતી હતી તેનો કશા પણ ઢોંગ કે સહરાગત વગરનો એક પ્રત્યક્ષ પુરાવો થઇ પડયો.

"તમે કંઇ ખાનગી વાત કરતાતા?" તે પછી તેણીએ માંથુ ઉંચકી આંસુ લુંછતાં પુછયું,—અને વધારયું, "હું અત્રેથી જતી રેહું?"

તે સોલીસીટર તુરત વચ્ચે પુરાયો.

"નહીં, ઓ નહીં," તેણે કહયું, "તમે આયાં તે બી બેહેતર છે. મારે મી૰ જાલ સાથે જે વાત કરવી છે તે તમારેજ લગતી છે, અને તેથી તમો તે સાંભલશો તે ઓર બી સારૂંજ થશે."

જાલે એ સાંભલતાં મોટી અજાયબી વચ્ચે તે વકીલ તરફ જોયું! તે શું કેહવા માંગતો હતો?

"મોટા શેઠે ગઇ કાલે શુદ્ધીમાં આવીને મને જેહેમતથી જે થોડું ઘણું કહયું તે જાણે હું માની બી નહીં શકયો," તે વકીલે ખુલાસો કરયો, "પણ પછીથી તેવણનાં હુકમ મુજબ મેં એવણના બધા ખાનગી દસ્તાવેજો તપાસ્યા છે, ને ત્યારે મારી તમામ ખાત્રી થઇછ કે તેવણે જે કહયું તેજ ખરૂં છે. હવે તેવણની છેલ્લી ફરમાસ એ છે કે કશી બી ધીલ વગર એકદમ તમો બંને વાહલાં છોકરાંઓએ પરણીને ધણીધણયાણી થવું!"

જાલ ફીકકો પડયો. જાલ ફીકકો પડયો, કે જ્યારે સુંદર ફ્રેનીએ ઓશકથી એકદમ નિચું જોયું.

"હું પોતે બી સમજુંછ, મી૦ જાલ, કે હાલના સંજોગો દરમ્યાન શાદી રામશણીનો ખ્યાલ કરવો સીર્ફ હેમાકાત છે ને તે બનવુંજ માહાલ છે," તે વકીલે જારી રાખ્યું, "પણ જો તેવું નહીં થાએ તો ભલે તમો બંને જણાં એ મરવા સુતેલા દરદીનાં બિછાણાં આગળ રજુ થઇ, તેવણની છાતીપર હાથ મેલી, પાછલથી જરૂર પરણીને એક થવાના ને બીજા કોઇ સાથ પરણવાનો કદી ખ્યાલ વટીક નહીં કરવાના પવિત્ર સોગંદ લેઓ, ને તે બી બસ થશે."

"ને નહીં તો ?" જાલે ગુસ્સામાજ ડોલા કાઢી કહયું.

"નહીં તો પરીણામ, મી૦ જાલ, તમારા બાબમાં તો ખરખર ઘણુંજ માઠું છે એટલુંજ હું તમને કહી શકુંછ," તે સોલીસીટરે ગંભીરતાથી જવાબ કરયો. "હું અફસોસ કરૂંછ કે બધું ભેદ ખોલીને તમને કહી દેવાની મને સતા નથી, પણ મેહેરજી શેઠે બજીદાઇથી ઘણું ખોટું તોબી એટલું બધું પકકું કામ કાયદા કાનુનો મુજબનું કરી લીધેલું છે કે તાબરતોબના લગન, નહીં તો તે લગનના કસમ જરૂર લેવાને હું તમો બેઉ પાસ તમારૂં ભલું માનીને ફરી ફરીથી વિનંતી સાથે માંગી લેઉંછ."

"હું મોહોતના ઓરડામાં એ જાતના નાટકો થતા કદી બી તામોસ કરી શકવાનો નથી," જાલે મોટા ગુસ્સાથી કહયું; "હું એ જાતની એબસરડીટી ખરાં દિલથી ધીકકારૂંછ."

"મગર મરનાર શાંતીમાં મરશે તે," વકીલે અસરકારક ઢીસમે કહયું; "પાછલાં પરીણામોનો ખ્યાલ ઘડી ભર નહીં બી કરયે તોબી એટલું તો માનજોજ કે એ શેઠયાનો આતમા એવા કસમ લેવારતાં સાથે ઘણીજ શાંતીથી જશે. ડાકટરો કહે છે કે એવણની વાચા ને હીલચાલની શકતી ગુમ થઇછ ખરી, પણ અંદરખાનેથી એવણ પુરતા સાવધ છે ને બધું સમજે છે, ને ખરેખર તો તેવણની એ માનીતી મુરાદ પાર પરેલી જોવાને વાસ્તેજ તેવણનો જીવ જાણે આતુરતામાં એ મરણ પામી ચુકેલાં ખોલ્યાંને હજી વલગી રેહયોછ ને રીએછ !"

" ઓ ત્યારે તો ચાલો, વાહાલા જાલ, આપરે તે કસમ લઇ લેઇએ ? એમાં બુરૂં શું છે ?" હયાં ફ્રેનીએ કાકલુદીથી અને પુર

હીંમતથી માંગી લીધું. "આપરે એ વ્હાલા મુરબ્બીની છેલ્લી ઘડીઓ શાંત ને સુખકારક કરયે."

"તુંને એ ખ્યાલ ગમેછ, ફ્રેની ડીયર ?" તેણે ફ્રેનીને અજાયબીમાં અપીલ કરી; "તું મને તાજુબ કરેછ ! એક મોહોતના ઓરડામાં કસમો લેવાનું એ ફાર્સીકલ ઢતીંગ હું કોઇ કાલે બી મંજુર કરવાનો નથી."

ઓ, તે કેહવા માંગતો હતો પણ આવા દુખભરયા સંજોગો વચ્ચે તે કેમ કહે કે તે એવા કસમ માટે તૈયારજ ન હતો ? તે જી—રોજીનો ભરથાર પોતાના મુરબ્બી બાપની મરતી ઘડીએ એવા જુઠા, અપવિત્ર અને છેકજ અધરમી કસમ તે કેમ લે ?

"એમાં બુરૂં છેજ શું, વ્હાલા ?" એમ છતાં ફ્રેનીએ પાછું વિણવીને કહયું. "મીં૦ વાડયા આટલાં જોસથી હીમાયત કરેછ ત્યારે એમાં કંઇ તમારૂં ભલુંજ થતું હોશે. આપરે જુઠા કસમ થોરાંજ ખાવાનાં છઈએ જે તેની વાત ?"

"એ બધું બચ્ચાંનાં ચેરાં જેવું છે," જાલે અધીરાઇથી કહયું.

"વૅલ, હું તો એટલુંજ કહી શકુંછ કે તમો તમારી મોટી ખરાબી કરોછ." તે સોલીસીટરે કાંઇક ગુસ્સાથી ખભાં ચઢાવી કહયું. "હું તમોને—"

પણ તેટલાં બારણું એકદમ ઉઘડયું, અને એક નર્સ ઉતાવલા ગભરાતમાં અંદર આવી.

"કેમ ?" તે ત્રણે લગભગ એકજ દમે પુછયું.

"જલ્દી ચાલો," તેણીએ કહયું; "શેઠને હુસ્યારી આવીછ, ને જાલ ને ફ્રેનીને એકદમ મળવા માગેછ. તેવણ ધીમું ધીમું બોલી શકેછ, અને ડા૦ પીઅરશન કેહછ કે એ હુસ્યારી હવે છેલ્લીજ છે, જે ઘણો વખત સુધી ટકવાની નથી."

"ચાલો, અમે આવ્યેછ," જાલે હીંમતથી ચુકવ્યું,—બીજીજ પળે તે ફ્રેનીનો હાથ હેતથી પોતાના હાથમાં પકડી ઉતાવલે કદમે પોતાના બીમાર બાપનાં બિછાંણાં આગળ દોડયો.

તે સોલીસીટર બી તેમની પુઠે ગયો. તેની અદા તમામ ગંભીર, થરસાબાજ અને ગમગીન હતી. તે જાલની કાંઇક દયા

ખાતો હોએ તેવોજ બધો તેનો દેખાવ હતો। તે તાજુબ થતો ચાલ્યો કે શું જાલ, છેક છેલ્લી ઘડી સુધી હેમક થઇ એ જરૂરી કસમ લેવા નાજ કેહવાનો હશે?

——:૦:——

## પ્રકરણ ૯ મું.

મીઠું બોલા જુઠાઓ અને ચાખલુસીખોર ખુશામદયાઓ બાજે વખત ભોલાંભટાકોને ભમાવીને કેટલી હદ સુધી પોતાના કાબુમાં લઇ શકે છે, ને પોતાની મતલબને પેશ પડતો તે ભોળાંભાળાં હેમકો ઉપર કેટલો બધો અમલ બેસાડી શકે છ તે સઘળું જવાન જાલના બોલ્યા પીતા મેહેરજીશેઠના સંબંધમાં આપણે જોઇ વળ્યાં. તે શેઠયો પોતે પોતાની પુખ્ત અને પાકટ વચનાં પ્રમાણમાં ઘણો અનુભવી અને ડાહયો પાકો જાણવા અને માનવાનો જાહીરમાં ફાંકો ધરાવતો હતો, કે જ્યારે ખરેખર તો તે પેલા લુચ્ચા ને પ્રપંચી પેસીના હાથમાં એક હથ્યાર કે રમકડાં જેવોજ હતો, ને તે બોલીદરાજ બાંગર તે બંને હેતવંતા બાપ દીકરા વચ્ચે છેટું પડાવી પોતાની મતલબ કાઢી લેવાના પછાડાગાં પડયો હતો તે જોવાનું તે ડોસાજીને કશું ભાંણુ હતું નહીં।

અને તે ફાવ્યો. તેણે શું કાલુંઘેલું કરયું તે અલબત કોઇએ જાણ્યું નહીં, પણ જાલનો જીવ જી—રોજી પર લોટપોત થયો હતો તે બાતમી નિલગીરીઝથી મેળવી આવ્યા પછી તેણે તે ડોસાના બાબમાં કંઇ એવી છુપી સુરંગ લગાવી કે તે પોતે પછીથી કાંઇ જરૂરી કામને બાંહણે ખસ્તો થવા પછી તરતજ તે ડોસો બીચારો લકવાના એક જબરજસ્ત હુમલાથી પટકાઇ પડયો, ને પડયો ને પડયો મોહોતનેજ બીછાંણે બિચારો મરતાજ સુનો!

તે બીમારના ઓરડાનાં બારણાં બાહેર "મોટાશેઠનો" એક ખાસ ખીદમતગાર મરાઠો નામે રાજુ ગંભીર અદાથી બારણું પકડી ઉભેલો હતો. તે એક પુનેગર મરાઠો હતો. તે શેઠના વિશ્વાસમાં પેસી જેવોજ રાએતપાએત હતો, ને જરીની બારડરના ડગલા ને સોનેરી સાજની પાઘડીના ઠેરાને વટીક પુગી ચુકયો હતો.

તે "મોટાશેઠ" નો વડો સિપાઇ હતો, અને શેઠનો માનીતો હોવાથી જાલનો અગતકરીને અણમાનીતો હતો. તે કેહતો હતો કે તે અને પેસી "એક ઓવારેના કુત્રા" હતા, કેમજે પેસીએજ તેની ભલામણું કરી રખાવ્યો હતો ને તેજ તેને વધારયો જતો હતો, એટલે જાલને તે સ્વભાવિક રવેસે મુતલગ ગમતો ન હતો. તે છેક બાળક ઉંમરથી પારસીઓનેજ ત્યાં પરવસ થઇ મોટો બલ્કે ધરડો થયો હતો, અને તેથી ગુજરાતી જબાન માદર જબાન હોય તેમ સાફ બોલતો હતો. તે એક કદાવર અને રોબવાલો મરાઠો હતો.

તેણે જાલને જોતાં કંમરમાંથી અરધો વાંકો વળી વળીને તે જવાન શેઠીયાને નમન કરયું, અને જાલ દુખી દેમાગે ડોકાંનો એક સ્હેજ લેહેકો આપી અંદર ગયો.

મગર તેઓને દાખલ થતાં જોતાંજ ડાકટર પીઅરસન અંગુઠા પર ચાલીને તેઓની સામો આવ્યો, અને ધીમે હલકે કહયું, "હમણાં જરા હુસ્યાર થયા છે. બીલકુલ બોલાતું નથી, ને હું તો ધારૂંછ જે હવે કદી બી બોલી શકવાના નથી; પણ તમે લોક ચણુંજ સમાલજો. જરાબી પાછા ઉસ્કેરાવાનું કંઇ કારણ આપશો તો તેજ ઘડીએ જાન કબજ થઇ જશે."

જાલે એ સાંભળતાં છાતીમાં ઉભરાઇ આવેલું એક મોટું ડ્યકું જેહમતથી દબાવ્યું, ને બીજી પળે જઇને તે મોટા બાદશાહ જેવા બાપની છાતી પર તે પડયો.

તે ત્યાં ઘણું રડયો, ને ઘણી સખ્તી પછીજ ફ્રેની અને ડાકટર તેને એકદમ ચુપ થવા પટાવી અને સમજાવી શકયાં.

"બાવાજી, મારા વ્હાલા બાવાજી," એમ છતાં તેણે રડીને કલ્પાંત કરતાં પુકારયું, "હું આયોછ જો! જરા મારી ગમ જોવોની? જરા આંખ ઉઘારોની?"

અને ખરેખર, એ ટાકલુદીના જવાબમાં હોએ તેમ, તે હેંતવંતા બાપે–તે મરતા બીમારે ધીમે રહીને પોતાની આંખ ખોલી, ને તે શીકસ્તી ઝાંખી પડી ગયલી ચસ્મો ઉઘાડી ફાટેલે ડોળે તે પોતાના એકપુરાં ફરજંદ ભણી જોયું.

તેઓએ બોલવા માંગ્યું, પણ તે લોહીના એક બી છાંટા વનાના ફીક્કા હોઠ હાલ્યા ને ધ્રુજ્યા છતાં મુખમાંથી અવાજ કશો

બાહેર પડયો નહીં. વાચાજ માત્ર નહીં પણ હાલચાલની શકિત વટીક લગભગ તમામ થઇ ચુકી હતી. તે જૈફ આસામીએ ફકત આંખ ફેરવી આજીજીભરી રવેશે ફ્રેની ભણી જોયું.

"મુરબ્બી સાહેબ," હવે તે સોલીસટરે આગળ આવી તે બીમાર ઉપર વાંકો વળીને મોટે સાહાદે કહ્યું, "તમારી મરજી મુજબનું બધું નકકી થયુંછ. લગન કરી નાખવા જેવો તો હાલમાં વખતજ નથી, પણ છોકરાંઓ તમારી છાતી પર હાથ મેલી બધા સાક્ષીઓનાં દેખતાં પવિત્ર સોગંદ લેશે."

તે ઝુકતી આંખોમાં એ સાંભળતાં સ્હેજ તેજ આવ્યું. સંતોષથી હોઆએ તેમ તે આંખો આસપાસની ચેહરાપરની લાઇનો ને નસો જરા ફેલાવા લાગી એમ તરત દેખાયું !

"ઘણોજ હેરત ઉપજાવનારો આએ એક કેસ છે," તે ડાકટર કે જે હાલમાં દરદીની નાડપર હાથ રાખી બેઠો હતો તેણે ધીમે સ્હાદે કહ્યું. "શરીર તદન મરણ પાંમી ચુકયું છે, ને મગજ તે છતાં તદન તેજ ને સાબુત છે. એ મગજની તેજી હજી થોડાક કલાકો સુધી ટકી રેહશે એમ મને તો લાગેછ, પણ કંઇ કેહેવાએ નહીં, કદાચ એક મીનીટમાં બી એ જોત જે તદન ઝુકતી જળે છે તે બુજાઇ જાએ !"—અને તેણે વકીલને, તેથી, હવે ઉતાવલ કરવા એસારતથી તાકીદ કરી.

"એક બે મિનીટનું કામ છે," સોલીસીટર મી૰ વાડયાએ નરમાસથી જાલને સમજાવ્યું. "એવણુને ખાતર એટલો મારો સુખન કરો ? એ બિચારાને હવે છેલ્લી ઘડીએ સુખ ને શાંતીમાંજ મરવા દેઓ. ફ્રેનીનો હાથ લેઓ તમારા હાથમાં."—અને કેહવાને તાજુબીભરેલું છે કે જાલ જે એવાં કશાં બી ઢંગીંગને વશ નહીંજ થવાના ઠરાવથી ઓરડામાં આવ્યો હતો તે આવા સંજોગોમાં મુતલગ સાંમો નહીં થઇ શકયો. તેણે, તેથી, ઉંઘમાં લેનો હોએ અથવા એક ચાવી આપેલું પુતલું હોય તે કીસમે સુંદર ફ્રેનીનો ન્હાનો, નરમ, નાજુક, સુવાલો હાથ પોતાના હાથમાં લીધો !

તે પછી વકીલે સાહાદ મારીને પેલા રાજુ મરાઠાને બી અંદર બોલાવ્યો. તે નોકર ઘરનો એક આસામી હોએ તેમજ, પોતાના તે મરવા સુતેલા શેઠના વિશ્વાસમાં હતો, ને તે એ મી૰ વાડયાને ખબર

હતું. એટલા માટે તેને બી એક સાક્ષી તરીકે રજુ કરી પોતે જે કરતો હતો તે તમામ કાર્યસાધક ને કેવળ કાયદાપુર્વક જ કરવા તે વિદ્વાન સોલીસીટરને જારતી ગમ્યું.

એ ઉપરથી રાજુ પણ આવીને તાબેદારીથી બાજુમાં ઉભો, કે જ્યારે તે વકીલે ફ્રેની ને જાલના જોડેલા હાથો પોતાના હાથમાં લઇ તે મરતા બીમારની છાતીપર મેલ્યા, અને પછી મોટે ખુલ્લે સાહદે તેણે કહ્યું—કે જ્યારે મલક મલક જોનો તે મરવા સુતેલો જૈફ શેઠયો પોતે તે સઘળી ક્રિયાનો કારોબાર ધ્યાનથી સાંભળતો ને તપાસતો હતો!—"આએ મોહોતના ઓરડામાં, મી૦ જાલેજર શેઠના, તમારા બુજોર્ગવાર બાપની હૈયાતીની છેલ્લી ઘડીઓમાં હું તમોને પાક ખુદાને નામે અને ન્યાયના કરેલા કાયદાઓ મુજબના પવિત્ર કસમ આપુંછ. તમારા મરવા સુતેલા મુરબીની એ છેલ્લામાંછેલ્લી ખ્વાહીશ ને છેલ્લામાંછેલ્લું ફરમાન છે કે તમારે આએ ફ્રેની બાંનુ સાથેજ પરણવું, અને તેથી તમો મોટે ને ખુલ્લે અવાજે કહો કે હું કસમ લેઇ કબુલ થાઉંછ કે ફ્રેની સિવાય બીજી કોઇ આએ દુન્યામાં, ફ્રેનીની હસ્તી દરમ્યાન, તમારી પરણી મોહરદાર થશે નહીં."

અને જાલ તે વિધીપુર્વક બોલ્યો!

તેણે શુંગક્ષાતે દમે તોબી મોટે અવાજે, તે મરતો શેઠયો સારી રીતે સાંભળી શકે તેમ કહ્યું, "હું કસમ લેઇ કબુલ થાઉંછ કે ફ્રેની સિવાએ બીજી કોઇ આએ દુન્યામાં, ફ્રેનીની હસ્તી દરમ્યાન, મારી પરણી મોહરદાર થશે નહીં."

"બોલો, મનસની–ગવસની–કુનસની!"

"મનસની–ગવસની–કુનસની!"

"અને હવે તમો એજ રીતે કસમ લેઓ, ફ્રેનીબાઇ," મી૦ વાડયાએ હવે ફ્રેની તરફ ફરીને કહ્યું; "બોલો કે હું કસમ લેઇ કબુલ થાઉંછ કે જાલેજર સિવાએ બીજો કોઇ આએ દુન્યામાં, જાલેજરની હસ્તી દરમ્યાન, તમારો પદણો ખાવંદ થશે નહીં."

"ઓ હજારો ખુશીથી!" ફ્રેનીએ તરત જવાબ કરયો,—અને મીઠે સ્વરે તોબી ખુલ્લા અવાજે તેણીએ તેજ બોલો જાલની માફક પાછા ઓચરતાં કહ્યું, "હું કસમ લઇ કબુલ થાઉંછ કે જાલેજર

સિવાએ બીજો કોઇ આએ દુન્યામાં, જાલેજરની હસ્તી દરમ્યાન, મારો પરણ્યો ખાવંદ થશે નહીં."

"બોલો, મનસની-ગવસની-કુનસની!"

"મનસની-ગવસની-કુનસની!"

અને હયાં જાલ જેને "ફાર્સીકલ ઢટીંગ" કહી ચુકયો હતો, તે ક્રિયા તમામ થઇ. સોલીસીટરે તેની કાયદાપુર્વક નોંધો લીધી-ને તે બધું તમામ થવા સાથે તે મરતા બિમારે તરત પાછી આંખ વીચી દીધી!

શું તે મરી ગયો?

——:૦:——

## પ્રકરણ ૧૦ મું.

તે મરી ગયો નહીં હતો. હજી તેની હૈયાતીની જોત જુફ્તી જલતીજ રહી હતી. ફકત જે તેની છેલ્લી પણ સૌથી માનીતી આરજુ તે નક્કી થતાં હવે થાક ને સંતોષથી, ડા૦ પીઅરસનનાં કેહવા મુંજબ તેણે આંખ પાછી વીચી દીધી, ને પછી બીજીજ પળે તે પાછો બેહોસ થઇ ગયો હતો.

બીજા હાથપર જાલ પણ એ ક્રિયા તમામ થતાં પાસેની ખુરસીમાં ફસડાઇ પડયો! તે પોતે પણ બીમાર ને બેહોસ જેવોજ નજરે આવતો હતો, ને ફ્રેની હદ વગરનાં હેત ને બેશુમાર કાળજીથી તેનાપર વાંકી વલી હતી.

સૌ કોઇએ, અલબત. જાલની એ બેહોસીનો બાએસ તેના પીતાનો પાસે આવેલો અંતકાળ માની લીધો. કોઇને કશો બી બીજો ત્રીજો વહેમ થયોજ નહીં. અરે રે, એક હીણભાગ્ય ને ક્રૂર સરજત કે જે એકના જોડે પાક કરારો અને સરેસ્તાની ક્રિયાકામથી તે બંદ-રાઇ ચુકેલો છતાં બીજીને વરવા કબુલ થવા ને કસમ લેવાને તેને ફરજ પાડતી હતી તેનાં દયાહીણપણાંનો, અફસોસ કે, કોઇને બી ભાસ કે ખ્યાલ થઇ શકયો નહીં.

તે સોલીસીટર પોતે પણ ઓછો અજબ અને ખુશી થયો નહીં. આવી સમાધાની ને આટલી બધી સખ્ત તાબેદારીની તેણે

જાન તરફથી હાલમાં વકી રાખી ન હતી. આવતાં સાથે એ કસમ લેવાની દરખાસ્ત તેના આગળ રજુ થતાં તે જવાંને જે તુચ્છકાર સમેત તેમ કરવાની ના કહી હતી તે ઉપરથી આટલી ડાનાઇ ને આવી નાંખતીની તે ધારાશાસ્ત્રીએ ઉમીદ રાખી ન હતી—અને તેથી તેણે જે પાછળથી એ "સારી સમજ" બતાવી તે થકી મી૦ વાડયાને પણ ઘણો સંતોશ ઉપજ્યો.

તે તેનો ખેરખ્વાહ હતો. તે તેનાં ભલાંમાં હતો. લુચ્ચા પેસી માટે તેને કાંઇ અજબ જેવો અણુગમો આવી ગયો હતો, માટે જાલ જો કદી નાક્કાં કરતે તો જે એ સોલીસીટરને પોતાને પણ મોહા કરાજી કરનારૂં પરીણામ થઇ પડનાર હતું તેનો આ રીતે અટકાવ થયો તેથી તે વિદ્વાન રાજી થયો, ને જાલને ઘણી ઘણી શાબાશી કહી સંભળાવી. તેણે તેને દરેક જોઇતી હીંમત ને ધીરજ આપી,

પણ ત્યાં તેવામાં ડાક્ટર પીઅરસન વચ્ચે પુરાયો. "મી૦ જાલ જો મારી સલ્લાહ માન્ય કરે તો એવણે તુરત હવે આસાએસ લેવા રીટાયર થવું જોઇએ. એવણુ અત્યંત ફીક્કા પડી ગયા છે, ને મને એવણુને વાસ્તે ગંભીર ફકર થાએછ. જો એવણુ તુરત પુરતી આસાએસ નહીં લેશે તો જરૂર કરીને સખ્ત બિમાર થશે."

"મારા પપાનો જીવ જાએ તેવે વખતે હું જઇને આસાએસ ને આરામ કરૂં?—શૅાટ," જાલે ધીરજ ખોહી દેઇ ખિજવાઇ પડતાં કહ્યું.

"તમારી ભુલ છે," તે ડાક્ટરે માયાથી સમજાવ્યું. "ડાક્ટરી વિદ્યાને હફાવે ને તમામ છક કરે એવો આએ તો એક અજબ જેવો કેસ છે. એવણુનો જીવ હમણાં ઉડી જશે એમ કાંઇજ કેહવાનું નથી. કદાચ એમ ને એમ સહવાર બી પડે! કદાચ એમ 'નરીશ' કરયા કરતાં બીજા થોડા દાંહડા બી નીકલી જાએ!! બધું તદનજ અચોકકસ ને અનિયમીત છે. શરીર મરણ પાંમી ચુકયું છે, પણ નાડ હજી પાધરી છે ને હાટ અજબ જેવું જોરાવર રહેલું છે."

"તમો આસાએસ કરો, ને હૈયાતી ખતમ થતી હોશે કે ડા૦ પીઅરસન તાબરતોબ તમોને અત્રે પાછા તેડાવી દેશે," મી૦ વાડયાએ હયાં સુચવ્યું.

"હું એમજ કેહુંછ," ડાકટર બજીદ થયો, "એવણુની બિચારાની હૈયાતી લંબાએ તે આવી એવણુની હાલત વચ્ચે ચાહવાનું બી મારાં મત મુજબ તો અતીઘણું ઘાટકી છે. ખુદા એવણુ સાહેબનો હવે જેમ વેહલો છુટક કરે તેમજ સારૂં, કેમજે હવે મેહેરજી શેઠ કદી બી આ બીમારીમાંથી ઉઠે એમ તો છેજ નહીં--મગર મારૂં કેહેવું જે એ એટલું ધીમું મોહોત છે ત્યારે હાલની આએ બધી અજબ જેવી ઉશ્કેરણીઓ પછી મી૦ જાલે આસાએસ કરવા જવા સામે જીદ કરવી સજાવાર નથી."

"હા, જો, અમારૂં માનો, જાલી ડીઅર," ત્યાં ફ્રેની અતીઘણી કાકલુદી સમેત વચ્ચે પડી. "હવે તમો અહીંના અહીં છેઓ ત્યારે ફીકર શું છે? જો ચાલો, તમે તમારા ઓરડામાં ચાલો, ને મારે પોતાને હાથે હું તમો વાહલાને વાસ્તે સોજી ચાએનું એક કપ બનાવી લાઉં. તેથી જરા તમોને તાજગી આવશે."

જાલ ઉઠયો. તે છાકટની પેરે લપેરા ખાતો હતો! તેના હૃદયમાં આગના ભડકા ઉઠતા હતા. તેનું મગજ ફાટીને ટુકડા થઈ જતું હતું!

તે બે વાર પોતાના મરતા પીદર પર હેતથી વાંકો વળ્યો, ને તે ઠંડાં ફીકકાં કપાલપર તેણે ખરાં હેતની ઉપરાસાપરી ચુમીઓ લીધી, પણ તે વાતની તે જૈફ બીમારને કશી ખબર ન હતી. તે તો અમરગીમાં તેનો જૈફ જાન જઇ ચુકયો હોએ તેમ લાડકાં જેવો સ્તબ્ધ-ફીકન બંધ આંખ્યોએ શાંત પડેલો હતો!

જાલ ફોકેફોક રડતો ને પછી વ્હાલી ફ્રેનીની પાક અને દીલસોજ બાંહેધરી હેઠલ સર્વની એલ્તેમાસ અને સલ્લાહ માન્ય કરી, તે મોહોતના માહા દુખકારક ઓરડામાંથી બાહેર પડયો.

મગર તેને બાહેર જતાં બારણામાં પેલો મોટાશેઠનો મરાઠો ખીદમતગાર રાજુ પાછો મલ્યો,

"આપ સાહેબને મારે જરા મળવુંછ," તેણે અવરકવરની આનાકાંની વચ્ચે ઓશકાતાં ને નમી નમીને સલામ કરતાં જાલને કાંને લાગી કહયું.

"શું છે?" જાલે પોતાનાં આંસુઓ વચ્ચેથી અરધા ગુસ્સા સાથે પુછયું. તેને, ઉપર કહ્યું તેમ, એ મરાઠો તદન અણગમતો હતો,

"જરા લાંબી વાત છે, મુરબ્બી સાહેબ," તે સિપાઇએ જવાબ કર્યો.

"ત્યારે લાંબી વાતનો આએ વખત છે કે?" જાન્સ વધતો ગુસ્સે થયો.

"મુરબ્બી સાહેબ," તે હજુરયો હજી બજીદ થયો, "મારી વાત આપ સાહેબના લાભની છે. ઘણી જરૂરની છે."

"જાહનમમાં ગેઇ તે-મારે નથી સાંભળવી,"-જાન્સે તીખાસથી કહયું,—અને તે દાદર તરફ ચાલ્યો.

"વાહલા, કેમ એવા એકદમ આજે નાસબર થઇ જાઓછ?" ત્યાં ફ્રેની પાછી તેને કાંને લાગી. "આપરે એને સાંભરશું, જોઇએ તો ખરાં એને શું કેહેવાનું છે તે?"-અને જાન્સનાં ધ્યાંનમાં તુરત ત્યારે તે સલ્લાહ ઉતરી. તાજુબ કે જેમાં કોઇનું કહયું તે નહીં કરી શકે તેવી વાતોમાં પણ ફ્રેનીનું કહેલું તરત તેનાં ધ્યાંનમાં ઉતરી જવું! તે તેના હાથોમાં મોમ મીસાલે નરમ થઇ જતો. તે સુંદરીનાં શાણુપત, વફાદારી અને દીલસોજીમાં તેને જાણે સંપુર્ણ ભરસો આવતો હતો!

"તું મને કાલે બપોરે બાર વાગતે મારા ઓરડામાં મળજે," એ ઉપરથી વિચાર ફેરવી તેણે જતાં જતાં રાજુને કહયું,-અને ફ્રેની ઉનર તાબેદાર હેસાંનની એક ઉતાવલી નજર ફેંકી તે સિપાઇએ નમનતાઇથી જાન્સને તરત નમતાં જવાબ કર્યો, "વારૂ મુરબ્બી સાહેબ."

તે પછી ફ્રેની પાધરી તેને તેના ઓરડામાં લઇ ગઇ; તેણીએ પોતે પોતાની દેખરેખ હેઠલ ખાસ તજુમલ ને સંભાલથી, તે આવ-નાર હતો માટે આવે તે આગમચ, તેનો એ ઓરડો સફા અને તૈયાર કરાવ્યો હતો.

તેણીએ તેને તેના કપડાં ઉતારી બિછાણામાં પોઢાવ્યો, ને પછી પોતે તરત ચાએ કરવા નિચે દોડી. તેટલો બી જાણે તે વાહલા જવાનની ખીદમત સારૂ તે નોકર આદમીઓનો વિશ્વાસ કરી શકી નહીં. નોકર આદમીઓ તો ગાડું ભરાય એટલાં ને પગેપગ ઘરમાં હતાં, પણ તે કાળજીવંત માહાણુબને કોઇને એ કારજ સપુર્દ કર-વાનું ગમ્યું નહીં.

ખરી પ્રેમાલ પરણેતરોનું એજ લક્ષણ થાએ છે. આયા દાયા ને ખાનસમાની ખીદમત પર ગરનાવાલીઓના ભરથાર એટલા સુખી હોતા નથી--જેટલા કે એક ગરીબ ઘરમાં એક કાળજીવંત મોહર-દારનો ભરથાર સુખી થઇ શકે. એ સુખની સિમાજ નથી. પોતાના પતીના સુખપર કાળજીવંત હેતથી દરેક વાતમાં વીહીલી પડનાર વ્હાલીઓને માટે એવાં કાર્યો તે જેહેમત નહીં પણ મોજ થાએ છે;-ને તેવી અસરાપી ધરાવનારીઓમાં આ સુંદર ફ્રેની પણ એક હતી.

ચા પીધાથી જાલને ખરેખર તાજગી આવી. ને પછી ફ્રેની તેને પંખો કરતી અસાધારણ હેતથી તેના બિછાણાં કને ખુરસી ખેંચી બેઠી. ને તે લાડલી તે વ્હાલા જવાંનના પ્યારા જુલફાં પસ-વારતી તેને પોઢાવી દેવાનાં પ્રયત્નો કરવા પડી!—પણ અરેરે, તેને ઉંઘ તે કેમ આવે? ફ્રેની તેનાં ગલાંમાં હાથ નાંખી પ્યાર અને પુર વિશ્વાસ વચ્ચે તેને અરધું આલીંગણ આપી બેઠેલી હતી, કે જયારે તેના ખ્યાલોના ખાબમા લાજવાબ લાઇલાજ જી—રોજી રડમસ ચેહેરે ને દયામણા મુખડે હાજર થઇ "દગાબાજ!" ની ચીસ તેના કાનમાં પુકારતી રહી હતી-અને ત્યારે તેને ઉંઘ તે કેમ આવે?

તે ઓરડામાં ગૅસ નરમ કરેલી હતી, ને સઘળું સ્મશાન જેવું શાંત, ઉદાસ ને ચુપ હતું. ફકત જાલના બેકરાર જીવની તાસ-વીસ ને પવિત્ર ફ્રેનીની સમજાવત ને પ્યારની ચુમીઓ વતરોગે બીજો કશો સણુસારો ત્યાં સંભળાતો હતો નહીં, કે જયારે તેણીના દરેક પવિત્ર શ્વાસનો સુવાસ ને તેણીના ઝલકતા બાલનો પમરાટ તેના કરતાં કોઇ બી ઓછા કંગાલનો દેમાગ ખુશીમાં તર કરયા વના રહી શકતે નહીં.

"તમોને શાની એટલી બધી બેકરારી છે, વ્હાલા?" તેણીએ દયાથી અરધું રડી દેઇને તેને બગલગીર થતાં અતે પુછયું. "પપા તો બિચારા હવે સુખી થશે. તમે તેવણનું છેલ્લું કેહેણ કરી તેવણને સુખીજ કીધાછ. મોહોતમાંથી બી તેવણ તો, તેથી, તમો વાહલાને રૂડાજ આશીરવાદ આપશે."

"પણ તું—તું વ્હાલી ફ્રે, તું શુ મને ચાહી શકેછ?" જાલે જાણે સ્વપ્નવત પુછતો હોએ તેમ અરધી દીવાની અદાથી પુછયું.

"ઓ જાલ, તમે હજી મને એવો એક સવાલ પુછી બી શકોછ?" તેણીએ ખરાં દીલની તાજુબીથી પાછું પુછયું–અને હેતથી વધારયું, "મારી આખી દુન્યા તે એકલા તમોજ છેઓ. મારી મોજ, મારૂં સર્વસ્વ તે, વ્હાલા જાલ, તમો ને તમોજ છેઓ, ને હું જે કેહુંછ તેના ખરાંપણાનો એકલો ગુવાહ મારો ખુદા છે. મેં તો તમોને વરસોથી એ હાલમાં જાહીરમાં ઉભરી આવેલા પ્યારથી બાતેનમાં ચાહેલા છે, ને ખુદ મોહોત જીવતથી બી મારો પ્યાર લખો મરતબા જીયાદા છે. જોવોની, બાવાજીને વાસ્તેની આટલી ગમી ઘેરમાં છે તોબી મુવો મારો જીવ તો તમો વ્હાલા પાસે છેઓ એટલે જાણે શું એક ખુશીમાં ગરક ગીયોછ! મુવા દોજખીએ પોતાની ઝેરી જબાનથી તમારી વિરૂદ્ધનાં ગુલબાનો મને સમજાવવામાં કંઇજ બાકી નહીં રાખીતી, પણ તમારાં ઇમાન ને વચનમાં મને એતબાર એટલો બધો ઓરતવાર ઉતો, વ્હાલા, કે તે મુવા ઝેરી જબાનના લબાડને મેં સદા ઠોકરે મારયોછ!"

જાલની છાતી એ સાંભળતાં વળી નવેસરથી ધ્રુજી આવી!

"તું કોણને વાસ્તે એમ બોલેછ, ડીઅર?" તેણે, એમ છતાં હીંમત એકઠી કરી બીજી પળે પુછયું; "કોણ મારે વાસ્તે તુંને બુરૂં સમજાવતુંતું!"

"હું તમો વ્હાલાને હમણા ને હમણા એ બધું કેહી દેવા નહીં માંગતીતી, પણ હવે વાંત નિકલીછ ત્યારે તે હું છુપાવા બી માંગતી નથી," તે પ્રમાણીક બાળાએ અસરકારક રવેસે જવાબ કરયો; "હું ખાસ કરીને મુવા પેલા તમારા કઝીન પેસીને વાસ્તે કેહુંછ."

જાલ વધતોં ચોંકયો!

"પેસી! તે મારે વાસ્તે બુરૂં બોલતો હતો? તે શું કેહતોં હતો?" તેણે જેહમતથી પુછયું,—અને તેનો ચેહરો તે ઓરડાના અરધાં અંધારામાં વટીક ગુસ્સાથી લાલભુંડ જેવો થયલો સ્પષ્ટ નજરે આવતો હતો!

"હું શું તમારી આગળ વાત કરૂ, વ્હાલા?" તેણીએ નિચી નજરે કહયું. "તે મુવો આજે કેટલું કેટલું ચયું મારી પુઠે લાગેલોં છે. તે તમારાપરથી મારો મન ઉતારો કરાવી પોતે તમારી જગા

લેવા મથીમથીને મરેછ.—પણ મારા થનારની ગુટીપરથી બી હું તો એ મુત્રા એબ્યલને ઓવારૂં નહીં. પછી અંતે જ્યારે કંઇ નહીંજ વલ્યું ત્યારે છેલ્લે છેલ્લે અહીં આવી ગીયો તે વખતે તો તરેહવાર કેહી કેહીને મને મરીગીયાએ બીહીવ્રરાવી મારી."

"શું ?"

"મેં ઘણોજ હરઘુત કીધો ને બધી એ નીમકહરામી વાસ્તે ઘણોજ ખોખરો બનાવ્યો ત્યારે એક ઘેલા વાંદર જેટલો ઉશ્કેરાયો," તેણીએ બ્યાન કરયું.—"અને પછી કંઇજ નહીં વલ્યું ત્યારે મને કેહ જે તું અમથી અમથી ના અટવાઇ મર. તે તો તુંને જુઠઇએ બી ચાહતો નથી, ને હમણાં બી નિત્રગીરીઝમાં કોઇ પુલવાલા ગામરયાની એબલઘામણી દુકતી પર દીવાનો થયલો ત્યાંજ પરેલો છે! મને કેહ જે તું નથી માનતી તો કંપ્નને મસે ત્યાં જા ને નજરે જોઇને મારી વાતની સચ્ચાઇ વાસ્તે તારી ખાત્રી કરી આવ. વરી એ વાત મારી આગળ કરીને મુવો તરત પપાજી આગળ ગીયોતો, ને તાહાં કોણ જાણે શું કાંઇ ઘોરૂં કરીને પોતાનું કારૂં કરી ગીયો જે ગીયો ને ગીયો એવણ બિચારા આએ ફેજને પુગ્યા!"

જાલ કાંઇ બોલ્યો નહીં. તે શું બોલે? છેક લોહી નીકલે તે હદ સુધી તેણે ગુસ્સાથી પોતાનો હોઠ કરડયો, અને નિર્દોશ ફ્રેનીને એમજ લાગ્યું કે તે ઝેરી જુવાનના દોજખીની એ બધી બનાવતી બાતથીજ તે એટલો ગુસ્સાથી ઉશ્કેરાતો હતો, અને ઉશ્કેરાતો હતો વાસ્તેજ બોલતો કે બોલી શકતો ન હતો!

"તમો મારી પર એ વાત કરવા વાસ્તે જરા બી ગુસ્સે તો નથી, વાહલા?" તેણીએ ધીકરમંદ પુછયું; "મેં તમારૂં દીલ તો નથી દુખવ્યું?"

"એક જરા બી નહીં, ડારલીંગ," જાલે હેતથી તેને કીસ કરતાં જવાબ દીધો. "એ મારા કમીના પીતરાઇનું મુછપણું હું સારી રવેસે જાણુંછ. મેં તેને હર હાલ જતો મુકયોછ, પણ હવે બધી આએ તેની સિતમગીરી ઉઘાડી રવેસે મારી જાણમાં આવવા પછી તેણે મોહોત ચેતીનેજ ચાલવાનું છે. મારા ભોલા પપાએ એ એક ઝેરી સરપને પોતાની બોંહેમાં પાલેલો છે, પણ હું એ મારે આસ્તી-

નનું હવે જો તે મારા હાથમાં આવશે તો માંથુ છુંદી નાંખ્યા વગર રેહવાનો નથી !"

"વાહલા, વાહલા, શાંત થાઓ—ધીરા પરો," તેને ગુસ્સાથી અતી ઘણો ઉશ્કેરાઇ આવેલો જોઇ ફ્રેનીએ પ્યારથી પસવારતાં ને શાંત કરતાં કહ્યું.

"હજી તો પેલા રાજીને કંઇ કેહવાનું છે," જાલે તેનાં પટાવવા પર ધ્યાન આપ્યાવના અરધું મનસે—અરધું મોટે કહયું, "મને લાગેછ કે તે બી એજ માહા મુજીની કોઇ બીજી એર્વાજ દગલબાજીને લગતી વાત હોશે. આપરે કાલે સહવારે જોઇશું કે તે શું વાત છે,—મગર હાલ તો હવે તું સિધાર અત્રેથી, અને મને એકલો પરવા દે—મને જરા એકલો નિરાંત કરીને સુઇ જવા દે."—અને ફ્રેની ત્યારે તેને પુરતો શાંત કીધા બાદ, વધતી ઓછી આનાકાની વચ્ચે, અંતે ઓરડો છોડી ગઇ. પોતાના ઓરડામાં સુવા ચકી જવા આગમચ, એમ છતાં, તે મરવા સુતેલા વ્હાલા સુરણીની ખબર લેવા તે ભલી છોકરી પાછી એક વાર સીકરૂમમાં ગઇ, કે જયારે જાલ વળી રાજીને આ માહા મુજીની દગલબાજીના સંબંધમાં નવું તે શું એક કેહવું હશે તે વાસ્તેની અધીરાઇ ઉપજાવનારી તાસવીસમાં એકલો પડયો.

તે આખી રાત તેને જરાએ ઉંઘ નહીં આવી. ફ્રેનીનો પ્યાર અને જી—રોજીની મોહોબત તેને સંતાપતાં એક કલાક બી તેનાં મનથી અલગ થયાં નહીં. બંને નમુનેદાર, બંને અસીલ, બંને સાચી, બંને ખરી ભલી ને બાવફા હતી, પણ અફસોસ કે એક નહીં પણ તે બભેને તે પોતે તો—સરજતનો એક હીણભાગ્ય શિકાર—રગેરગ જુઠો, બેવચની ને બેવફાજ પુરવાર થયો હતો !

———:•:———

ને પંચાએતનો એક માનીતો અકાબર હતો, માટે તેની ખેરઆફ્યત જાણવા ને પુછવા થકી સારે સારે ઘરનાં લોકો આખો દહાડો આવતાં જતાં રેહતાં, ને ભલાભલા યુરોપ્યનો પણ પોતાના કાર્ડ મુકી જતા. અલબત દરદીના રૂમમાં કોઇને બી લાવવામાં આવતાં ન હતાં. તે ધારોજ ત્યાં રાખવામાં આવ્યો ન હતો, વળી જાલ પોતે પણ તે આવતાં જતાં બધાંને મળવાની દરકાર કરતો ન હતો. ઘણું કરીને ફ્રેનીજ એ કારજમાં આખો દાહડો ખડે પગે રોકાયલી રેહતી ને પટકાઇ જતી.

હવે એ વળતે દિવસે બપોરે બાર વાગે રાજુ સાથની મીલાકાતની જાલે કરેલી ગોઠવણની ફ્રેનીએ આવી તેના કાનપર પડી યાદ આપી. ને ત્યારે જાલ ઉઠીને પાધરો પોતાના ઓરડામાં ગયો. તે મરાઠા સિપાઇને શું કેહવું હશે તે જાણવા તે પોતે બી વધતો ઓછો તલબગાર થઇ રહયો હતો, કેમજે નિમકહરામ પેસી જી-રોજીની વાતથી ફ્રેનીને વટીક ભડકાવા ને માહીર કરવાની હદ સુધી નીચો પુરવાર થઇ ચુકયો હતો, ત્યારે રાજુ તરફની બાતમીમાં પણ કાંઇક તેવુંજ નવું જાણવાનું નિકળશે એમ તે ભરૂસાથી હવે માની શકતો હતો.

તે મરાઠો પોતે પણ, પેલા હાથપર, વખત સાચવીને જાલના ઓરડાનું બારણું પકડી બેઠો હતો, ને જાલને જોઇને નમનતાઇ સાથે કંમરમાંથી અરધો વાંકો વલી તેણે તેને સલામ કરી.

જાલે તેને પોતાની પછવાડે પોતાના ઓરડામાં બોલાવ્યો. તે પોતે તે પછી એક ખુરસીપર અલેતાયો, ને રાજુ સાંમો હાથ જોડી ઉભો.

"હું પેસી શેઠ વાસ્તે કંઇ આપ સાહેબને ખાસ કરીને ખાનગી કેહવા માંગુ છું," તે મરાઠાએ સખ્ત તાબેદારી ને વફાદારીભરયાં ખરાપણાંના દરેક દેખાવ સાથે કહયું,

"શું ?"

"આપ સાહેબનો મારી પર ચાહ કે એતબાર તો હતોજ નહીં—"

"તેં મારા ચાહ કે એતબારને લાયક થવા જેવું કીધુંજ શું છે ?" જાલે તુચ્છકારથી વચ્ચે પુરાતાં કહયું.

"તે હું સમજુંછ, ને પાછલથી તે વાસ્તે હું પુરતો પસ્તાયલો છેઉં, જાલેજર શેઠ," રાજુએ ઓજારખ્વાહીથી કહયુ. "હું નીચ પણે વરત્યોછ, પણ સુધરવા માંગુ તો નહીં સુધરી શકું એવો દીલનો છેકજ મેલો કે મુજ નથી."

"મંગર તું કેહવા શું માંગેછ?" જાલે તેની એ ભટાઇથી કાંઇક કંટાલો ખાતાં પાછું પુછ્યું. તે એકદમ જે કેહવું હોએ તે વાત પર આવી જાએ એવીજ તેની મરજી હતી

---

## પ્રકરણ ૧૨ મું.

"હું આપ સાહેબને ખાત્રી આપવા માંગુંછ કે જાલીમ પેસી પોતેજ મોટા શેઠનો ખરેખરો ખુની છે, ને તે હું પુરવાર કરી શકશ."

"એટલે?"—અને જાલ એકદમ ચમકી ઉઠયો.

"પેસી જયારે નિલગીરીઝથી અત્રે આવ્યો ત્યારે મોટા શેઠ જરા જરા બીમાર ચાલતા હતા." તેણે ખુલાસાથી સમજાવતાં કહ્યું. "આપ સાહેબમાં એવણનો જીવ ઘણોજ ભરાઇ રહેલો હતો, ને તમો આવવાને દેરી કરયા કરતા હતા તેથી ઘણા ગુસ્સે થયા કરતા. બીજી પેસી એવણના અવારનવાર કાંન ભરયા કરતો હતો કે તમો ઘણા ઉડાઉ થયલા ને હીણપસ્તી નિપજાવનારી હાલતમાં રહેલા છેઓ, ને તેનું કહયું મુતલગ કરતા નથી."

"ને મોટા શેઠ તે માનતા હતા કે?"

"માનવાનું તો પુછોજ ના, મુરબી," રાજાએ જવાબ કરયો. "એ આદમીની આંખોમાંજ હું તો કેહુંછ કે જાદુ છે. તે મોટા શેઠને એક બચ્ચાંની ફીસમે પોતાના હાથમાં રમારી લેતો! હું પોતે બાંગર ને લુંચ્ચો છેઉં, પણ હું તાજુબ કરંછ હું પોતે બી આજે કેહી કે જાણી નથી શકતો કે કેમ અત્યાર તક એના હાથ પર હું વેચાયો ને નાચ્યા કીધો. એનામાં કંઇ એવી મોહીનીજ છે, જાલ શેઠ."

જાલે જવાબ દીધો નહીં. તે હવે મોટી ઉસ્કેરણીમાં તે ઓરડામાં ફેરા લેવા પડયો. કદમ કદમ એ રીતે તેણે જોઇ લીધું કે તે તેની વિશ્વાશાસુ માનીતી નિર્દોશ જી—રોજીથી દુર ને દુર હટયો જતો હતો ! કદમ દર કદમ ફ્રેનીનો ખાવંદ થવાને તે વધારે ફસ્યો જતો હતો,—ને ખરેખર તેને હવે સહમજ પડયું હતું કે તેના બાપે છેલ્લી ઘડીએ પોતાનાં આગળાં વસિયતો ફેરવી કોઇ એવું છેલ્લું વીલ કરેલું હોવુંજ જોઇએ કે જેની તાસીરથી તે જો કદી મીઠી ફ્રેનીના પવિત્ર હાથનો ઇનકાર કરે તો સઘળું માહા મુજી પેસીનીજ માલેકીમાં જાય ને તે પોતે અરધી વનાનો મોહતાજ ને હાથ ઘસ્તોજ રહી જાએ !

. મગર તેને પોતાને પૈસાનો પ્યાર ન હતો. તે પોતે પૈસાને તકલીફ ને તુચ્છ જાણુતો હતો. તે પોતે તો પોતાની બાજુનાં બળપર મુસ્તાક હતો. તેને તેના પીતા તરફથી કશું નહીં બી મલે તોબી પેટપુરું પેદા કરવા જોગી દલદેશરીમાં પણ જી—રોજી જેવી એક સકલગુણસંપન્ન તેની પોતાની પસંદગીની મોહરદાર સાથે તે હજારો પાંતીનાં સુખમાં રહી શકે એમ તેને લાગતું હતું,–પણ અરે, એવું કરીને શું પેસી જેવા એક રગેરગ ને નસેનસ નાલાયકને હાથ પોતાની બધી પાદશાહી અનામત તે જવા દે ? ગજબ થયો !

તે જળી મરતો હતો; એવડી આગમાં તે બિચારો બળીને ભસ્મ થતો હતો ! કયે રસ્તે કામ લેવું ને હવે શું કરવું તે તેને સુઝતું ન હતું. તે જાણે આંધળો ભીત બની ગયો હતો !

“ખુદા ખરાંનો ખાં છે,” રાજુએ જરા વારે પાછું કેહવા માંડયું; “એ મુજી તમારો પેલા ભવનો શત્રુ હોએ તેમજ તમામ તમારો લોહીતરસ્યો હતો. તે તમારા સુરબીની તમામ જાગીરો, દોલત ને અશકેઆમતનોજ માત્ર નહીં, પણ પાક ને રાંક ફ્રેનીબાઇનો બી માલીક થવા ચાહતો હતો, પણ ચોરને પોટલે ધુલની ધુલ તેમ તેની એ તમામ ગણત્રીઓમાં તમો સુરબીએ ગઇ રાત્રે જરૂરી કસમ લેઇને તેને મહાત કીધોછ તે બધું તદન ખરું ને ખુદા વાજબી થયુંછ. હું તેનો હથયાર હતો, ને તેના પાપી તાબામાં હતો, મગર હવે મારી આંખ આગળનો તે પરદો ખુલી ગીયોછ, ને હું દયાન-તદાર ને વફાદાર થવાના કસમ લેઇ ચુકયોછ.”—અને એમ કેહતાં

તેણે વાંકોવલી જાલનાં બુટને પોતાનો હાથ લગાડયો, ને ઘણીજ કાકલુદીભરી મિનતજારીથી તે તેને પગે લાગ્યો.

"તારી ચાલ હજી મારે તપાસવી જોઇશે," જાલે ચુકાદો આપતાં કહ્યું, "અને તુંને મારી મેહેરબાંની અથવા વિશ્વાસ સપુર્દ કરવા આગમચ હજી તારી વર્તણુકપર મારે પુરતી નિગ્રાહ રાખવી જોઇશે. હું માનીજ નથી શકતો કે સુધારાની તેં જે રાહ એકદમ ને અચબુચ અખ્ત્યાર કરી છે તે દીલના ડંખનું પરીણામ હોએ. મને તો એમજ લાગે છે કે તારા મુરબીની હાર થવાથી ને તેના તરફથી તને કશું હવે મળવાનું નથી એમ તારી ખાત્રી થવાથી તારાંમાં આએ બધી 'નેકી' એકદમ ઉછલી નિકળીછ !"

"તમો સાહેબ મને—"

"મગર એ વિશે હાલમાં કશી બી તકરાર કરવા કે તુંને ઉતાવલે કોઇ રીતનો ગેરઇનસાફ કરવા હું ખુશી નથી," જાલે કાંઇક નરમાસથી જારી રાખ્યું; "તું હાલ તો જા. તેં જે બાતમીઓ મને આપી છે તે મારૂ બધું મન રોકી રાખેછ, વાસ્તે તારે વિશે શું કરવું તે હું ફ્રેનીબાઇ સાથે મત કરીને હવે પછી નકકી કરશ, ને તુંને જણાવશ."

રાજુ પોતાના બેઉ હાથ પર માંથુ નમાવી એ સાંભળતાં હેસાંન અને તાબેદારીથી નમ્યો. જાલે જે કહયું તેના જવાબમાં છેક પગે પડવા જેવી હદ સુધી તે વાંકો વળ્યો, અને પુરતા અદબ સાથે પછી પાછલે પગે હઠીને તે ઓરડામાંથી બાહેર નિકળી ગયો.

તે પોતાની પુઠે તે ઓરડાનું બારણું ખેંચીને બંધ કરતો ગયો, ને જાલ તેણે જે કાંઇ સાંભળ્યું હતું તે ઉપર તે પછી દર્દમંદ દીલે ગૌર કરતો પોતાના ગમખાર વિચારો સાથે એકાદ પળ એકલો પડયો.

તે એ પોતાના ખ્યાલો દરમ્યાંન નાચીજ પેસીને પોતાનાં જીગરથી એક પળ પણ માફ કરી શકયો નહીં. કેવી રીતે દોસ્તીના દેખાવથી તે તેનું કલેજું કરડી ખાતો તેની બાથમાં સદા ખડો હતો તે હવે બધું તેની નજર તળે આવતાં તે ગુસ્સાથી સરબસર ઘેલો થયો. તે એટલી હદ સુધીનો કાળો ને કરપીણ હતો કે તેની પાયા-

માલી કરી નાંખી તેના બાપની તમામ અસકેયામતનો ને રહી સહી મોઠી ફ્રેનીનો વટીક એકલો માલીક થઇ બેસવાનો અરમાન દીલે વસાવી શકયો એ બધું જાલને લાગ્યું કે ઇનસાન્યતથી અલગ—ખુદ શેહેતાન્યતને મળતું આવતું હતું, ને પેસી આદમના અવતારમાં એક ખરો શેહેતાન હતો એમ હવે અને હવેજ તે જોઇ શકયો !

——:૦:——

## પ્રકરણ ૧૩ મુ.

બીજો દિવસ ઉગ્યો.

બીજો દિવસ ઉગ્યો, ને ડા૦ પીઅરસન સાથે મોટા ડાકટર જેમીસનનું ફરીથીનું "કનસલટેશન" થયું, અને તે બંને વિદ્વાન તબીબો આચંદે એજ નકકી સેવટ અને અનુમાનપર આવ્યા કે એમ ને એમ મેહેરજી શેઠ હવે એકાદ પખવાડયું બી ગબડાવી કાઢે !

"ભેજાંની મરતી વખતની તાકાતનો આવો કોઇ બી કેસ વૈદક વિદ્યાની જાણમાં આગળ આવ્યો નથી," બિછાંણાં આગળથી બાજુએ થઈ જઇને મોટા ડાકટરે જાલ, ફ્રેની અને સોલીસીટર મી૦ વાહાડયાને સમજાવ્યું; "એવણ સાહેબ એમ ને એમ, મારૂં તો મત છે કે, હજી એકાદ પખવાડયું ખેંચી કાહારશે !"

"ખુદાની કેવી મેહેર !" જાલ પટપટયો.

"તમારી ભુલ છે, જાલ," તે ભલા ડાકટરે સહમજાવ્યું. "એમાં આપુને જરાબી રાજી થવાનું નથી. ઉલટું એવણ બિચારા એટલું રીબેછ ને હેરાંન થાએછ તેથી મને તો ઘણો ખેદ થાએછ. એવી હાલતમાં એવણ જીવેલા કામનાજ શું ?"

"મગર સાસ ત્યાં તક આશ, ડાકટર," સોલીસીટર મી૦ વાહાડયાએ ફીકકું હસીને યાદ આપી.

"હા, પણ તેજ તમારી ભુલ છે," ડાકટર બજીદ થયો; "હું એમ તો કેહેતોજ નથી કે એવણ હજી પછી કદી બી સાજા થશે કે બચશે. તે તો બનવાનુંજ નથી, કેમજે હાલચાલની દરેક શકિત ને આખું શરીર પાછું સજીવણ થઇજ નહીં શકે એટલી હદ સુધી મરણ પાંમી ચુકયુંછ. ફકત આંખ ને ભેજાંમાંજ હવે થોડુંક જીવણ

અટકેલું છે."—અને અલબત તે વિદવાન તબીબનો આ ખુલાસો કાંઇ ધીરજ માનવા જેવો નહીંજ હતો !

જાલ, એ પછી, સરેસ્તા મુજબ કલાકોતક તેના બાપનું બિછાંણું પકડી બેસી રેહતો. ડા૦ પીઅરસન પોતે બી કાંઇ જેવો તેવો ડાકટર ન હતો. તેની પ્રેકટીસ ઘણી બોહલી હતી, ને તે છતાં ઘણી ગંજાવર મોટી ફી બદલ તેણે ડા૦ જેમીસનની સરદારી હેઠળ અહીંજ રાત દાહડાનું પોતાનું મથક બનાવ્યું હતું. વળી કાબેલમાંકાબેલ યુરોપ્યન નર્સો તે દરદીની ખીદમતમાં બબેની જોડી થઇને રાત ને દહાડો સારવારમાં ખડે પગે રેહતી. ટુંકમાં, તે બીમારી પછવાડે પાપરીની પેરે પૈસો વેરવામાં કશીજ બખીલાઇ કરવામાં આવતી જણાતી ન હતી !

તે દરદીના ઓરડામાંજ માત્ર નહીં પણ આખા બંગલામાં કરીહાક જેવું ચુપ ને સ્મશાણ જેવું શાંત ને એકાંત હતું. બધાં કાનપર પડીનેજ વાતચીત કરતાં, ને નોકરનફકરો વટીક પગનો જરાએ શણસારો ન થવા પાંમે તેમ ફકત અંગુઠાપર ચાલતાં હતાં.

એમ વધારે દિવસો નિકળી ગયા, પણ કેહવાને અજબ જેવું છે કે એ રીબણરાબણ હાલતમાંથી તે મરવા સુનેલા ગરીબ બચારા ડોસાજીનો કશોજ છુટક થયો નહીં, અને ત્યારે મી૦ વાહડયા, જે પણ અત્રે ઘરબાર માંડી રહેલો હતો તેણે પોતે બી ત્યાં વધારે ખોટી થવાનું નામુંનાસેબ જાણ્યું, ને જાલથી રજા ચાહી. "એવણ બિચારા આખર થાએ તો મારે ઘણીક ફરજો એવણના હુકમ ને લખાવત મુજબ તી અત્રે બજાવવી છે પણ જ્યારે આવો મામલો છે ત્યારે વગર જરૂરે એમ પડી રેહવામાં સાર નથી. હું અવારનવાર આવતો જતો રેહવશ," તે સોલીસીટરે સમજાવ્યું.

"જેમ તમારી મરજી," જાલે નાંખતી કરી.

"વારૂ, કંઇ પેલા લુચ્છાના સમાચાર ? પેશી કયાં છે તે કંઇ ખબર મળીછ કે ?" મી૦ વાહડયાએ પુછયું.

"હું કંઇજ જાણતો નથી," જાલે કડવાસથી કહયું, "ને હું તેના તેમજ મારાં ભલાંને વાસ્તે ચાહુંછ કે હું મરૂં ત્યાં તક તે મારા રસ્તામાં હવે ફરી કદી નહીં આવે ?"

"તે વીલ સાંભળવા તો જરૂર હજર થવાનો," મી૦ વ હડયાએ તુચ્છકારથી હસીને કહયું. "તે અત્રેજ કેથે ભમ્યા કરતો ને મોટા શેઠની તબ્યતની બધી ખબર રાખતો હોવો જોઇએ."

જાલે કશો જવાબ કરયો નહીં. તેના ચેહેરાપરની ખફગી ઉપરથી જોઇ લેવાનું સેહેલ હતું કે તે કમીનાને લગતી એ વાતચીતથી બી તે પુરતો કમકમતો હતો.

"વૅલ, ત્યારે સાહેબજી," તે સોલીસીટરે રૂખ્સદની શેકહેન્ડ કરતાં કહયું, "યાદ રાખજો, જાલ, કે હું તમારાં ભલાંમાં છેઉં. કેમજે મેહેરજીશેઠ અમારી ફર્મના સૌથી પુરાણા ઘરાક ને મારા ઘણાજ મેહેરબાન ને જાની દોસ્ત છે. તમો એ તમારા પીતાજીને હસ્તક તે ઝેરી જુબાનના લખાડને લીધે ઘણો ગેરઇન્સાફ પામ્યા છેઓ એ મારી દીલગીરી છે. તમો ખરૂં માનજો, જાલ, કે તમો એક ભયભીત ખાહીની કિનારીપર ઉભેલા હતા, અને ઘણાજ કટોકટ વખતે ફક્ત નસીબ સંજોગેજ બચી ગયા છેઓ. ફ્રેની જેવી લાખમાં એક મળે એવી નેક નાજનીનના ભરથાર થવામાં તમો ખરેખરા ભાગ્યેગશાલી છેઓ, ને તેમ કરવાના કસમ લઇ તમે તમારી રૂડી વલાંણ પુરવાર કરી આપી તેથી તમોએ પોતે પોતાનું ઘણું ભલું કરેલું છે."—અને એ પછી વધારે કશો બી ખુલાસો આપ્યા વગર એટલું કહી તે વકીલ ચાલતો થયો, ને વધારે ખુલાસો જાલે તેને ચાંપીને કશો પુછયો બી પણ નહીંજ.

તે જયારે બી કોઇ તેના કસમ ઉપર ભાર નાંખીને તેની આગળ બોલતું ત્યારે એમ થથરીજ જતો. ને જેમ બને એમ તે વાત ઉડાવા જવાબનાજ અખાડા કરી જતો, અથવા તરત બીજી કોઇ વાત કાઢતો !

તે ફ્રેની સાથ પણ એકલો પડવાના બનતાં સુધી તો અખાડાજ કરતો. તેના પીતાની બીમારીને લીધે મીલકતોને લગતી હજારો જાતની રોકાણો ઉપર તેને હવે ધ્યાન આપવું પડતું હોવાને લીધે સુતલગ ફુરસદજ ન મળતી હોએ એવા ધામધુમ્યા દેખાવની તેને ચાલુ ઠગાઇ કરવી પડતી. તે ખરેખર નિર્દોશ ફ્રેની સાથે એકલો પડતાં પોતાની માહા પાપી ઠગાઇમાં પકડાઇ આવવા થકી બીહતો હતો.

તેણે શનીવારે તો ખચ્ચીત પાછો ફરવાનું વ્હાલી વિશ્વાસુ જી—રોજીને વચન આપ્યું હતું ને હાલમાં બ્રેસપતની સાંહાંજ થઇ ચુકી હતી. ઓ, હવે ત્યારે તે શું કરે? દીસ્તુંજ હતું કે તેના પોતા તો હજી બીજાં બે ચાર અઠવાડયા બી એ હાલતમાં કાઢી નાંખે, ને ત્યારે કેમ તે એ માહ્રાણુઅને વા ખાતી છોડી આપીને અત્રે નિરાંત કરી રહી શકે? તે કેવી તેના વગર તલપાપડ તરસતી હશે તેનો તે ખ્યાલ કરી શકતો હતો,—અને ફ્રેની, જે પણ આપણે વારંવાર કહયું છે તેમ એક તમામ દીલજીત મધુરી હતી તેના કરતાં બી હજારો ઘણા હેતથી તે બેહુદા બેઅખ્ત્યાર જવાનનું દીલ, કેહવાને અજબ જેવું છે કે, પાછું ને પાછું બજીદ હઠીલાઇથી તે પર્વતો વચ્ચે વસવાત કરી રહેલી વ્હાલી જી—રોજી તરફજ સદા એકસાંન ખેંચાતું રહયું હતું!

તે ફ્રેનીને વરવા કસમ ખાઇ ચુકયો હતો ખરો, પણ તે પોતે પોતાના મનથી એ કસમોને કશીજ અગત આપતો ન હતો. એક વાહલા વાલીદનાં મોહતનું બિછાણું સુખકારક કરવા—તે પોતાના મનથી તકરાર કરતો ને મનમનાવતો કે—એક તાબેદાર સપુત તરીકે તે એક પાક ફરજથી બંધાયલો હતો, ને તેથી તેવી હાલતમાં તે કસમ લેવા ખાતર તે કશીજ રીતે કોઇને જવાબદાર ન હતો. વળી નેકબખત ફ્રેનીની ભલાઇમાં તેને દરેક વિશ્વાસ હતો, ને પાછલથી, તેથી, તેને સમજાવીને પોતાની પક્ષમાં મનાવી લેવાની તે હજી બી ઉમીદ કરતો રહયો હતો!

એ રીતે, વાહલાં વાંચનારાંઓ, તે બિચારો જ્યાં બેસતો ત્યાં, હાએ અફસોસ કરતાં, વિચારોના વમલમાં એવો ગીરફતાર થઇ જતો કે તેને આસપાસનું કશું ભાંણ ન રેહતું, અને એવાજ બેઅખ્ત્યાર હાલે, તે ઉપર કેહવા મુજબ, બ્રેસપતવારની સ્હાંજે પોતાના ઓરડાના એકાંતમાં એકલો બેઠેલો હતો તે વખતે એક સફાઇથી હોલેલા બાલોનું તમામ સોહામણું અને ખુશબોની પમરાતમાં બેહેકબેહેક થતું માથું પાછળથી આવીને છેક તેનાં માથાં ઉપર વાંકુ વલ્યું નહીં ત્યા વેર ફ્રેની તેને એમ મિનીટો તક વિચારોમાં મસ્ગુલ થયલો જોતી મોટી અજાયબીમાં પીઠે આવી ખામોશ ઉભી હતી તેનો તેને ખ્યાલ વટીક થયો નહીં!

"વ્હાલા, એમ એકલા એકલા બેસીને જગનોજગ બાર થયો કોણનો વિચાર કરોછો—મારો કે?" ફ્રેનીએ હવે જાહેર થતાં સાથે નિર્દોશતા મચ્ચે હસીને પુછયું

"તું કયારે આવી?" તેના હોઠની લગોલગ નમેલાં તે માથાં ઉપર હેતથી એક કીસ લેતાં ને તે ઝલકતાં જુળફાં પ્યારથી પસવારતાં જાલે પુછ્યું. તેણે તે સુંદરીના સવાલના જવાબમા પાછો સવાલ કરીનેજ તેણીના સવાલનો પાધરો જવાબ ઉડાવ્યો.

"હું તો કેવારની આવી; ખરૂં કેહો, વાહલા, તમો શું જમાસણમાં હતા? તમો શું તમારી વાહલીનોજ ખ્યાલ કરતા હતા?"

હવે જાલને જવાબ કરવા ફરજ થઇ પડી!

"હા, વાહલી, હું મારી વ્હાલીનોજ ખ્યાલ કરતો હતો," તેણે સચ્ચાઇની લગોલગ રહીને જવાબ કરયો.

"અને તેવી તમારી વાહલી આએ આખી દુન્યામાં એકજ છેની?" તેના એ હેતવંતા જવાબથી મગન થતાં ને સંતોષ માનતાં વળી તેણીએ પાછું પુછ્યું.

"હા વાહલી, હા," હજી બી સચ્ચાઇનેજ પડખે રેહતાં જાલે કહ્યું, "હું મનસનીથી માનુંછ ને કેહુંછ કે એવી મારી વાહલી આએ આખી દુન્યામાં ફકત એકજ છે."—અને તે તો, અલબત, પોતાની માનીતી જી—રોજીનેજ હાલમાં બી યાદ કરતો હતો!

તેને ખરો ભેદ તે મધુરીને કેહવા ગમ્યું નહીં. તેને માટેના પોતાના મોટા પ્યારનાં અણહદ સુખમાં તે સુંદરી એટલી છાકટ હદ સુધી હાલમાં હવે સુખી દેખાતી હતી કે તેની મરજી થઇ હોત તોબી જાલ એવા મામલામાં તો તે માહબુબને તે ભયંકર ભેદ કહી દેવાની હીંમત કરી ન શકતે!

"ઓ, હું કેવી ભાએગશાલી! હું કેવી સુખી થઇ!" તાણીએ હર્ષીત લાગણીઓથી આજેજ થતાં કહયું; "ખરૂં માનજો, જાલ, કે તમને દુખી ને ઉદાસ જોતાં મારૂં કલેજું કપઇ જાએછ. તમો કયારે પાછા અસલ જેવા હસતારમતા ને ખુશાલ રંગીલા થશો?"

જાલે પ્યારથી તેનાં પમરતાં ઝુલફાં પસવારયાં. "એટલુ બધું તુંને મારાપર હેત આવેછ?" તેણે તાજુબીમા પુછ્યું.

"એ। પુછતાજ ના!" તેણીએ જુસ્સાથી જવાબ કરયો. "જાણે મારો બધો જાન તમારી એક મુઠ્ઠીમાં છે!"--અને જાક્ષને તરત લાગ્યું કે તે તદન ખરૂં ને ખરાં દીલનું બોલતી હતી; મગર, અફસોસ, તે બધું તેને માટે કેવું કાતેલ હતું!

"તમો સારી પેઠે નથીજ, વાહલા," ફ્રેનીએ તેના ફીકકા ચેહરા ભણી જોતાં ફીકરમંદ કહયું; "તમારો ચેહેરો વખત બેવખત કેવો ઉજશોસપ મારી જાએછ! તમો કેટલા ઉદાસ ને ગભરાયલા દેખાઓછ!"

"પપાની આવી હાલત છતાં, ફ્રે ડીઅર, તું કેમ મને ખુશાલ જોવાની ઉમીદ કરી શકેછ?" તેણે ઠપકાની ઢપે તરત નાખ્યું કેકયું,--કેમજે તેણે જોયું કે તેનો કશો બચાવજ ન હતો!

"એ બરાબર છે, મુઇ હું--હું ભુલી જયા કરૂંછ; મને માફ કરજો, ડીઅર," તેણીએ માંગી લીધું,-અને પછી વળી વિચાર થતાં વધારયું, "વાહલા, એક વાત કેહું? ગુસ્સો તો નહીં કરશો?"

"તે શું છે, ફ્રે?"

"એવણને આપરે પુરા સુખી કરયે?" તેણીએ કાકલુદીથી કહયું; "કદાચ એને લીધેજ એવણ બિચારાનો જીવ રીબણુરાબણમાં પરયો હોશે?"

"હું તુંને સહમજી નથી શકતો, ફ્રે," જાક્ષે નવેસરથી શરૂ થતા ચડકધુજારાના મોટા ગભરાટથી કહયું; "તું શું કેહવા માંગેછ?"

"હું એમ કેહેવા માંગુંછ," ફ્રેનીએ માથાનાં તાલક તક મનોહર હદ સુધી એશક વચ્ચે લાલ થઇ આવતાં, નીચી નજરે, સમજાવ્યું;—"હું એમ કહેવા માંગુંચ, વાહલા, કે એવણ બિચારાની સૌથી મોટી ઉમેદ આપરે પરણીને ધણી ધણયાંણી થઇએ તેજ છે તો હજી બી આપણે એવણને ખાતર એટલી ક્રિયા એકદમ કરાવી લઇએ? તેટલું થઇ ચુકેલું એવણ કોઇ સાવધ મોમેન્ટે સાંભળશે તો ઘણાંજ સુખમાં--"

"તું કંઇ ઘેલી થઇછ, ફ્રે?" જાક્ષે ઠપકાની અદાથી, પોતાના મોટા ગભરાટ વચ્ચે, તેને તુરત ચુપ કરી નાંખતાં કહ્યું, અને તેણીનો એરાદો સાંભળતાં સરપે ડંખ મારયો હોએ તેમ ચમકીને તે તેણીની

ગોદમાંથી એકદમ અલગ થઇ ગયો તે માટેની તે સુંદરીની અજાયબીની હદ રહી નહીં; "એ બનેજ કેમ ?"

"પણ કાંએ નહીં બને, વાહલા ?" તેણીએ દગાઇ ફગલાઇને પુછયું.

"તું મારે ખાતર એમ તારો ભોગ આપશે ?" જાલે વગર વિચારયું બોલી દીધું.

"ભોગ એટલે ?

"ભોગ એટલે કે તારી સાહાજવારી એવી અમારી માએતમપોશી વચ્ચે થવી જોઇએજ નહીં," જાલે પોતાની ભુલ જોઇ લેતાં તુરત સમયસુચકતાથી ફેરવી તોલ્યું. "તારાં લગન જે દાહરે હોશે તે દાહરે મોટી ધામધુમથીજ થવાં જોઇશે, અને બાવાજીની આવી હાલત વચ્ચે કશી બી ધામધુમનો આપરે ખ્યાલ કરયે તે બી ગુનાહભરયુંજ કહેવાએ કેની ?"

"મુઇ રે ધામધુમ !" તે ભલી છોકરીએ કંટાલાથી કહ્યું; "બિચારા એવણના સુખ આગળ મારે સારૂ એવો તે શું વિચાર કરવાનો ? જો, વાહલા, એટલું મારૂં માનો ? જો ધામધુમનો ખ્યાલ રાખશો તો તો આપુને એક થવા આગમચ ઘણો લાંબો વખત ચોબવું જોઇશે !"

"હા, વરસ બે વરસ," જાલે તરત તે પકડી પારયું; "તેટલાં બાવાજીને વાસ્તે છાજતો અંતર બી ગુજરી જશે. મને એવણની હૈયાતી ખતમ થતાં કેટલી બધી જંજાલો ને કેટલી બધી રેંકાંણો થતી રેહશે તેનો ખ્યાલ કરયે તો એ વરસ બે વરસ ગબરી જતાં કંઇ વાર લાગવાનો નથી."—અને ફ્રેનીનો હેબતાયલો ચેહેરો જોઇ વળી તેણે ઉતાવળથી વાત ઉલટાવી, "આએ કાફર પેસીની નીમકહરાંમીની બી મારાં મગજપર ઘણી ભયભીત અસર થઇછ. રાજુએ એનું ઘણું નવું ભોપાલું ઉઘાડું કીધુંછ—જો કે મને એ મરાઠો હજી ગમતો નથી. તુંને કેમ લાગેછ, ડીઅર ?"

"હું ધારૂંછ કે એ ખરાં દીલથી હવે પોતાની આગળી ચાલને વાસ્તે પસ્તાએછ," ભલી ફ્રેનીએ તેણીની દરખાસ્ત રદ જવાથી અને "વરસ બે વરસ" થોબી જવાની સામી અતી બેહુદી ને નાકદર

દરખાસ્ત જાલ તરફથી રજુ થયલી હોવાથી કાંઇક શોકાતુર અદાઓએ જવાબ કરયો—અને પછી ખાત્તાં દીલથી વધારયું, "હું ધારૂંછ કે તમારા એકાંત વિચારો વચ્ચે આવીને મેં તમને અરચણ કરીછ, જાલી?"

"ઓ નહીં, કશી બી નહીં," જાલે લટરપટર કહયું; "ઉલટું સારૂંજ થયું તું આવી તો. હું તુંને કેહવાજ માંગતોતો કે કાલે સહવારે મને અત્રેથી અચણુચ જરા ઉપરી જવું પરશે. ઘણું જરૂરતું કામ છે."

"કાંહાં સધાવાના છેઓ?"

"નિલગીરીઝ,"

"નિલગીરીઝ!" ફ્રેની અજાયબીમાં ફાલ ખાઇ બોલી; "ત્યાં કોણ છે? એવું તે શું છે જે બીચારા બાવાજીને એવી હાલતમાં છોરીને બી તમો છેક તાંહાં પાછા જવા નિકલ્યાછ, વ્હાલા?"

"તું લોકોને મારી તરફથી માંફ માંગીને સમજાવી લેજે, ડારલીંગ; ગમે તે ઓથું બાંહણું આપજે," તેણે માંગી લેવાની ઢપે કહ્યું, "અને હું ચાર છ દાહરામાં તો પાછો ફેરી આવશ. તેટલાં પપાને ખુદા ન કરે ને કંઇ કશું હોએ તો તરતજ અરજંત તાર કરજે."—અને તે એ બધું એવા ઉતાવલા ગભરાતમાં, એવો ફીકકો પડતાં ને એવો લઠડી જતાં બોલતો હતો કે ફ્રેનીને સ્વભાવિક વેહેમની અનેક ફીકરો થઇ. ઓ ખુદા, શું કશી બી રીતે દગો રમાતો હતો?

"બાવાજી તો ખુદાની બક્ષેસથી કદાચ સારા બી થાએ." જાલે જારી રાખ્યુ. "અત્યાર સુધી ડાકટરો એવણના કેસને વાસ્તે થાપ ખાઇ ગીયાછ તો એવણ નહીંજ સારા થશે એ ગણત્રી કરવામાં બી કાંએ નહીં તે લોક થાપ ખાતા હોએ?"

"ખુદા કરેને તેમ થાએ," ફ્રેનીએ ખરાં જીગરથી દુઆ ગુજારી કરી.

"તેમજ થશે; તું જોજે તો ખરી," જાલે પોતે જે બાતની સચ્ચાઇમાં નહી માનતો હતો ને વાતમાં તેણીને જુઠી હીંમત આપતાં કહયું.

ગોદમાંથી એકદમ અલગ થઇ ગયો તે માટેની તે સુંદરીની અજાયબીની હદ રહી નહીં; "એ બનેજ કેમ?"

"પણ કાંએ નહીં બને, વાહલા?" તેણીએ દગાઇ ફગલાઇને પુછયું.

"તું મારે ખાતર એમ તારો ભોગ આપશે?" જાલે વગર વિચારયું બોલી દીધું.

"ભોગ એટલે?

"ભોગ એટલે કે તારી સાહાજવારી એવી અમારી માએતમપોશી વચ્ચે થવી જોઇએજ નહીં," જાલે પોતાની ભુલ જોઇ લેતાં તુરત સમયસુચકતાથી ફેરવી તોલ્યું. "તારાં લગન જે દાહરે હોશે તે દાહરે મોટી ધામધુમથીજ થવાં જોઇશે, અને બાવાજીની આવી હાલત વચ્ચે કશી બી ધામધુમનો આપરે ખ્યાલ કરયે તે બી ગુનાહભરયુંજ કહેવાએ કેની?"

"મુઇ રે ધામધુમ!" તે ભલી છોકરીએ કંટાલાથી કહ્યું; "બિચારા એવણના સુખ આગળ મારે સારૂ એવો તે શું વિચાર કરવાનો? જો, વાહલા, એટલું મારૂં માનો? જો ધામધુમનો ખ્યાલ રાખશો તો તો આપુને એક થવા આગમચ ઘણો લાંબો વખત થોભવું જોઇશે!"

"હા, વરસ બે વરસ," જાલે તરત તે પકડી પારયું; "તેટલાં બાવાજીને વાસ્તે છાજતો અંતર બી ગુજરી જશે. મને એવણની હૈયાતી ખતમ થતાં કેટલી બધી જંજાલો ને કેટલી બધી રોકાંણો થતી રેહશે તેનો ખ્યાલ કરયે તો એ વરસ બે વરસ ગબરી જતાં કંઇ વાર લાગવાનો નથી."—અને ફ્રેનીનો હેબતાયલો ચેહેરો જોઇ વળી તેણે ઉતાવળથી વાત ઉલટાવી, "આએ કાફર પેસીની નીમકહરાંમીની બી મારાં મગજપર ઘણી ભયભીત અસર થએછ. રાજુએ એનું ઘણું નવું ભોપાલું ઉઘાડું કીધુંછ—જો કે મને એ મરાઠો હજી ગમતો નથી. તુંને કેમ લાગેછ, ડીઅર?"

"હું ધારૂંછ કે એ ખરાં દીલથી હવે પોતાની આગળી ચાલને વાસ્તે પસ્તાએછ," ભલી ફ્રેનીએ તેણીની દરખારત રદ જવાથી અને "વરસ બે વરસ" થોભી જવાની સામી અતી બેહુદી ને નાકદર

દરખાસ્ત જાલ તરફથી રજુ થયલી હોવાથી કાંઇક શોકાતુર અદાઓએ જવાબ કરયો—અને પછી ખાત્તાં દીલથી વધારયું, "હું ધારૂંછ કે તમારા એકાંત વિચારો વચ્ચે આવીને મેં તમને અરચણ કરીછ, જાની?"

"ઓ નહીં, કશી બી નહીં," જાલે લટરપટર કહયુ; "ઉલટું સારૂંજ થયું તું આવી તો. હું તુંને કેહવાજ માંગતોતો કે કાલે સહવારે મને અત્રેથી અચબુચ જરા ઉપરી જવું પરશે. ઘણું જરૂરનું કામ છે."

"કાંહાં મધાવાના છેઓ?"

"નિલગીરીઝ,"

"નિલગીરીઝ!" ફ્રેની અજાયબીમાં ફાલ ખાઇ બોલી; "ત્યાં કોણ છે? એવું તે શું છે જે બીચારા બાવાજીને એવી હાલતમાં છોરીને બી તમો છેક તાંહાં પાછા જવા નિકલ્યાછ, વ્હાલા?"

"તું લોકોને મારી તરફથી માંફ માંગીને સમજાવી લેજે, ડારલીંગ; ગમે તે ઓથું બાંહણું આપજે," તેણે માંગી લેવાની ઢપે કહ્યું, "અને હું ચાર છ દાહરામાં તો પાછો ફોરી આવશ. તેટલાં પપાને ખુદા ન કરે ને કંઇ કશું હોએ તો તરતજ અરજંત તાર કરજે."—અને તે એ બધું એવા ઉતાવલા ગભરાતમાં, એવો ફીકકો પડતાં ને એવો લટડી જતાં બોલતો હતો કે ફ્રેનીને સ્વભાવિક વેહેમની અનેક ફીકરો થઇ. ઓ ખુદા, શું કશી બી રીતે દગો રમાતો હતો?

"બાવાજી તો ખુદાની બક્ષેસથી કદાચ સારા બી થાએ." જાલે જારી રાખ્યુ. "અત્યાર સુધી ડાકટરો એવણના કેસને વાસ્તે થાપ ખાઇ ગીયાછ તો એવણ નહીંજ સારા થશે એ ગણત્રી કરવામાં બી કાંએ નહીં તે લોક થાપ ખાતા હોએ?"

"ખુદા કરેને તેમ થાએ," ફ્રેનીએ ખરાં જીગરથી દુઆ ગુજારી કરી.

"તેમજ થશે; તું જોજે તો ખરી," જાલે પોતે જે વાતની સચ્ચાઇમાં નહી માનતો હતો ને વાતમાં તેણીને જુઠી હીંમત આપતાં કહયું.

ફ્રેની શોકાતુર અદાઓથી તેની ભણી જોઇ રહી!

"એટલું બધું જરૂરતુંજ તમારૂ કામ છે?" તેણીએ પાછું પુછ્યું.

"ઘણીજ જરૂરતું," તેણે જવાબ કરયો, "હું કોઈ વખત સંબાણ ખુલાસાથી બધી વાત તુંને કેહવશ, ડીઅર."

"આજેજ નહીં?"

"આજે તો નહીં," તેણે ઓશકાતાં લજવાતાં ઉતાવલથી જવાબ કરયો; "તું મારા પર પુરતો વિશ્વાસ રાખજે, અને—"

"અરે, હું તો તમારે વાસ્તેના બિશ્વાસનાં સુખમાંજ જીવુંછ, જાલ," તેણીએ ભાર નાંખીને કહયું,—ને પછી નાચારીની અદાથી વધારયું, "વારૂ જલદીજ પાછા ફરશો કેની?"

"ઘણોજ જલદી; એક અઠવાડયાંની અંદર," તે વાહલીને એટલી સેહેલથી સમજાવી લઇ શકાઇ તેથી છુટકારાનો દમ ખેંચતાં તે જવાંને સધ્યારો આપ્યો, ને તેવામાંજ વળી કોઇ બાહારનાં બૈરાં આવવાનું નસીબ સંજોગે આયા કેહતી આવી એટલે ફ્રેનીને ત્યાંથી તરત ફરજયાત જતું રેહવું પડયું.

જાલને તેજ જોઇતું હતું, ને તે નાજનીનનાં એમ જવાથી જાલે હવે બેવડા છુટકારાનો દમ ખેંચ્યો. તે હવે પોતાને સદંતર એકલો માનતો હતો, ને જી—રોજીને લગતા સુખકારક તુરંગોમાં ઉતરી જવાની મોજના ખ્યાલમાં તે લગાર મ્હાલતો હતો, તેવામાં તેની ખુરસીની બાજુમાં કોઇનો એકાએક શીહા ઓલો પડયો, ને જાલે ચમકી ઉઠી જોયું તો તે પેલો લુચ્છો પેસી હતો!

તે અહીં કયાંથી? તે એકાએક કેમ આવ્યો? દેખીતી રીતે એક ચોરની અદાથી ભરાતો છુપાતો. અને ફજેત ચેહરાતું એબ્યલ જેવું ફીકકું હસતો, તેને તેના ઓરડાનાં એકાંત સુધી સોહોધતો તે લુચ્છો હાલમાં એ મુજબ છેક તેની લગોલગ ને રૂબરૂ આવી ઉભો હતો!

——:૦:——

# પ્રકરણ ૧૪ મું.

જાલ હદ વનાના ગુસ્સામાં ચમકી ઉઠયો.

"કેમ રે, તુ અહીં તારાં પલીદ પગલાં પાછાં લેઇ આયોછ ?"—અને તે લગભગ તેને મારવા થકી હાથ ઉચકી તેનાં આંગ પર ધસ્યો।

હીચકારો પેસી છેક એવો મામલો જોતાં પેહેલી હરોલમાં લગાર દબાયલો બે કદમ પાછો હઠયો. આટલી બધી કરડી હડધુતની કદાપી તેણે વકી રાખી ન હશે: એમ છતાં, તેને પોતાની હુન્નરબંદીમાં પુરતો વિશ્વાસ હોવો જોઇએ, કેમજે બીજીજ પળે તરત પોતાનાં મનનું પાછું સમાધાન કરી લઇ તે પાછો આગળ વધતાં બોલ્યો, "એ શું ફારસ કરેછ, જાલી ? કાંઇ ડગરી બગરી ચસ્કીછ કે કેમ ? હું માંનુછ કે મોટા શેઠની આવી ભયંકાર બીમારીથી તારાં મન પર ઘણી માંઠી અસર થયલી હોવીજ જોઇએ. મારો બી એ વાત સાંભરતાં જાણે જાનજ નિકરી ગીયો, ને તેથી તો બધું મરતું પરતું મેલી સાંભરયું તેવો હું અત્રે આવવા નિકરી પરયો !"

"જુઠા, બેશરમ, લબાડ !" જાને બીજી મરતબા તેનાં આંગ પર ધસતાં બખાલ્યું.

"સબર, સબર !" હવે પેસીએ પણ તરડાઇને પોતાનો પાસો અજમાવી જોયો, "તું એવો બેઅકલી ને બેઇનસાફી કેદાહરે ઉનો ? મારો વાંક શું તે તો બતાવ ? વગર વાંકે શાંનો એવો ગાલગલોચમાં ધસરઇ ગીયોછ ? તું મને મારવાજ માંગતો હોએ તો માર, પણ ઇંગ્રેજી રાજમાં ઇનસાફ બી છે કે નહીં ? કાંઇ કારણ તો આપ ? કંઇ સબબ તો સમજાવ ? જે હોએ તે મને ખુલાસો પુછ, ને હું ખુલાસો નહીં આપી શકું તો પછી આએ બધું તું જે કેહેછ ને કરેછ તે વાજબી છે. મેં તુંને સદા ચાહયો ને સદા સમાલ્યો તેનો આએ નતીજો !"—અને તેણે પોતાનાં કપાલ પર પોતાનાજ હાથે જોસથી એક મુકકી ઘુમાવીને મારતાં વધારયું, "ખુદા કોઇને મારી મીસાલ મોહતાજ અને ઓસ્યાલો ના કરતો." અને કેહવાને અજબજેવું છે કે આ બધી ધાંધલ ધરપચથી ભોલોભટાક બલ્કે હેમક જાલ તો જરા તરખાયો ને જંખવાયો !

તેણે તુરત મનથી સવાલ કરયો કે પેસીએજ મેહેરજી શેઠની બીમારીને તેડું કરયું અથવા કારણ આપ્યું એવો તેની પાસે પુરાવોજ શો હતો? કાંએ નહીં લુચ્છો રાજુ મોટા શેઠને મરતા જોઇ ફકત તેની મેહેરબાંનીમાં ઘુસવા એ બધું તેને બનાવટીજ કેહતો હોએ? રાજુ પોતે નીચ અને કમીનો હતો--અવલમાં પેસીનો પાલેલો ને પંપાલેલો, પેસી જેવોજ નાચીજ ને લુચ્છો હતો એ તો તે પોતાને મોંઢેજ કબુલ કરી ચુકયો હતો, તો પછી આ બધી તેણે કહેલી વાતમાં બી પોલાંણ નજ હોએ એમ માનવાને કારણ શું હોએ?

પણ, બીજા હાથપર, તેણે વળી તુરત યાદ કરયું કે નિરદોશ નેકબખ્ત ફ્રેનીએ કહેલી વાત પણ તેની વિરૂધ્ધ તેટલીજ જતી હતી. હવે ફ્રેની તો ખોટું ના કહે? ફિરેસ્તાઓ જુઠા થાએ, પણ ફ્રેની કદી જુઠી ન થઇ શકે એવો તે માહબુબની નેકીમાં તેને પાક અને ઓસ્તવાર એતેકાદ હતો, ને તેણીએ શું તેની આગળ એ માહા બુરાની સતાવણીઓની બધી વાત અને તેને તેણે કહી દીધેલી જી--રોજીની કેફ્યત નહીં રજુ કરી હતી? તે, તેથી, એકદમ પાછો એ અનુમાનો ને યાદોથી ઉસ્કેરાઇને ગંભીર અને ગુસ્સાબાજ થયો.

"તું મને ઠગી શકવાનો નથી," તેણે તરડાઇને કહયું, "મારી પાસે એક આસામીની જુબાની છે કે મારા ગરીબ પીતાજી પર આએ બિમારીનો નાપાક હુમલો ગાલેબ લાવનાર તુંજ નીચ ને કમીનો છે, અને તેવણ બિચારાને જેવા તેં પટકાઇ પડેલા જોયા તેવોજ તું નહાસભાગ કરી અત્રેથી વંજો માપી ગીયો."

"જુઠું! હરરતું ને ગલીચ જુઠું!" પેસીએ બધા ગુસ્સાના દેખાવથી જમીન પર જોસથી પગ થોકી કહયું. "હું એ બધું સાંભરીનેજ અત્રે આવેલો છેઉં, ને ત્યારે મારો અફસોસ એવરો ને ચોવરો વધેછ કે એક બે બદ્દામના હેલકરી જેવા મરાઠાએ તુંને જે કહયું તે તેં માન્યું!! તે કાંએ નહીં કેહે? ઉગતાને સૌ નમવા તૈયાર થઇ જાએછ."

"તું ત્યારે આટલો વખત કાંહાં ઉતો?" જાલે વળી કંઇક સ્હેજ નરમ થતાં પુછયું.

"કલકત્તામાં," પેસીએ ઝટ જવાબ કરયો. "મોટા શેઠે કલક-ત્તામાં કંઇ ગની બૅંગસનો મોટો સતો ઉઠાવ્યો હોશે તેમાં મોટી ને ગંભીર નુકશાંની આવી જવાના માઠા સમાચારનો એવણુને તાર મળ્યો. એ તાર મળ્યો ને મળ્યો એવણુ અત્યંત ઉશ્કેરાયા એ વાત તો ખરીજ છે. પછી તરતજ મને બોલાવીને ચોકકસ હુકમો આપ્યા ને એકદમ કલકતે જતો રહેવા કહયું. ત્રેનનો એ વખતે કરોકટ ટાઇમ હતો. હવે હું ના કેમ કેહું ? હું તરત નિકરી પડયો અને તે વખતે તો એવણુ ઘણા ઉકેશ્કેરાયલા છતાં તદનજ સાજા-તાજા હતા."

"અને પછી ?"

"હું કલકતા ગીયો ને પોહોંચ્યો ત્યારે ત્યાં તો વાએદો કપાઇ ચુકેલો હતો, ને નુકશાંની મોટી ને ગંભીર ઉતી, એટલે મને પાછો તાર કરવા કે કંઇબી લખવા પોતવા ગમ્યું નહીં, ને મેં તો ટરનર બ્રુકસવાલાઓ સાથે એ હીસાબ કીતાબની ભેજાં-દુખાણુમાંજ દાહરા કાહરી નાંખ્યા. પછીજ મને તો એવણુની બીમારીની, અને તેં કંઇ એવણુની છાતી પર હાથ મેલી ફ્રેનીને પણવાના કસમ લીધા હોશે તે બધી વાતની ખબર પરી, ને ખબર પરી કે હું જીવ નાંખતો તરત અત્રે દોરી આયો, એજ બધી ખરી વાત છે—તું માને ન માને તેની મને કશીજ પરવાહ નથી." —અને જાલના ચેહેરા ઉપરથી તે ચતુર લુચ્ચાએ એક તડાકે વાંચી લીધું કે તે આએ બધી બનાવતથી અરધી ફતેહનો હાથ તો મારી ચુકયો હતો !

લુચ્ચાઓ અને ભોલ્યાઓનો ફ્રેજ એજ થાએ છે. ભોલા પોતાની ભોલાઇની ભલાઇમાં મનાઇ જતાં વાર કરતા નથી, કે જયારે બધી વાતે પુરા એવા બદમાશોને ભોલાઓને પોતાની પક્ષમાં મનાવી લેતાં વખત લાગતો નથી. એ અજબ જેવું પણ તદન ખરેખરૂં ખુદરતનું એક કર્તવ્ય છે !

"વારૂં, ત્યારે તું રાંક ફ્રેનીને સતાવા માટેના તાહરા બચાવમાં શું કહેવા માંગેછ ?" જાલે ધ્રુરકીને પુછયું.

પેસી મોટે રહાદે હસ્યો.

"વરી હજી તે બી માંગતું લેહણું છે ખરૂં કે ?" તેણે કહયું, —અને તે વધતો હસ્યો "એકતું તો જાણે પત્યુ. કમીનો રાજુ જે

તુંને મારી સામે બુરૂં સમજાવવા માંગતોતો તેનો હસાબ ચોખ્ખો થઇ ગીયો. એટલું બી ગણીમત છે. હું તો તાજુબ કરૂંછ કે એ માહા જુરાએ તુંને એમ નહી સમજાવ્યું કે મોટા શેઠને મેં મારે હાથે છરી મારી !"

"છોર એ તારી લભાંસ હવે," જાલે અધીરાઇથી તકાજો કરી કહયું; "ફ્રેનીને તેં બિહીવરાવી, ને તેની આગળ જી--રોજી બાબે મારી જે તેં ગલીચ ચુગલી કરી તેના બચાવમાં તારે શું કેહવું છે ?"

"તું મને એ પુછેછ તેથીજ હું તો અજબ કરૂંછ," પેસીએ નિર્દોષપણાંના દરેક દેખાવ સાથે કહયું. "તું કાંઇ દીવાનો તો નથી થયો ? એ શું તું બીડમાંના કુત્રા જેવી વાત લાયોછ ? એ તો ખાઉં ખાવા દેઉં નહી તેવોજ ત્યારે હસાબ થયો ! ! તું કંઇ બખે બેરીઓ તો નથી પણુવા માંગતોની ? હું પ્રમાંણીકપણે કબુલ કરૂંછ, જાલી ડીઅર, કે વ્હાલી ફ્રેને હું વરસોથી છુપો ચાહતો હતો, પણ જયારે મેં જોયું કે તે તુંને ચાહતી હતી, ને મુરબીજી કાકાજીનો પોતાનો વિચાર બીં તમોને બેઉનેજ એક કરવાનો ઉતો, ત્યારે હું મારાં ઓશ્યાલાંપણાંપર હાએ મારીને તારો રસ્તો મોકલો રાખવા પુરતા અદબથી ઝટ પાછો પરયો, ને મારાં દીલના દુઃખ કે ફરયાદનો ધુંવો વટીક મેં મારા હોઠ બાહાર કદી ફટકવા દીધો નહીં."

"વારૂં પછી ?"

"પછી ! પછી શું પુછેછ ? પછી તેં તારેજ હાથે એ બધો મામલો ઉલટાવ્યો, ને મને ફ્રે વ્હાલી આગળ મારી દાવાદારી હીંમતથી રજુ કરવાને છુટો કરી આપ્યો. હું કબુલ કરૂંછ કે ફ્રેનીને મેં જી— રોજની વાત જરાતરા કહી દીધેલી છે, પણ મારી નાઉમેદીનો ખ્યાલ કર ને મારી જગ્યે તું હોતે તો તું બી એમજ કરતે કે નહીં તે દયાથી ને ઇનસાફથી વિચારી લે. તારી તો બિચારાની હાલત મારા કરતાં હજારો દફા નબેહેતર છે, ને હું અફસોસ કરૂંછ કે જયારે તુંને મારી સલ્લાહ ને મદદની ઘણીજ જરૂર ત્યારે મને તારી છાતીમાં સપોવવા ને તારી બાજુમાં સંઘરવાને બદલે તું મને હાથ ઉગામીને એમ સાંબો છુંદી નાંખવા નિકળ્યોછ. વિનાશ કાળે વિપરિત બુદ્ધી તે એ !"

જાલ ચુપ રહયો. તે શું કહે? શું પેસી જે કેહતો હતો તે બધું ખુદા—વાજબી ને ખરૂં નહીં હતું?

પેસી બાપડાએ તાબરતોબ, ત્યારે, જાલની એ નમતી નબળાઇનો વધતો લાભ લીધો.

"મારો કંઇજ અપરાધ નથી, જાલી," તેણે અસરકારક રવેસે કહયું. "મેં તો મારા લોભ ને લાભ પર બી તારે વાસ્તેની મારી ભલાઇને ફાવવા દેવા ઘણું ઘણું કીધું. તુંને યાદ છે? જી—રોજીને વાસ્તેની ચાહોમ ખોહારીમાં અપંગપણે નહીં જીપલાવા થકી મેં કેટલી રવેસે તને મનાવ્યો ને સમજાવ્યો હતો? યાદ છે, જાલી, વ્હાલી ફ્રેની સાથની તારી અદરાયલી હાલતની ઉપરાસાપરી તને નિલગીરીઝમાં યાદ વટીક આપી આપીને એ ખાનાખરાબીથી બાઝ આવવા મેં કેમ કેમ વીણવ્યો હતો તે? ગેરઇનસાફી ના થા, દાનાઇથી બધો દરયાફ્ત કર, ને પછીજ ખરાં ખોટાંનો તોલ કર. આપરા વચ્ચે વેર પરાવા તો જણે જણ તૈયાર થશે—ખરાં ને ભલાંનાં દુશ્મન આખી જગત હોએછ, પણ તેથી તું કેમ એવો ઉલ્લુ ગધેરો થવા તૈયાર થઇ શકેછ?"

—:o:—

## પ્રકરણ ૧૫ મું.

જાલ તો આ બધી તાણ્ણાજાણ્ણી સાંભળતાં સાંમો છેકજ જખવાણો થયો! હવે તે શું કહે? પેસી જે કેહતો હતો તે બધું તદનજ ખરૂં હતું. તે જી-રોજી સાથે અદરાઇ ચુકયો ને દુન્યા ઉલટપુલટ થાએ તોબી જી-રોજીનેજ પરણવાનો પોતાનો મુસ્તકીમ એરાદો તેને કહી સંભળાવી ચુકયો હતો, તો પછી પોતાનો દાવો ગમે એ રવેસે ફ્રેનીનાં મનપર થસાવામાં તે ખોટો કેમ કેહવાએ?

"મને તારો દોસ્તીમાં હાથ આપ પાછો, જાલી ડીઅર," તે સીપલાસખોરે હવે જાસ્તી ચાપલુસી કરી, "કે હું જાણું જે તારૂં હંમેશનું દયાળુ ને ઇનસાફી દીલ હવે મારે વાસ્તે જરા બી કપટ કે ગુસ્સો ધરાવતું નથી. તું અસલથીજ ઇનસાફી છે. મને તારાં દીલની સાદાઇ ને ભલાઇમાં હંમેશનો વિશ્વાસ છે."

પણ જાલે હાથ આપ્યો નહીં. તે હજી પેસીના બાબમાં શું કરવું ને શું ધારવું તે માટે કોઇ નક્કી સેવટપર આવી શક્યો નહીં. તે દીલનો ભોલ્યોજ નહીં પણ ખરેખર ઇનસાફી ને દયાળુ હતો, ને રખેને શાહદતોના ગેરઇનસાફથી તે તેને કશો બી ગેરઇનસાફ કરતો હોએ તેનો તેને ખરાં દીલનો ડર થયો. શું બધાં ભુલજ કરતાં હતાં? શું બધાં એ બિચારાને ભુલભરયાં અનુમાનોથી જુઠોજ અપજશ આપતાં હતાં?

“વ્હાલી ફ્રેનો કશોજ દોષ નથી,” પેસીએ કાંગલો થવાનું જારીજ રાખ્યું; “તે પાકજાદ માહબુબ તુને એવી દીલોજાનીથી ચાહેછ કે મને તેણે એમ સખતપણે હરકાટી કાહરયો તે બાબે હું કશીજ રીતે અજબ થતો નથી. ઓર હું તેનો એ મોટો સદગુણ વખાણુંછ, ને વેર લેવાનું વિગેરે તારી વિરૂધ્ધનું હું મારાં દીલની હેમક ઉરકેરણીઓ વચ્ચે જે જે તે વખતે તેની આગલ બોલી ગીયો તે વાસ્તે હું પસ્તાવોથી જલી ને લજવાઇને મરી જાઉંછ; પણ તે વખતે મારી હાલતજ એક દીવાનાની ઉતી. મારી હાર ને હીણપસ્તીના ચચરાત વચ્ચે હું શું બોલતો ને શું કેહતો હતો તેનું મને ભાંણુજ રહયું નહીં, અને તે બિચારી પોતાની પાકીજગી વચ્ચે ફક્ત એટલુંજ જોઇ ને માની શકી કે હું તેને ખોટે રસ્તે ઉતારવા તેને ખોટું કહી ભમાવતો હતો, ને તારી ફક્ત નિંદા કરતો હતો! હવે, તેથી, તું જી—રોજી સાથ પરણી જાએ ને ફ્રે પોતે મને પોતાની ભુલ જોઇ પાક્રો ઇનસાફ આપી શકે ત્યાં વેર મારે ખામોશી અખ્ત્યાર કરવીજ પડશે. બીજો ઉપાય શું? તું વ્હાલા બિરાદરને ખાતર હું એ બિચારીની હડધુત ને અપજશ ત્યાં સુધી તો મુંગે મોહરે ખમી જવશ. તારાથી મને કશુંજ આએ દુન્યામાં વધારે વ્હાલું નથી.”

“હું ત્યારે તુંને મારો હાથ આપુંછ,” દોસ્તીની શેકહેન્ડમાં સાદાઇથી તરત તે માહામુજીને પોતાનો હાથ સપુર્દ કરતાં હેમક જાલે કહયું. “એક વખત મને એમ લાગતુંતું કે આપરે મલશું તો હું તુંને જીવતો જવા દેવાનો નથી, પણ હું હવે મારી ભુલ જોઉંછ ને પસ્તાઉંછ.”

“એમાં તારો કંઇજ કસુર નથી, વ્હાલા જાલ,” પેસીએ કહ્યું. “તારી જગ્યાએ હું હોતે તો હું બી એમજ વરતતે. નિમકહરામ

રાજુએ તારા ઘણા કાન ભરયા, પણ મુવો તે! તે કાંઇ મારો મારે ખબર લેવા જોગ હમનબર્દ કેહેવાએ? તેને મેં એક વખત મોટા, શેઠના હીરાનાં બટનની ચોરીમાં પકરયો હતો, ને પછીથી ખબર કાહારતાં આગલ એ એવીજ એક ગંભીર તકસીર મારે જેલમાં બી જઇ આવેલો છે એવી મને બાતમી મલેલી, તેથી એ મોંહરે મરવત ને પેટમાં કરવત રાખી મારી સાથ તે પછીથી સદા વરતતો હતો. એ મારીથી તે દાહરથી બીહી ધ્રુજી રહેલો છે, ને જોકે એનાં પગ-પાંણીથી મેં તો એને માફ કરી જતોજ મેલ્યો, તોબી જેની બુન્યાદ નીચ તેનાં કીધાં કરમ બી આયંદે નીચજ પુરવાર થાએ કેની?–પણ હવે જવા દે એ મુછીની વાત, ને મને રૂખસદ કર."

"કાંએ, તું જતો રેહવા માંગેછ?"

"હા; તારાં મનનું હું અત્રે આવી સમાધાન કરી શકયો તો હવે અત્રે થોભવાની કે બીજા કોઇને મલવાની મને કશીજ પરવાહ નથી," પેસીએ કહયું. "હું તો ફકત કાકાજીની ખબર લેવા ને તુંને મલીને બધું સ્રેટ કરવાજ આયોતો. સારાં નસીબે મને કોઇએ તારી પાસ આવતો જોયોજ નથી, એટલે ચરચા કરાવ્યા વગર હાલ તો હું પાછોજ જવશ ને એટલાંમાંજ કેથે રહી જવશ. મારૂં કામ પરે કે કશી બી સલ્લાહની જરૂર જણાય તો તું બીરાદર મને બેલાસક બોલાવજે. હું તુને મારૂં એદ્રેસ મોકલસ."

"પણ ત્યારે અહીંજ કાંએ નહીં રહી જતો?"

"નહીં. આએ બધી તારા તરફની બાતમી મલ્યા પછી તો બચ્ચીતજ નહીં," પેસીએ ઠરાવથી કેહતો હોએ તે ઢપે જવાબ કરયો. "અવલ તો વ્હાલી ફ્રેનાં મનનું મારે વાસ્તે સમાધાન થતાં સુધી તે માહબુબ સાથ રૂબરૂ થતાં મારી છાતી ધ્રુજેછ, અને બીજું તો એ કે પેલો હયાનતનો કુત્રો રાજુ જો મારી સાંમો આવી જશે તો કદાચ માહરૂં લોહી તપી આવશે, ને હું તેનો ગુનકોથરો કરી નાંખશ, જે જાતનો ફેસાદ હાલની કાકાજીની આવી બારીક હાલત વચ્ચે અત્રે થવો ઘટે નહીં. હવે તું ફકત મને તારી વાત કેહે કે હું ચાલતો થાઉ. હું તારે વાસ્તે બહુજ ફીકરમંદ ને ચિંતાતુર છેઉં."

"પણ તું કાકાજી આગળ જવાજ નહીં માંગતો?"

"શું ફાએદો? તેવણુ બિચારા થોરા શુધ્ધીમાં છે જે તેની વાત?" પેસીએ આગ્રહ કરયો; "ઉલટું તેવણુને એવી હાલતમાં જોવાથી મારાથી રરી પરાશે તે બી ઠીક નથી થવાનું."—અને એટલામાંજ તેણે આંખમાંથી આંસુઓ ખંખેરી નાંખ્યાં, જે જોઇ જાલપર તેના લાભમાં ઘણીજ વધારે ગંભીર અસર થઇ.

"હવે કંઇ તું તારે પોતાને વિશે મને કેહવા માંગેછ કે નહીં?" મતલબી પેસીએ પાછી તલબ કરી; "તારી ખુશી હોએ તોજ કેહે. જી—રોજીને વાસ્તે શું ધારયુંછ? હું તો તુંને મનસ ફીથી કેહુંછ કે તુંને કાકાજીની છાતીપર હાથ મેલાવીને એવા કફોરા ને અધરમી કસમ આપવા ખાતર વાહડયા સોલીસીટર પર મને તો અત્યંત ધિક્કાર છુટેછ. તેણે એમ કરતાં શરમાવું જોઇતુતું. તારી તો બિચારાની હાલત એ મુજબ હદ વનાની સુરી વચ્ચે સોપારી જેવી થઇ પરેલી હોવી જોઇએ?"

"હા, તેમ છે ખરૂં, પેસી," જાલે ગમગીનીથી કહયું. "મને કંઇજ સુઝતું નથી. હું કેમ એ કસમ લેવા જેવો ગધેરો થઇ શકયો તેજ મને સમજ પરતું નથી. હું જાણે ઉંઘમાં કામ કરતો હોઉ તેવી તે વખતે મારી હાલત થઇ પરીતી! તુંને તો ખ્યાલ બી નહીં થઇ શકશે. મુસ્કેલી તો એ છે કે બિચારી ફ્રેને હવે સમજાવવી ને ખરી હકીકત કેહવી તે કેમ?"

"પણુ તું તો હજી જી—રોજીનેજ સાચ્ચો રેહવા માંગેછ કે?"

"તે તું શું મને પુછી બી શકેછ? મારી ગરીબ જી—રોજી!" તે બલાપાથી બોલ્યો. "મારાં દીલના દુખનો હાલ એકલા મારા ખુદાનેજ રોશણુ છે."

"મારો ગરીબ જાલ!" પેસી ઘણીજ દીલસોજીથી તેને પેટમાં ચાંપી પટપટયો.

જાલ તે પછી ઉશ્કેણીથી તે ઓરડામાં ફેરા લેવા પડયો, અને તેમ કરતાં થોડોક વિચાર કરી લઇ તે થોભી જતાં બોલ્યો, "તારો શું વિચાર છે, પેસી? મારે શું કરવું ને કેમ વરતવું? હું નહીં ધારતોતો કે આએ રીતે ફરીથી મને કદી બી તારી સલ્લાહ સોધવી પડશે; મગર ખેર, એ નાપસંદ ગેઇગુજરી જવા દે, ને તું મને

આગલ માફક સલ્લાહ આપ કે મારે હવે શું કરવું ને કેમ વરતવું ?"

"અવલ તો તુંજ મને કેહ કે કાકાજીની છાતીપર હાથ મેલીને લીધેલા તારા કસમ બાબે તું પોતે શું ધારેછ ?" પેસીએ પાકકું કરી લેવા માંડયું; "એ કસમ બાઇન્ડીંગ છે કે ? પેલો વાહડયો ઘણો કાફર છે હો ! એણે કીધું હોશે તો કાંઇ કાચું પોચું તો નહીંજ કીધું હોશે !"

"હજાર પાકકું કીધું હોએ તોબી શું થયું !" જાલે તુચ્છકારથી કહ્યું. "એવા સંજોગના કસમ તે ખરા કસમ કેહેવાએજ કેમ ? એવાં અધરમી દબાંણમાં લેવાયલું કામ કદી બી લીગલ નહીં કેહવાશે."

"યુ આર કવાઇટ રાઇટ," પેસીએ ઝટ જુસ્સાથી ટેકો આપ્યો.

"મને ફકર ફકત ફ્રેનીની છે; બીજા કોઇની કશીજ ફકર કે દરકાર નથી," જાલે આગળ સમજાવ્યું. "એ બીચારી રાંક છોકરીનું દીલ ખચ્ચીત તુટી જશે. એ કાંઇ એવી રીતે મને એટલા બધા પાક વિશ્વાસથી ટ્રીટ કરેછ કે એને ખરી હકીકત કેમ કેહવી તેજ મને સમજ પડી શકતું નથી !"

પેસી હવે ઘણો ગંભીર વિચાર કરતો દેખાયો.

"વૅલ," તેણે વિચાર કરી લઇને કહ્યું, "તેં મારી સલ્લાહ માંગીછ, ને મારે તે પ્રમાણીકપણે તને આપવી જોઇએ, કેમજે હું જોઉંછ કે મામલો ખરેખર ઘણો જીવસનોસત ને ગંભીર છે; પણ તુંને મારી સલ્લાહ ગમશે ?"

"બોલ તો ખરો ?"

"મારૂં બોલેલું તુને નથી ગમવાનું ને અમથી વરી પાછી આપરી દોસ્તીમાં ખલલ પડશે," પેસીએ તમામ ભલાઇ ને નિર્દોશતાના દેખાવથી કહ્યું, "જોકે ખરૂં કેહુ તો તું જી—રોજી સાથે પરણી જાએ ને ફ્રેની મારે ફાલે ફાજળ પરે તેમાંજ મારી ભલાઇ છે, પણ મારી ફરજ ઉપર મારા અંગત લાભ કે ભલાઇને કદી બી ફાવવા દેવા જેવો હું નીચ નથીજ. હું તો, તેથી, તુંને હજી બી સખત ભલામણ કરૂંછ કે એ ફુલવારાની પોરીનો ખ્યાલ તું એકદમ ગારતોજ મેલ; તેનામાં એટલું બધું બરયુંચજ શું ?"

"ચુપ કર, પેસી," જાલે મોટા ગુસ્સાથી કહયું; "તેને માથું લાગે એવું તું કંઇબી બોલશે તો આપરા વચ્ચે તરતજ પાછો મોટો ટંટો થઇ જશે."

"તે તો હું જાણતોતોજ; તે તો હું કેહતોતોજ," પેસીએ જરા હસીને કહયું,—અને પછી નાચારીનો મોટો દમ ખેંચી કહયું, "વૅલ, જ્યારે એમજ છે ત્યારે કાંટાનું કતેસર અમથું વધારયા ના કર. તું તો એમજ કેહવા માંગેછ કેની કે ગમે એવા ભોગે બી તું તો એ તારી જી—રોજી સાથેજ પરણવાનો?"

"એક હજાર વખત હા," જાલે જુસ્સાથી કહયું; "આખી દુન્યામાં એનો મુકાબલો હું જોવાનો કે જોઇ શકવાનો નથી, ને એના વગર બીજા કોઇને, તેથી, હું કદી બી પણવાનો નથી."

"વૅલ ડન, માય બૉય," પેસીએ તેની પીઠ ઠોકી તેને વધારી આપ્યો; "એ તારાં પ્રમાણીક દીલની નેકી ને સાદાઇની ગુવાહી છે—જોકે મને તો એ ગમતું નથીજ. વૅલ, ત્યારે હવે હંબગ કરયા કરવામાં સાર નથી. મારી તો ત્યારે તને ભલામણ છે કે તું ચાર છ દાહરા તે તરફ પાછો જઇજ આવ, ને એકદમ વગર ધામધુમે ને સાદાઇથી પરણીજ લે. તેજ ઠીક પરશે. પછી ભલે ફ્રે બધું જાણે. પછી તે એટલી જખમાશે નહીં ને નવો ઝઘરો બખેરો કશો બરપા થશે બી નહીં. કેમ, એ સલ્લાહ તારાં ધ્યાનમાં ઉતરેછ? દુરસ્ત છે?"

"તદન દુરસ્ત છે," જાલ તરત એકમત થયો; "મારો બી એજ એરાદો હતો ને છે."—અને એ રીતે કંગાલ પેસીએ આવીને હેમક જાલની કમનસીબી સાંબી સીતાબી સાથે જાણે સીલ કરાવી આપી!

—:o:—

## પ્રકરણ ૧૬ મું.

"તું કયારે જવા ધારેછ?" પેસીએ પુછયું.

"હું આવતી કાલે જવાનું નકકી કરી ચુકયોછ," જાલે સમજાવ્યું, "અને તારી બી એજ સલ્લાહ છે ત્યારે તો—"

"હં: ખબરદાર, માઇન્ડ," પેસી ઝટ હાજરજવાબીથી પાછો વચ્ચે ડોકાયો; "મારી કંઇ એ સલ્લાહ નથી. મને તું નાહકમાં લોકોમાં ખાસરાં ખાતો ના કરતો. મારી સલ્લાહ ને ખરાં દીલની સલ્લાહ તો તારે ફ્રે સાથે પરણી જવાનીજ છે, પણ જયારે તું માનતોજ નથી ને કબુલ કરતોજ નથી ત્યારે હાલના એ બધા અતી કફોડા સંજોગોમાં સૌથી સારૂં જે કરવાનું છે તે એજ છે એવું ફકત મારૂં કેહવાનું છે, કેમજે હું સદા તારાં ભલાંમાં છેઉં"

"હું તે સહમજુંછ, પેસી, તું જે કેહવા માંગેછ તે બધું હું બરાબર સહમજી ગીયોછ ને એ તારી નેકી હું વખાણુંછ," જાલે ખરાં દીલથી જવાબ કરયો. "મને તારી સલ્લાહમાં ઘણો વિશ્વાસ ને હીંમત આવેછ. નિલગીરીઝમાં બી મને તારી મદદ કે સલ્લાહની કંઇ જરૂર પરશે તો હું તુંને તારી સાઇકલીંગ કલબમાં તાર કરી ત્યાં બોલાવી મંગાવશ.

"હજ્જાર વખત; બેલાસક; સુખેથી," પેસીએ માંથું નમાવી તથા છાતીપર હાથ મેલી, એક નાટકના એકટર મીસાલે, સાધુ સંનની અદાથી ચીંગીમીંગી આંખો કરતાં કહયું.

"હવે ત્યારે મને ખરાં ખોટાં અનુમાનો વાસ્તે તું માફ કરજે," જાલે ખુલ્લાં દીલથી તેની દરગુજર ચાહતાં વિનંતી સાથે કહયું; "તારા ખુલાસા પછી બધું હું જુદીજ લાઇટમાં જોઇ શકુંછ. હું જોઉંછ કે હું તારા સંબંધમાં બેશક ઘણો ઉતાવળો ને બેવકુફ થયોછ. તું મને માફ કરશે કેની ?

"દીલોજાનથી; તું તો મારો મુરબ્બી છે. તું તો મારો બાપ છે," પેસીએ ચાપલુંસી કરી,--અને હુમક જાલે ભોલાઇમાં તરત માન્યું કે એ "મુરબ્બી" ને "બાપ" નું તેનું બેમાણ બધું ખરાં દીલનાં હેતનુંજ એક પરીણામ હતું !!

"હવે તું રાજુને કે ફ્રેનીને બી હાલ તો કશુંજ કેહતો ના," પેસીએ માંગી લીધું. "આપરે મલ્યાછ ને હું અહીં આવી ગીયોછ એમ બી કોઇને જાણવા દેતો ના. હું ખાલી ખતાસ વધારવા ખુશી નથી. કજયાનું મોંહરૂં કાલું."

"પણ તું શું એમ કેહવા માંગેછ કે કોઇએ તુંને અહીં આવતાં સુતલગ જોયોજ નથી ?"

"મેં તુંને કહયુંની જે કોઇએજ નહીં ?" પેસીએ પકકાઇથી જવાબ કરયો. "હું તુંનેજ પેહલાં એકાંતમાં મલવા માંગતોતો; હવે તું આએ બાગમાંનું બારણું ઉઘાર કે હું અહીંથીજ સટી જવશ." અને જાલને બી એ દરખાસ્ત ગમવાથી તેઓ ચાંપીને શેકહેન્ડ કરી, એકમેકથી પુરતા અને પુશ્કલ રાજી થયલા, અંતે છુટા પડયા.

તે પછી બીજે દિવસે શનીવાર હતો, ને ૧૧ વાગને નિલ્લગીરીઝ જવા નીકળી પડવાનો જાલનો એરાદો હોવાથી તે સહવારના સકાલે ઉઠયો, ને એક તડાકામાં નાહી ધોઇ તૈયાર થઇ પોતાના બીમાર બાપની ખબર લેવા દોડયો.

તે ડોસાજીનો જેનો તે હાલ હતો. ડાકટર બી હવે તો સુવા પોતાને ઘરે જતો હતો, ને એકીવારે બબે ઉંચી તાલીમ પામેલી યુરોપ્યન નર્સો થોડે થોડે કલાકને અંતરે ખીદમત કરવા બદલાયા કરતી હાજર રેહતી હતી

"કેમ છે, નર્સ ?" જાલે વડીને પુછ્યું.

"કંઇજ ફેર નથી, સાહેબ," તેણીએ જવાબ કરયો; "જે છે તે છે. બ્રીધીંગ ઘણું નબલું પણ તદ્દન રેગ્યુલર છે. હાર્ટ બી હજી સારૂં છે. એમ કદાપી હજી, હું તો ધારૂંછ જે, મહીનો પંદર દાહડા બીજા બી નીકળી જાએ!"

જાલને એ સાંભળતાં ઘણી ધીરજ ઉપજી. તેમ થાએ તો કેવું સારૂં કે તેટલાં તો જી—રોજીને પરણીને નીરાંત સાથે તે પાછો ફરી શકે! તે જાએ ને અહીં ડોસો તાકો ધડી કરે, ને તે પાછો આવી શકે તે પેહલાં તેને જો અવલ્લમંજલ્ર પુગાડવો પડે તો વારેસબેટા તરીકે એ તેની સ્ટુપીડ ગેરહાજરીથી લોકોમાં તેને અતી ઘણું શરમાવાનું થાએ તેની તેને ઘણી ગંભીર ફીકર થતી હતી. વળી કદાપી તબ્યત ઝોંક ખાએ ને તેને અધરયાત પોતાનું કારજ સરવા પહેલાં તે અધુરૂં નાંખી પાછું ન્હાસી આવવું પડે તે માટે બી તે પોરયો ધ્રુજયા ધપકયા કરતો હતો; અને તેથી નર્સે જે અભિપ્રાય આપ્યો તે સાંભળી તેને કેટલીક હદ સુધીની ધીરજ મળી.

"તમારી ખાત્રી છે, નર્સ ? તમોએ આગળ એવા કેસીસ કોઇ જોયલા કે અનુભવેલા છે ?"

"મારા વીસ વરસના લાંબા અનુભવમાં એવો કોઇ કેસ મારા હાથ હેઠળ આવ્યો નથી, સાહેબ," તે નર્સે જવાબ કરયો, "પણ લકવાના જે જુદા જુદા કેસીસ થાએછ તેમાંનો આએ એક છે. હું તો એવણની સામાન્ય હાલત જોઇને કેહી શકુંછ કે એમ ને એમ હજી મહીનો પંદર દાહરા એવણ સાહેબ આસાનીથી કાહરી નાંખશે."

જાલનો ચેહેરો એ સાંભળતાં ખુશીમાં ખીલી રહયો.

તેણે તે મરવા સુતેલા વાહલા વાલીદના ફીકકા ચેહેરાપર ટીકી ટીકીને જોયું, ને તેની આંખોમાં આંસું ઉભાઇ આવ્યાં. તદન મોહોત જેવીજ તે શાંતી ને ગંભીરતા હતી. એક વા જેવા છીણા તારપર વાવલો વળગી રહયો હોએ એમ દેખાતું હતું!

"હું ઘણીજ જરૂરનાં કામે એક ટુંક મુસાફરીએ જાઉંછ," જાલે ઓશકાતાં શરમાતાં નર્સને કહ્યું; "મને પાછો ફરતાં કદાપી આંઠ દસ દાહરા લાગી જશે."

"એટલી બધી જરૂરનું કામ છે?" નર્સે તાજુબીમાં આંખ ફરકાવી પુછયું; "હમણાં એવણને એવી હાલતમાં મુકીને નહીં જાઓ તો સારૂં."

"મને જયાં વગર ચાલે એમ નથી," જાલે વધતો લજવાતાં જવાબ કરયો,—અને તે જવાબ કરતાં તે છોકરો નર્સના ચેહેરા ભણી વટીક હીંમતથી જોઇ શકયો નહીં!

"વૅલ, ત્યારે જઇ આવો," તે નર્સે નાંખતીથી કહયું. "હું ધારૂંછ જે એકાદ અઠવાડયાંમાં પાછા ફરો તો ચાલશે. એક અઠવાડયાંમાં તો આવશોજ કેની?"

"ખચ્ચીતજ," જાલે જુસ્સાથી જવાબ કરયો,—અને પછી તે વળી પોતાના વ્હાલા બાપનાં બદન પર વાંકો વળ્યો. એજ વખતે ચઝદાંની દયાથી તે ડોસો હોસમાં આવ્યો, ને તેણે પોતાની લોહી વનની આંખ ખુલી તેને જોયો.

તે એમ અવારનવાર થોડી થોડી મીનીટ હોસમાં આવતો ને પાછો બેહોસ થતો હતો. ડાકટરો તે બીચારાને હોસમાં લાવી શકતા ન હતા—તે પોતેજ સાવધ થતો હતો.

જાલ ઘણીજ ખુશીમાં તે પ્યારો ચેહેરો જોઇ રહયો, ને તેણે વાંકો વળી તે બરફ જેવાં ઠંડા કપાલપર એક લાંબી ચુમી લીધી.

તે મરતા ડોસાને તે ઘણુંજ સુખકારક લાગ્યું ને ગમ્યું હોએ એમ તરત દેખાયું. તેણે કાંઇ તેવાંજ હેતની કીસમે જાલ ભણી ધારીધારીને જોયું.

નર્સ બી તે તુરત જોઇ શકી. "એવણ તમોને ઓલખી શકેછ." તેણીએ રાજી થઇને કહયું;—અને પછી તરતજ થાક ન સેહેવાઇ શકી હોએ તેમ તે ડોસો પાછો બેહોસ થઇ ગયો.

એ પછી બી જાલ ફરીની એક એવીજ મીલાકાતની આર્જુમાં તે પલંગ પાસે નજદીક એક કલાક તક ખોટી થયો, પણ તે પાછો નહીંજ જાગ્યો, ને તેનો ઉપડી જવાનો વખત થવા આવ્યો હતો ત્યારે નાસતો તૈયાર હોવાનું ફ્રેનીએ કહી મોકલ્યું તેના જવાબમાં ફરી એક વાર તે ટાઢાં કપાલ પર ઘણાં હેતની એક ચુમી લઇ તે છોકરો તે સીકરૂમમાંથી બાહેર નિસરયો.

નાસ્તાને માટે રાજુ કેહવા આવ્યો હતો, અને તેને જોતાંજ જાલને તેના પર મસ તિરસ્કાર આવ્યો હતો. તે પોતે લુચ્છા અને મતલબી પેસીની અસર હેઠળ પુરો આવી ગયો હતો. એમ છતાં તે તાજુબ કરતો હતો કે પેસી આ ખુરા મરાઠાનું એટલું માન રાખતો હતો, ને તેના જોડે "ખતાસ વધારવા" ખુશી ના હતો!

તેણે તેને (રાજુને) મોંઢેથી કશો જવાબ કરયો નહીં. ફક્ત અધીરતાના એક એસારા સાથે હું આઉંછ એવું સમજાવી તેણે તેને પોતાની હજુરમાંથી હાંકી મેલ્યો.

પેલા હાથ પર ફ્રેની, નાસ્તાની ટેબલ પર, પોતાના વ્હાલાની વાટ જોતી ખોટી હતી. નાસ્તો ઠંડો પડતો હતો.

"સાહેબજી ફ્રે; હું સહવારથી પપા આગલ ઉતો," નાસ્તાની ટેબલ પર આવતાં ને ખુરસી લેતાં જાલે કહયું; "ખુદાની બક્ષેસથી આજે ઘણા સારી પેઠે છે. મને હમણાં તો બરાબર ઓલખ્યો! નર્સ ધારેછ કે એમ ને એમ કેટલાંક અઠવાડયાં જીવશે."

"ખુદા કરે ને કેટલાંક વરસો આપરે માંથે જીવે," તેણીએ ગરમ દીલસોજીથી જવાબ કરયો, અને જાલને લાગ્યું કે તે જરા

બેદીલ હતી. ગઇ રાત્રે તેણે એકદમ લગન કરાવી નાંખવાની તેણીની દરખાસ્ત ઘણાં ધાટકીપણે તરછોડી કાઢી હતી, અને વળી અચબુચ નિલગીરીઝ ઉપડી જવાના તેના અજબ જેવા એરાદાનો સબબ તેને પવિત્ર એખલાસ કે પાક વિશ્વાસથી કહયો ન હતો તે બાબે તે મધુરીનું દીલ દુખાયલું પ્રગટ દેખાઇ આવતું હતું.

જાસે, એમ છતાં, જાણે તે જોયુંજ ન હોએ યા તો તેનો બાએસ સમજયોજ ન હોએ તેમ અખાડા કરયા.

"એવણ જીવશે તો બધાંતું ભલું છે," ફ્રેનીએ લાગણી સાથે જારી રાખ્યું; "મુવાં કપટીઓને કોઇ બી રીતે ફાવવાનું તો નહીં મલે?"

"તું કોણુને—આપરા પેસીને વરે બોલેછ?"

"હાસતો; મુવો પાપી! 'આપરો પેસી' શાંનો તેને કેહોછ?"

"મને લાગેછ, ડીઅર, કે આપરે તેને ઘણો અપજશ આપ્યેછ," જાસે સમજાવ્યું,—અને ફ્રેનીએ મોટી તાજુબીમાં ચમકીને તેના ભણી જોયું।

"એક કમીના મરાઠાની નહીં માનવાલાયક જુબાનીથી આપુને તેની વિરૂદ્ધ એમ એકદમ દોરવઇ જવું નહીંજ જોઇએ."

"ઓ જાસ, એ તમુને દુશ્મેનને શું થયુંછ?" ફ્રેની ફફડી ઉઠી, "આજે તમે તે મુવા પાપીની તરફેણ ને બચાવમાં બોલોછ? આપરે થોરૂં રાજુનીજ જુબાંનીથી તેની વિરૂદ્ધ મત બાંધ્યુંછ! મને બી તેણે સતાવેલી છે તે તમો ભુલી જાઓછ શું?"

"તે કાંઇ ઘણો વાંક નથી, વાહલી," હેમક જાસે વધારે ખસ્યાંણો દેખાતાં છબરડો કરયો. "તારે વાસ્તેના પોતાના પ્યાર—"

"પ્યાર? એમ જાણીને કે હું તો તમોને ને તમોનેજ મારો બધો જાન સ્વાધીન કરી ચુકીછ!" અને તેવા એકના બચાવમાં જાસ બાંહેધરી કરે તે ખ્યાલથીજ તે સુંદરીની આંખોમાં મોતી સમાન આંસુઓ ઉભાઇ આવ્યાં.

"તુ બુરૂં માનેછ, ડીઅર?" જાસે તરત માંફી માંગી: "મને માંફ કર. મને તો જે પ્રમાણીકપણે લાગેછ તે હું કેહુંછ. એમાં તારે એટલો જીવ દુખવવા જેવું છેજ શું?"

"હું હવે તેનું મોનું જોવા કે તેને લગતી વાત થયલી સાંભળવાનું બી સાંખી શકતી નથી, જાલી," ફ્રેનીએ પ્રમાણીક કંમકમાતથી કહયું; "લેઓ, કાફી ઠંડી થઇ જાએછ."--અને પછી જાલની પ્લેટમાં વધારે નાસ્તો પોતાના પ્યારા હાથોએ પીરસતાં તેણીએ ગમગીન અદા ને શોકાતુર અવાજે પુછયું, "પછી આજે નિલગીરીઝ સધાવોછ ખરા કે?"

"હા, ડીયર, હું બધી તૈયારી કરી ચુકયોછ," જાલે તેના ચેહેરા ભણી જોવાની હીંમત કરયા વના કહયું.

"પણ એટલું બધું જરૂરતું એ તમારૂં કામ છે?" તેણીએ પાછું પુછયું; "તમો સધાવશો પછી એકલી હું પપાજીની બીમારીના આવા મોટા જોખમ વચ્ચે શું કરી શકશ?"

"હું જલ્દીજ પાછો ફરશ," જાલે સધ્યારો આપ્યો;—અને પછી કાફી સીપ કરતાં વધારયું, "મારૂં કામ ઘણીજ જરૂરતું છે, મગર લંબાએ એવું નથી. વળી તું મને તાર કરશે કે તાબરતોબ બધું પરતું મેલીને બી હું પાછો અતરે આવવા નિકરી પરશ. તું વ્હાલી કશીજ ફીકર ના કર."

ફ્રેનીને ઘણું દુખ લાગ્યું. તે પોતાના "જરૂરના કામ,"નો ખુલાસો હજીએ ન કરતો હતો તેથી તે ઘણી નારાજ થઇ, અને પેસી જેને તે મળતાં સાથે જીવથી મારી નાંખવાનું ગઇ કાલ સુધી તો કેહતો હતો તેવા એક અધરમીના બચાવમાં વળી તે આજે બોલેલો હોવાથી બલતામાં ઘી હોમાયુ હતું. તેની એ બધી "ફરેલી નૈયત" જોઇ તે નાજનીન માહા દુખ પાંમી.

વર બૈયર તરીકે તેણી તેનાં દરેક સુખદુખમાં શરીક હતી, અને તેથી તે "જરૂરના કામ"ની જરૂર તેણીથી છુપાવવાની તે જે જુદાઇ દાખવતો હતો તે બેજરૂર ને ગેરવાજબી હતી એમ તેણીને મજબુતીથી લાગતું હતું. એમ છતાં એટલું તો ખરૂં કે તેણીને ખરી વાતનો તો એક વેહેમ કે સ્વપ્નો પણ થયો નહીં. તે તેને તમામ પ્રંમાણીક આચારવિચારનો, રગેરગ એક લાયક અને ઉમરાવ તબેહનોજ જવાંન હજીએ જાણતી હતી.

ઘણોક વાર એ પછી નાસ્તો બંનેએ ગુપચુપ લેયા કીધો. બંને અણમન્યું જમતાં હતાં. બેઉને ભુખ કે રૂચી ન હતી. એકમેકને ખાતર બેઉ બુકબાચકો ખાઇ લેતાં હતાં.

અંતે જાલ પુરૂં કરીને ઉઠયો. "હવે મને રૂખસદ કરશો, ફ્રેડીઅર?" તેણે કહયું.

"સધાવો," તેણીએ ગમગીનીથી કહયું; "મને કાગલ પતરખી રોજ લખશો ફ્રેની?"

"જરૂરજ," જાલે કહ્યું.—ને તેણે દર્દમંદ દીલે જોયું કે વ્હાલી ફ્રેનીની આંખમાં આંસુ હતાં ને તેના પ્યારા હોઠ ધુજતા હતા. તેણે, તેથી, અખાડા કરી જવા ઝટ નજર ફેરવી નાંખી તે પછી એકાદ પળ તેણે તેને પાસાંમાં લીધી, ને તે આંસુથી ભીંજાયલા ગોલાબી રૂખસારો પર એક ઉતાવળી કીસ કરી લીધી;—ને ત્યાર કેડે તે ધામધુમી અદાથી ડાઇનીંગ રૂમમાંથી એકદમ બાહેર પડયો.

બાહેર બારણા આગળ તેની જોડીની ગાડી હુકમ મુજબ તેને સ્ટેશન પર મુકી આવવા તૈયાર ઉભી હતી, ને તેનો તૈયાર કરાવેલો પોર્ટમેન્ટો પણ કોચબોકસ પર મુકાવી તેને વલાવા ને સલામ કરવા રાજુ અદબથી બારણાંમાં ખોટી થતો ઉભેલો હતો.

ફ્રેની પણ પુઠે ગઈ. તે પોતાના વ્હાલાને છેક ગાડી સુધી વલાવા ગમગીનીભરવાં વાહલથી, બારણાં સુધી સાથે ગઇ.

—:o:—

## પ્રકરણ ૧૭ મું.

"બિલ્કુલ છુટું!" હવેજ જાલ છુટકારાથી દમ ખેંચી શકયો. તેના અધીરા જીવને અત્યાર તક એક ઘડીની ધીર કે જપ ન હતી. ખુદા પાંખ આપે તો એક આંખના પળકારામાં ઉડી જઇને તે તેની જી-રોજીને પડખે પ્હોંચે એવો તે હેમક જવાનનો હાલમાં તદન બેસબર હાલ હતો!

પણ તેનાં મનની હાલત છુટકારાની હાલની તેની એ સુખકારક લાગણી છતાં તમામ અસ્વસ્થ અને અસ્થિર હતી. વ્હાલી ફ્રેનીનો છુટતાં પડતી વખતનો રડમસ ચેહેરો તેને હરહાલ આખે રસ્તે સંતાપતો રહયો, અને તેના બાપની બીમારી તેની હાલની આ મુસાફરીને એવડી કફોડી બનાવતી હતી. તે ડોસો તદન ઘડીપળ હતો અને તે છતાં તેને એવી હાલતમાં મરતો મેલીને બી તે એક-નોએક દીકરો, ગમે એ કારણ સર, તેનાથી અલગ થાય એ, તેને

લાગ્યું કે, લોકોમાં તેની પોતાની હાંસી કરાવ્યાથી કોઇ રીતે બેહેતર નહીંજ હતું.

તેને સ્ટેશન પર તેના બાપનો એક ઓળખીતો ઇંગ્રેજ મિત્ર મલ્યો. તે જાલની કોલેજના પ્રોફેસરનો એક દોસ્ત હતો, અને તેથી જાલને બી સારી રીતે ઓળખતો હતો. તે મેહેરજીશેઠની બીમારીથી વાકેફ હતો, અને ફકત આગળી સહાંજેજ આવીને પોતાનો કાર્ડ મેલી ગયો હતો. એટલામાટે તે જાલને હાલમાં આચણુચ ને એકદમ એમ કોઇ મુસાફરીએ જતો જોઇને ઘણો તાજુબ થયો, અને જયારે તે પોતાની તાજુબી તેણે જાલને પોતાને આગળ આવીને કહી સંભળાવી ત્યારે તે જવાનને જે ખસયાણું લાગ્યું તેનો સહેજ વિચાર કરી લઇ શકાશે.

"મારા સાંભળવા મુજબ તો કલાક બી તમારા પપા આગળથી ખીસવામાં ઘણો ગંભીર જોખમ છે." તે યુરોપ્યને કહ્યું; "મને ગેઇ કાલેજ ડાકટર પીયરસન સાથે વાત થઇ તે મુજબ તો એવણ કોઇ બી કલાકે સકમ થવા જેવો જોખમ છે!"

તે કલાકની વાત કરતો હતો, કે જયારે જાલ તો તેને દીવસો તક છોડી જતો હતો!! તે તો પરણવા જતો હતો? ઓ, શું તેની સરજતમાં એમજ હતું કે બાપ મરે ને દીકરો ઘોડે ચહરે? શું શાદીના રાગ સાથે માહેતમના ફાગ ભેગા સંભળાવાના હતા? તે માહા દુખ પામ્યો.

નિલગીરીઝ તે પોંહોચ્યો ત્યારે જી—રોજી તેને સાંમી નહીં લેવા આવેલી જોઇને તે કાંઇક નાઉમેદ થયો. તેણે ઉપડવાનો તાર આપ્યો હતો, અને તે જાણતો હતો કે જી—રોજી જાન પટકીને તેને સાંમી લેવા દોડીને આવ્યા વના રેહશેજ નહીં।

તેણે સ્ટ્રેંડ હોટેલમાં પોતાનો પોર્ટમેન્ટો મોકળાવી દીધો, અને પછી પોતે પાંઉપ્યાદો પણ ઝડપુ કદમે ફલ્લા ફલૉરીસ્ટના બગીચા ભણી ચાલુ મુકયું.

તેનું લોહી ઉસ્કેરાયલું ને તપેલું હતું. વ્હાલી જી—રોજીને ગોદમાં ચાંપવાં તેનું નાસબર જીગર જોસમાં ધડકધડક થતું હતું. તે પોતાના ખ્યાલની આંખ્યોમાં તે વ્હાલીનો સોહામણો મુખડો ઓશ-

કથી લાલ ચણોટી જેવો થયલો, તેની છાતી પર માથું નમાવી પડેલો, જોતો હતો !

તે ચટ પરણી જવા તૈયાર થઇ આવ્યો હતો, ને બધું તેને ભેદ ખોલીને કહી દેવા મ્હાતો હતો. તેના બાપની ભયંકાર બીમારીનો હાલ, વ્હાલી ફ્રેની હદ વનાની વફાદારી, દીલગીરી અને વ્હાલની વાત, અને તાકીદનાં લગનની જરૂરીયાત એ સઘળું તે મનોહર સુંદરીને વીગત થકી વીદીત કરનાર હતો, અને તેમ કરીને તાબરતોબનાં લગનની આરજુ તે એકદમ રજુ કરનાર હતો. હાલમાં તો તે જાણે બાગેબેહેસ્ત તરફ હંકારી જતો હોય એટલો બધો ખુશી અને ઉલટમંદ હતો !

તે પોંહોંચ્યો.

ફ્લા ફ્લૉરીસ્ટની દુકાંણનું કાચનું બારણું બંધ હતું, કેમકે તે બપોરી વખત હતો, અને બપોરે તે બાગબાનનો તે દરવાજો બંધ રાખવાનોજ રવૈયો હતો.

તે બારણું તેણે આસ્તેથી ઠોકયું, અને કોઇ ઢેગરા જેવા દેખાવના લુચ્છા સરખા પારસીએ આવીને તે તેની ઘણી અજાયબી વચ્ચે ઉઘાડયું. તેને કર્લ કરેલા લાંબા મોટા ગુચ્છા હતા, અને માથું કલમ્ક કરાવ્યું હોય તેવું સફા બોડાવેલું બોકંડા જેવું હતું. તે કોઇજ નહીં પણ પેલો જી--રેજીનો પેહલો ઉમીદવાર દીનો ઢેગરો હતો.

"તું હુ માંગેરે છફ્રા ?" તેણે તરડાઇને પુછ્યું.

જાલે જવાબ કર્યો નહીં. તે આ કોઇ તદન પરાયા તરફના હદ વનાના તોછડા આવકારથી ઘણોજ અજાયબ થયો, ને તેને કશો બી જવાબ આપ્યા વગર ફકત તેના પર ગુસ્સામાં ઘુરકીને એકદમ અંદર દાખલ થયો, જયાંથી પાધરો તે ઘરના પાછલા ભાગમાં જયાં જી—રેજી તેને હંમેશ મળતી હતી ત્યાં એકદમ ધસારાબંધ ચાલ્યો ગયો.

31,172

પણ તેની ઘણી અજાયબી અને નાઉમેદી વચ્ચે પાછળા ખંડનું બારણું પણ તેણે જોયું કે બંધ હતું, અને દીનો ઢેગરો તુરત તેની પછવાડે આવ્યો.

"એટલે—તું મને નહીં ફીએ ને ચાલ્યો ચાલ્યો છેક અંદર ઘુહે તેનું કંઇ કારણ હોહેની?" તેણે તકાજો કર્યો--અને જાલે જોયું કે તે એક કોઇ ગામડયો લોથો હતો, અને ત્યારેજ તેને ભાણ થયું કે તે કોઇજ નહીં પણ પેલો દીનો દેગરો હોવો જોઇએ!

તે સુગાઇને—કમકમીને બે કદમ પાછલ હડી ગયો. આ તે શું તેની જી—રોજીના પવિત્ર હાથનો એકવારનો આગળો ઉમેદવાર હતો? કહાં ગુલ--કહાં ખાર!! એવા એક અભણ હેમક દેહેકાંનીને જી—રોજી જેવી એક તનોમન સુંદરી વરાવા ધરડો ફલાકાકો કણુ-લજ કેમ થઇ શકયો હશે તે જવાન જાલની જાબજા અજાયબી હતી.

"એ ગાવડીની પખીન મોંહાંરૂં હું જોયા કરેરે?" દીનો દેગરો જારતી તરડાયો; "આએ એક પાવરીના કરછા જેવો હાથ પરહે તો ચેકેપાઇ જેવો છે તે તરત પુરો થઇ રેહે! ભોંહી મરની કે અતરે હું માંગે?"

"તું કોણ છે રે?" જાલે આ અજાયબ મામલો જોતાં હવે છેલ્લે અંતે ગુસ્સાથી એકદમ તપી આવી પુછયું.

"એટલે--ઓરખેલો નહીં હું આટલો વખત વેર?" દીનાએ સલુકાઇથી જવાબ કર્યો; "હું દીનો છેઉં, દીનો; જી--રોજી હાથે પયણવાવાલો? હવે જાયણું? તું કાંઇ એમ ના હમજતો કે મેં તુંને નહીં ઓરખેલો. મારી ગરીબ જી--રોજીનું માથું બધું આવીને ચકભમ કરી મેલેલું તે હરામજાદો તુંજ કે નહીં?"—અને દીનો દેગરો તો ખરેખર પોતાનો જાડો કરછા જેવો એબલગામણો ખર-બચડો હાથ ઉગામી તેને એકાદ "ઝાડી કાઢવા" તેના આંગપર વટીક ધરી આવ્યો! "હવે હમોહમો અંહીંથી આએ કોરી જેટલાં હારકાં પાહરાં હલામત રાખવા ચાહતો હોય તો ગુપચુપ રહતો પકર! આજે બાર બાર મહીના થયા એ પોરીપર મેં દીલ લગારેલું તે કંઇ તારા જેવા ભાભરભુજાના ભરકાવ્યાથી મારા પરથી ઉઠી નીહ જાવાનું તો!"

ગરીબ જાલ! તેના ગભરાત ગુસ્સા અને નામોશીનું બ્યાન કઇ કલમ કરી શકશે? તેણે આવા સંજોગમાં શું કરવું તેજ તેને સમજ પડી નહીં. તે બધો પાણી પાણી થઇ ગયો.

સારાં નસીબે એવામાં બુઢો ફ્લાબા પોતે બહાર ગયલો ત્યાં આવી લાગ્યો. તે કાંઈક વધતો જૈફ અને નાતવાન થયલો દેખાતેર હતો. તેણે તે બંનેને એકઠા થયલા ને અડડી પડેલા જોયા, અને દીનાનો ડર કરતો હોય તેમ દેખીતો ઘણો ખીધેલો ગભરાયલો અંદર આવ્યો. હવે જાલને જોર આવ્યું.

"ફ્લાકાકા," તેણે ગગડાટ કર્યો, "એકદમ એમ આવો. મારી જી—રોજી કાંહાં છે, ને આએ બે માથાંનો બદમાસ કોણ છે?"

"અરે બદમાહ તું ને તારો બાપ!" દીના દેગરાએ એકદમ જીવ જીકાટયો. "એમ આરો તીરો કંઇ ફ્રાએટો કેની, બચ્ચા, તો અહીં જોતજોતાંમાં કંઇ જોવા જેવું થઇ જાહે."—અને જો ફ્લાકાકાએ તેને પકડી નહીં લીધો હને તો દીનો દેગરો આએ વખતે એમ બોલતાં જરૂર જાલને ઠોકીજ નાખતે!

"બાપુ, ધીરા પરો," તે ધ્રુજતા ડોસાએ બેઉ આગળ હાથ જોડી માંગી લીધું; "ખોદાને ખાતર અહીં રખનો ના જગારો!" —અને તેણે જાલ તરફ ફરીને વધાર્યું, "બાપુ, તું કાંય વરી પાછો અમોને સતાવા આયો? તુંને કોણે તેરયો? તું ચાલ્યો જા તારે ઘેરેબારે; તારૂં કંઇ અહીં વલવાનું નથી."

જાલ તો અજાયબીમાં એ સાંભળતાં માંથા તલક ગરક ગયો. તે પોતાના પગ પર ઉભો હતો કે માથાં પર તે પણ જાણે તેને સમજાયું નહીં! તેણે આવા સંજોગોમાં શું બોલવું અને શું કેહેવું તે વટીક તેને આવડયું નહીં. તે તોતરો બોબરો થઇ ગયો.

"ફ્લાકાકા, તમે—તમે એ શું બકોચ? વાત કરોચ કે વાલ ફાકોચ? તમે કેહેવા શું માંગોચ?" તેણે ગભરાઇને કહયું.

"હું એટલુંજ કેહેવા માંગુંચ, છોકરા, કે મારી પોરીને તારી સાથે પરણાવા હું મુતલગ રાજી નથી ને કબુલ થઇ શકતો નથી," હવે ફ્લાકાકા રંગમાં આવ્યા. "તું અંહી આયો તાંહાં વેર મારી પોરીં આએ દીનુબાને પણવા કબુલ થઇ ચુકેલી ઉતી, અને હવે હું એને ના કેઉ તેથી ગામના લોકો મારાં ચાંમરાં ટુપી નાખેચ. તું કોણ છે? તારે વાસ્તે મને કંઇજ ખબર નથી. અને મારી એ ગાએ જેવી ગરીબ પોરીના બાબમાં એવા અલફાતુ સલફાતુનો જોખમ મારે કરવો નથી. તું દેખાયચ તો સારો માણુસ, ને સારો

માણુસ કદાચને હોય બી, પણ એટલી બધી જંજાલ ને જોખમ કરવાનું મારે કારણજ શું છે ? મેં, તેથી, મારો વીચાર ફેરવ્યોચ, અને હું તો મારી જી–રોજીને વાસ્તે આએ દીનુબાને કબુલ થઇ ચુકયોચ !"

——:*:——

## પ્રકરણ ૧૮ મું.

જાલ તમામ થથરી ગયો ! તે કેઇ ઉમેદ પર આવ્યો ને આ શું બધું થઇ ગયું ? કેવા ગંભીર જોખમો ખેડતો––કેટલો બધો હાડમાર થતો તે અહીં સુધી આવ્યો, અને હવે ?

એમ છતાં તેણે તુરત પોતાના દીલ ઉપરનો કાબુ પાછો મેલવી લીધો અને એક શેહેનશાહજાદાના રોબ અને જોતાં છક થઇએ એવા દમામથી માથું ઉપર ખેંચી તેણે કહયું, "ફલાકાકા, તમે મારી સાથે ઘણીજ બેવકુફીથી વરતોચ; સાંભળો ! હું તમારી જી––રોજીને ચાહુંચ, અને હું મારાં વચનને એટલો સાચ્ચો છેઉં કે જાહાં સુધી જી––રોજી પોતે પોતાને મોંહનેથી મને પણવા નાકબુલ થાય નહીં તાંહાં સુધી હું મારી દાવાદારી પાછી ખેંચી લઇને અહીંથી જતો રેહવાનો નથી. તમે કેહેવોચ કે જી––રોજી આએ પારસીને પણવા કબુલ થયલી ઉતી તે તદન ગલત છે. મીઠી જી—રોજી એવા એકને પણવા કદી બી કબુલ થાય એ વાતજ અકકલ નહીં કબુલ કરે એવી બેહુદી છે. તમે મારે વાસ્તે કંઇક અવિશ્વાસ ધરાવતા માલમ પરોચ, પણ તમારે જાણવું જરૂરનું છે કે હું સારે ઘેરનો, ઉંચ કુલનો ને ઇજજતદાર છેઉં. એમ છતાં જી––રોજીને બોલાવો, ને તે જે કેહે તે મારે મંજુર છે."

"જી––રોજી ?" હવે વળી દીનો દેગરો વચ્ચે હોમાયો; "હવે એ વાતજ ભુલી જાજે, અને એ પ્યાર પણોતું નામજ હેહમાં રાખજે––હમજેલો ? જી––રોજીના જીવનો ધણી હું છેઉં. હવે લેની, હું તુંને બધું ખરેખરૂં કેહી દેઉં ! આએ ફલાબાને મેં પાંતરીહો રૂપૈયા ધીરેલા છે, ને ચીઠીની મુદત પાકી ગીએલી તોબી એ મારો બાપુલ્યો નથી મુદલ ફેરી હકતો કે નથી બ્યાજ ભરી હકતો. હવે તેથી એ મારા હકંજામાં પુરેપુરો આવી ગીએલો, કેમજે કરીને જે આએ ઘેરનું રાચરચીલું ફર ફરનીચર બાગબાની હઉ–છેલ્લામાંછેલ્લી

ડાંખરી હુધી મને મારગીજ કરી આપેલું મારી મતા છે. હવે આયું તારાં ધ્યાનમાં ? જો એ ડોહો લાંબી ટુંકી ટેં ટેં કરે તો એને ને તે પોરીને ઉં આએ ઘરીએ પાંખરૂં ખેંચીને નાંગાં ભુખાં રહતામાં ઉતારી દેવા, ને તું બી હવે તેથી ચેતીને પાંહરોપાંહરો બાહેર ચાલ્યો જા. આએ ઘેર નથી ફ્લાબાનું, તારૂં કે તારા બાપનું ! એ ઘેર હવે મારૂં છે, અને ઉં ચાહું તો તુંને લાત મારીને આ ઘરીએ હેઠે ઉતારી હકા !"

જાલે મોટા તુચ્છકારથી તેના ભણી જોયું. એ સાંભળતાં તેની છાતીપરથી જાણે એક મસ મોટો પહાડ એકદમ ઉંચકાઇ ગયો. હવે તે દમામથી ફ્લાબા ભણી ફરયો.

"આએ બધી શું ખરી વાત છે, ફ્લાબા ?" તેણે દમામથી પુછ્યું. "તમે શું ખરેખર આએ પારસીના રૂપીઆ પાંતરીસસો વાસ્તે દેવાદાર છેઓ ?"

"ઓઇ રે, જાણે ઓય કરતાં કે બઇ પટ દઇને પોતાની ગીંરોથી ભરીજ દેવાના !"—અને દીનો વધારે તુચ્છકારથી હસ્યો.

"તદન ખરી વાત છે, બઇ," ફ્લાબાએ ગલગલતે સાદે—પોતાની જૈફ આંખ્યોમાં લગભગ આંસુ લાવીને કહ્યું. "મેં ખટકે ખટકે એ રેકમ એની પાસથી લીધેલી છે, અને હવે તે એટલી બધી મોટી થઇ ગેઇચ કે મારાથી તેનો એક બી ભાગ ફેરીં શકાય એમ નથી ! હું તો, તેથી, આએ દીનુબાનો વેચાણ છેઉં. મારી પોરી એ બધી વાત કંઇ જાણુતીતી નહીં. ઘરેના ઘેરેલાને મને એ બધું ઉંઘે દાહાડે ઉંધુ સુજ્યું અને મરતે દાહરે હું આએ ખરાબીનાં ખારામા ઘસ-રાઇ ગીયો ! ઓ, આએ મારા બુઢાપામાં મારી બાગબાનીથી મને કોઇ છુટો કરશે તો હું મારા બાગની પાસેજ તફરીને મારો જાન કાહારી નાંખશ !"

જાલ હવે થોભ્યો નહીં. પેલા બંનેની હદ વનાની અજાયબી વચ્ચે તેણે પોતાની પાકેટ—બુક ખેંચી કાઢી, અને તેમાં ખચખચ ભરેલી નોટો માહેલા એક ખાંચામાંથી પછી હજાર હજારના પાંચ ટુકડા કાહાડી લઇ તેણે ઘણી દમામદાર ફીસમે દીનો ઉભો હતો તે બાજુની ટેબલ ઉપર ફેંકયા.

"ઉઠાવ તારો આવેજ," તેણે ગગડાત કર્યો, "અને એકદમ આજે ડોસાજીને તારી નેહેસ્ત કરજદારીનાં પાપમાંથી મોકળા કર! આજ દીન તુલકનાં તમામ બ્યાજ સાથનો તારો બધો હસાબ જે હોએ તે ચોખ્ખો કર,—અને આએ ઘેરમાંની કારી કગરસ પરખી તારો હક રહયો નથી એવી રસીદ હું લખાઉં તેમ લખીને મને હમણાં ને હમણાં તૈયાર કરી આપ!"

"થુત, મારે નીંહ જોઇયે," દીનો દેગરો લાલ પીળો થયો. "તારા રૂપીઆ હું હાંનો લઉં? કોણ જાણે કાંહાં કાંહાંથી ચોરી હવારી કરીને લાવેલો હોહે!"

પણ હવે ફલાબાનું સુકાણ ફરી ગયું! તે ડોસાને પોતાની આંખ આગળ પાંચ હજાર પડેલા જોતાં એકદમ નવી તેજી ને નવી તાજગી આવી ગઇ. તે ઘરડાનો જવાન થયો! તે અત્યાર સુધી જાલને કોઇ લુંખ્ખોસુકકો, એશકોઅકકડ જાણતો હતો, પણ તેની ખચખચ ભરેલી પાકેટબુક જોતાં અને તે માહેલી નોટો હજારોનો આંક બતાવતી હતી એમ માહીતી અને ખાતરી ગળી જતાં તે બુઢો જાલની પક્ષમાં એકદમ ઝનાયો અને જીતાયો!

"ઉઠાવ, ઉઠાવ એ પૈસા," તેણે દીનુપર હવે જોસથી તકાજો કરયો. "તારી તાગાદ શું જે હવે તું ના કેહે? નીચ ગોલામ, તું ઘણું થાય તો તારા પૈસા લે, કંઇ હમારો જીવ તો નહીં લેશ? તારા એ દોજખી પૈસાને ખાતર તો મેં મારી પોરીને ફરજ પારવાનું કીધું, ને તે બીચારી ખાટલે પરી, પણ ખોદા ઘણો મેહેરબાન છે. દીકરા જાલ, મારા બાહાદુર બેટા, મને માફ કરજે."—અને તે ડોસો તેને પગે પડયો!

"એમ હેનીં, બુઢા?" દીનો દેગરો દાંત્યાં કચકચાવી બોલ્યો; "તુંને હવે કુમક આવી ગેઇચની? પણ જો બચ્ચા, તું તારા જીવથી હાથ ધોજે! તમે બેઉ તમારા જીવથી હાથ ધોજો. હું પારહી તાહરે અરો કે જી—રોજીને પયણું ને ફર પયણું. નહીં પયણું તો પારહી નહીં ને ઢેર."——અને બીજી પળે એક દીવાના આદમીની કીસમે હવામાં મુકીઓ ઘુમાવતો, જંગલી ભુંડ જેવો છેડાયલો દીનો દેગરો તે મકાન છોડી ચાલતો થયો.

તેણે જોયું કે તે વહવાયો, ઠગાયો, વેચાયો હતો! જાલની સંપુર્ણ જીત અને તેની સરીયામ હારનો સમો આવ્યો હતો, અને

તે પેલા રૂપીઆ પડયા હતા ત્યાંજ પડતા મેલીને, તેથી, ખિજવાયલો, ખુંનખાર અદાઓ સાથે તે ઘરમાંથી બાહાર પડયો ત્યારે તે ખવીસનો દેખાવ કોઇને બી જોતાં બીક લાગે તેવોજ હતો।

પણ જાલ કે ઘરડા ફ્લાબા તેની એક ટચાકડી ભાર બી દરકાર કરતા દેખાયા નહીં. ફ્લાબાએ પેલા હજાર હજારના પાંચ ટુકડા બીજીજ પળે સંભાળથી જોઇ તપાસીને પોતાને કબ્જે કરી લીધા, અને તેજ દરમ્યાનમાં અધીરા પડી ગયલા જાલે પુછ્યું, "હવે બોલો, ફ્લાબા, મારી જી—રોજી કાંહાં છે?"

પણ ફ્લાબાને જવાબ દેવાને અવકાશજ થઇ નહીં. તે જવાબ દીએ તે પેહેલાં તો બાજુમાંના ઓરડાનું બારણું એક ધડાકા સાથે ઉઘડયું, ને ખુશીની એક ચીસ સમેન જી—રોજી પોતેજ "ઓ મારા જાલ" કરતી બાહેર દોડી આવીને તેને હરખભેર ભેટી.

તે આટલો વાર છુપઇને અંદરથી સઘળું માંજનું જોતી અને બધી વાત સાંભળતી હતી, અને જાલની નહીં વકકી રાખેલી એ અજબ જેવી હીંમત ને ઉદારતાથી તે છોકરી છેકજ છક થઇ ગઇ હતી. એટલામાટે તે જ્યારે જાલને આવીને ભેટી ત્યારે તેણીનો હર્ષ અને હરખ કેવળ ખરાં દીલનો અને જોવાજોગ હતો. ઓ, તે મીલાકાતનું અરસપરસની ખુશાલીનું બ્યાન કરવાને આ કલમમાં તાકાદ નથી.

તે એક પારધીની જાલમાં અસીર થયલાં પ્યારાં પંખેરાની અદાથી આખાં તનબદનમાં થરથર ધ્રુજતી હતી.

"તું કેટલી ધ્રુજેચ, પ્યારી?" જાલે ખુશાલ તબીયતથી હસીને કહયું.

તેણે તે ગુલાબી રોખસાર પર ચુંમીઓનો વરસાદ વરસાવ્યો, અને તે વખતે જોયું કે તે દીલપઝીર મુખડો ફીકકો મારી ગયો હતો, કે જ્યારે મોતી સમાન આંસુઓના ડાઘ તેંહ્ પ્યારા ગાલો ઉપર દેખીતા ઠરી રહ્યા હતા।

"હું શું તમુને મારાં દુખની વાત કેહું, મારા જાલ?" તેણીએ તેનાં પાસામાં જાસ્તી દબાતાં ફકરમંદ કીસમે કહયું. "દીનો બાજે વખત મને, મોટાબાને અને તમારા 'દુશમેનને બી જીવથી મારી નાખવાનીજ ધમકીઓ આપ્યા કરતોતો, અને હું ધ્રુજી ધ્રુજીને મરી

ગેઇ! આજે તો એ મુવો ખરેખર ખુન પરજ ચહરયોતો, અને વ્હાલા જાલ, જાણે મારી બંદગીનો અવાજ સાંભરીને ખોદાતાલાએ તમોને કટોકટ વખતસર મારી મદદે મોકલી આપ્યા. હું તો આજે સહવારથી મારૂં બારણું બંધ કરીને અંદર ભરઇ રેહીતી. મને તો બસ એમજ લાગતુંતું જે તમે મને ભુલીજ ગીયાચ. અને મારીપરથી તમારૂં દીલ તદ્દન ઉતરીજ ગીયુંચ, એટલે પાછાં આપરે જીવતાં કદી મળવાનાંજ નથી! એટલા વાસ્તે, વ્હાલા જાલ, જયારે તમારો મીઠો અવાજ મને અંદરના ઓરડામાં સંભરાયો ત્યારે મને જાણે વીજળીનો ઝટકો લાગ્યો હોય એટલી બધી હું ચોંકી, અને જયારે તે મુવા એબલગામનાના મોટાબાએ કરજુ લીધેલા રૂપીઆ તમે હીંમતભર્યા ઠરાવથી સાંબા તેની છાતીમાં માર્યા ત્યારે તો જાણે હું ખુશીની મારી ચીસ પાડીને રરી પરૂં એટલી બધી મને જોરાવર લાગણીઓ થઇ! ઓ, કેવો મુવો પછીથી નીચી મુંડી કરી બીધેલાં કુતરાં કોહોલાંની કીસમે દુમ દબાવી નાસી ગીયો તે બારણાંની ફાટમાંથી જોતાં હું જાણે હરખથી બેહોસ થઇ પરી!"--અને, ખરેખર, એમ બોલતાં તે છોકરી હીસતેરીક ખુશીમાં આવી ગઇ હોય તેટલી બધી ઉસ્કેરાયલી અને હરખાયલી દેખાતી હતી!

"ખોદાનું કેવું હેસાન કે હું બરવખત આવી શકયો!" જાલે તેને હેતથી ચુંમી કરતાં કહયું. "જો એકજ દહારો હું મોરો થતે તો ખોદા જાણે અહીં શું શું ખરાબીઓ થઇ જતે! એ આજે અહીં શું માંગતોતો?"

"આજે સહવારથી જી--રોજીને જાતે મળવાની ટગર લઇ બેઠોતો," હયાં ડોસાજી ફલાબા પોતે વચ્ચે પુરાયા.

"પણ તમારાં એ માંગતાં સાથે મારી જી—રોજીને શું સંબંધ હતો?" જાલે પાછું ગુસ્સાથી કાંઇક ગરમ થતાં પુછયું.

"મુવોંરે એ! મને શાંનો સંબંધ?" જી--રોજીએ કમકમીને કહયુ; "મને તો એ મુવાનું મોહોંનું જોતાં હંમેશ દીલમાં ધુજરાં ચહરતાંતાં!"

"એણે જી—રોજીને પોતાની હકદાર મોહોરદારજ સમજી લીધીતી. અને મને એતું ઓસ્યારૂં, તેથી મારાથી એને ના કેહેવાઇ શકાતીતી નહીં," ફલાબાએ સમજ આપી, "મારા હાથમાંથી મારો

બગીચો ને મારી બાગબાની જાય તો તરત મારો જાન નીકરી જાય એમ છે, અને તેથી મરતે દાહારે એ સીતમગુજારીથી બાઝ આવવા મને એ મુજીનો પરતો બોલ ઉપારવો પરતોતો ! માફ્ કરજે હોં, દીકરા જાલ, પેહેલાંવેહેલાં આજે અહીં હું આયો ને મેં તુંને જોયો તાહરે મેં કંઇ થોરો પાણીઉતાર કીધો નથી !"

"તમે મને આએ બેકીંમતી ખજાનો સપુર્દ કીધો એટલે તે અપમાનનું બધું ઝેર મરી ગીયું, ફ્લાબા," જાલે હસીને કહ્યું.

ફ્લાબા ફીકકું હસ્યો. તેની જવાંની આખર થઇ ચુકી હતી, અને તેથી જવાંનીનું જોમ, જોસ અને ઉલટ તેની ચીમરાયલી નસો-માંનાં ઠંડાં પડી ગયલાં લોહીમાં હવે વરસો થકી મરી રહ્યાં હતાં. તેની છેલ્લામાંછેલ્લી એકજ ઉલટ, એકજ જોમ અને એકજ જોસ તે હવે ફકત આ તેની બાગબાનીનાં સંબંધમાં બાકી રહયું હતું.

"હવે જવા દેઓ એ બધી વાત, વ્હાલાંઓ," હયાં જાલે કહયું, "અને હું કેહેવા માંગુંચ તે મેહેરબાની કરી ધ્યાનથી સાંભરો. હું જી—રોજી સાથે જેમ બને એમ જલદીથી પરણી જવા માંગુંચ, કેમજે હવે ઢીલ મારાથી વેઠાય તેમ નથી. તમે જોયું હોશે, ફ્લાબા, કે હું કંઇ ઘણો ગરીબ માણસ નથી. હું તમારી ચેહેરેનમુન જી—રોજીને પુરતાં અમન ચમન ને સુખમાં રાખી શકશ, અને તેથી તમારે તો હવે સંતોષ પામીને મને હાજ કેહેવાનું છે."

ફ્લાબાના જૈફ્ હોઠ, ઘણી નાતવાની વચ્ચે, એ સાંભળતાં દેખીતી રીતે ધ્રુજયા.

"તમે એ પોરકીને મારી પાસેથી લઇ જવા માંગોચ ?" તે ઘરડા બાગબાને દુખી અદાથી કહ્યું. "હું તદન એખલો પરી જવશ, અને મારી ખાતરી છે કે તમે જશો તે ને તે રાતે દીનો મારો ટોટો ભચરી મુકશે. ઘણોજ જાહેલ ને ઝનુની સુવેલો છે. એનો બાપ બી એટલો જાહેલ હતો કે એક આસામી સાથે કજ્યો કરતાં એકદમ ઉસ્કેરાયો, અને માથે લોહી ચહરી જવાથી પછીથી પટ દેઇને તેનો પરાંણ ઢલી ગીયો !"

"તમે નીરાંત કરો, મોટાબા," જાલે એ ઉપરથી જવાબ કર્યો; "હું મારી જી—રોજી સાથે મત કરીને સૌથી સારૂં શું છે તે નકકી

કરશ, ને તમો મુરબ્બી સચવાઓ તેવીજ ગોઠવણ કરશ."—અને એજ દરમ્યાનમાં કોઇ ઘરાક દુકાણમાં આવ્યો એટલે ઘરડો ફ્લાકાકો તેની ઉપર ધ્યાન આપવા ઉલટમંદ તે તરફ ગયો, કે જ્યારે બીજા હાથપર જાલ કુલજરી જી—રોજીને હેતથી અરધી હાથમાં ઉપાડીને પછવાડેની વાડીમાં લઇ ગયો.

——:૦:——

## પ્રકરણ ૧૯ મું.

તેઓ ત્યાં જઇને એક બાંક પર બેઠાં, અને જાલે તે ઝલકતી ખુબસુરતીનાં તેજનો તેજાબ જાણે પીજ જવા માંગતો હોય તેમ તડકાંમાં પ્રકાશતા તે કાંઇ છેકજ અજબ જેવી સુંદરતા ધરાવનારા મોહક મુખડા ઉપર ખુશીની ટગરમાં ટકટક ટીકતો બેઠો. તે એક એવો મોહક મુખડો હતો કે જાલે પોતાના મરતા બાપને અને તેને વાસ્તેનાં વ્હાલની ફીદાગીરીમાં મરતી ફ્રેની—એ બંનેને વીસારી આપ્યાં તો ગૌયા તેમાં ઇનસાફ હતો. ફ્રેની પણ ઘણી ખુબસુરત હતી—ઘણીજ; પણ જી–રોજીમાં તે જાતની સુંદરતા હતી કે જે હોસાંન જોનારાંને જાણે છાકટ બનાવે, અને એક ખુશીની દીલખુશ કેફમાં એકદમ ગીરફ્તાર ને ચકચુર કરે.

તે તેને પછવાડેના ઓરડામાંથી બાહેર આવી મળી ત્યારે તે મોહક મુખડો ગમખારીની સુરખીમાં ઘેરાયલો ને આજોર્દે હોવાથી કાંઇક શીહા દેખાતો હતો, પણ હવે તે બધી ફકરો ટળી ગયલી હોવાનાં પરીણામમાં, અને તેનો માનીતો જાલ તેનાં પાસામાં મોજુદ હતો તે ધીરજ આપનારી ખાતરીના બાયસથી તે પુરતી સુખી દેખાતી હતી, અને તે સુખની ખુશનુદી તેને વધારે તેજસ્વી ને દીલચસ્પ દેખાડતી હતી.

"ઓ જાલ, મારા જાલ," તે તેને વળગીને કહેતી હતી, "તમે એવાજ રેહેશો કેની? તમે એમજ મને સદા ચ્હાશો કેની?"

"તું મને પુછી બી શકેચ, વ્હાલી?" જાલે કંઇક તાજુબીમાં પુછ્યું; "મેં તો તુંને જોઇ ને જોઇ મારો બધો જાન તારામાં ભરી મેલ્યોચ તે શું જાણતી નથી?"

"હું જાણુંચ, વ્હાલા, હું જાણુંચ; મગર તે છતાં મને ખુદા જાણે કેમ હંમેશ એમ ખટકો થયા કરેચ કે હું તમારે લાયકની

નથી," જી—રોજીએ ધીમે સ્વરે કહયું, "તમે કોઇ ઘણા મોટા' માણુસ હોવો એમજ મારાં દીલમાં લાગ્યા કરેચ, અને તેથી હું મારાં મનથી વધારે ગભરાયા કરૂંચ. રખે તમે મારે ખાતર કંઇ મોટા ભોગ આપતા હોવો ?"

" ગમે એવા મોટા ભોગ તારા જેવા એક બેસુળ ખજાનાને હાથ કરવાને વાસ્તે, વ્હાલી, બીલકુલ બેહસાબ ને તુચ્છ છે," જાલે જુસ્સાથી જવાબ કરયો; "પણ હવે આપરે આપરાં લગનની વાત કરગે. મેં તુંને કેહ્યું તેમ હવે એ લગન જલદી થવાંજ જોઇએ."

" પણ કાંય, એટલી બધી કંઇ તાકીદ છે ?"

" હા, ડીયર, ઘણી તાકીદ છે."

જી—રોજી ઓશકથી વધારે લાલ થઇ.

" ગુસ્સો ના કરતા, વ્હાલા," તેણીએ માંગી લેવાની ઢપે કહ્યું, "પણ તમે એ ઠરાવપર આવો તે પેહેલાં હજી બી પુરતો વીચાર કરો. એવું તો નહીં થાય કે મને ઉતાવલે પરણીને તમુને ધીરજથી પસ્તાવું પરે ?"

" તું તો ગાંડી, છે–ગાંડી," જાલે તે પટપટ કરતા હોઠ મીઠી ચુંમીઓથી ઝટ સીલ કરતાં કહ્યું; "હું શું કરવા પસ્તાઉં ? હું એક ઘરી બી પસ્તાવાનો નથી. તું એક એવું ઝવેરાત છે કે જે કોઇ બી અને ગમે એવાં ઉંચા આસનને બી શોભાવે !"

" જા બા—તમે એમ ના બોલો, જાલ," જી–રોજીએ ફુકરમંદ કહ્યું; "તમે એમ બોલોચ તારે મને મુઇ કંઇ વધારે બીક લાગેચ ! તમે એમ મારે વાસ્તે મોટું મોટું ના બોલ્યા કરો ને ના ધારયા કરો. હું મારી નબલાઇઓ જાણુંચ. મુવું મને તો કંઇજ આવરતું નથી; હું અભણુ અને ગમાર જેવી તમુને તમારાં કામકાજમાં મદદ તે બી શું કરી શકવાની હતી ?"—અને જરા થોબીને—"મને કેહોની, વ્હાલા, તમે શું ધંધો કરોચ ?"

જાલ માથાંના બાલ સુધી લાલ થયો. તે શું કહે ? તે કેમ ખરૂં કહે કે તે તો એક લખોપતી શેઠીયાનો સપુત હતો ?

"તુંને શું ગમે ? તુંને મોટી શેઠાંણી થવાનું હોય નો ગમે, જી—રોજી ?" તેણે અરધું હસીને પુછ્યું.

"બેશકીતજ નહીં," જી—રોજીએ મજબુતીથી જવાબ કરયો. "મારામાં શેઠાણી થવાની લાયકાત કે આવરજ શું બરીચ? ઉલટી હું તો નહીં ઘેરની કે નહીં ઘાટની તેમ બેવરી રવરી જાઉં! પણ મુઇ એ ઘેલી ગાંડી વાત કરવામાં સાર શું? હું પુછું‍ચ તેનોજ જવાબ આપોની, વ્હાલા?"

"તું શું પુછેચ?"

"હું એમ પુછુંચ કે તમારો ધંધો શું છે?"

"હું તો એક વેપારીના હાથ નીચે છેઉં," જાલે ઓરંગો મારયો.

"કલાર્ક છેઓ?

"એવુંજ કંઇ," તેણે ગબડાવ્યું.

"ને પગાર શું છે?"

"મહીને દાહારે તીસ પાંતરીસેક મળેચ," જાલે મોઘમમાં હસ્તાં કહયું.

"ત્યારે તો તમે બધું મને જુઠુંજ સમજાવોચ," જી—રોજીએ તરત પકકાઇથી જવાબ કરયો; "વાત કરતાં જે પાંચ હજારની પાદશાહી રકમ કાહરી આપે તે તમે દેખારોચ ને કેહોચ તેવા ગરીબ કદી હોયજ નહી."

"ત્યારે તું પોતે શું ધારેચ?"

"હુ તો કંઇજ ધારી નથી શકતી, વ્હાલા જાલ," તેણીએ લગભગ રડી દેતાં કહયું; "કોઇ વખતે મને એમ લાગેચ કે તમે કોઇ મોટા શેઠીઆ છેઓ, અને ત્યારે મને મારાં ભવીષને વાસ્તે ઘણીજ બીક લાગી આવેચ. ઓ, હું કેવું ચાહુંચ કે આપરે સરખે સરખાંજ હોઇએ, અને હું તમુંને તમારાં કોઇ કામકાજમાં મદદ કરી શકું, ને આપરે બેઉ પુરતાં સુખમાં સાથે રહી શકયે એટલું પુરતું કમાઇ શકયે!"

"જવા દે એ બધી તારી મીઠી પણ જુઠી પટપટ," જાલે તે નાજનીનનાં કપાલપર પડતાં ઝુલફાંઓ પસવારીને પ્યારથી સમાં અને ઉંચાં કરતાં કહયુ; "એટલુંજ જાણુ કે ખોદાનું આપેલું મારી પાસે

એટલું પુરતું છે કે તું ચાહેચ તે કીસમે આપરે પુરતાં સુખમાંજ રહી શકશું."

"ને બીચારા મોટાબા ?"

જાલ આ સવાલથી જરા ડગમગ્યો. તેને એ ડોસાની જોહોર માંથે પડે તે જરા થઈને ગમતું હતું નહીં. નહીં કે તેનો ખરચ નીભાવા તે નાખુશ હતો; જરા એ નહીં. ઓર એકના દસ આપવાથી બી જો તે ડોસો છુટો ને એખલો રહી શકે તો તેમ રાખવા ને ખરચવા તે દીલોજાનથી ખુશી હતો, પણ આ તો કબાબમાં હાડકાંની પેઠે તેઓની સાથોસાથ આવનાર હતો, અને વળી જ્યાં ત્યાં પોતાની માનીતી બાગબાનીનો રસાલો મસાલો સાથે ઉંચકાવા ને ધસડાવાની જીકકર લઇ બેઠો હતો, જે તેને ઝાઝુ ગમતું હતું નહીં.

"એવણુને બીચારાને પાછળ છોરી તો જવાયજ નહીં," જાલને કઇક કરાજી વચ્ચે મનથી વિચાર કરતો જોઇ કાલાવાલાની ઢપે જી--રોજીએ જારી રાખ્યું; "તમે વિચાર કરો, વ્હાલા, કે હું એવણુને એવણુના મરતે દહારે એખલા અંહી કેમ છોરીને જઇ શકું ? લોક મારાં કેવાં ચાંમરાં ટુપી ખાય ?—અને વધારે તો એ કે ખરે-ખર એવણે કહયું તેમ મુવો દીનો એવણુ બીચારાને તે ને તેજ રાતે મારી નાખે !"

"તું જેમ કેહેશે તેમ કરશું," જાલે એકદમ નાખતીથી તેના સાથે એકમત થતાં જરા વારે કહયું; "તું જેમ સુખી થાય, ને તુને જે ગમે તે કરજે."

"હું પોતે બી અંહીથી હવે તો જતીજ રેહેવા માગુંચ," જી—રોજીએ જુસ્સાથી કહયું: "હવે મને બી એ મુવાના રોજના ફેસાદ અને ચાલુ ધરકધુજારા વચ્ચે અહીં રેહવાનું ઘણુંજ અકારૂં થઇ લાગુંચ, જેથી પરણીને આપરે કેઠે દુર દેશાવર જતા રહીએ તેજ સારૂ"

"જેમ તારી મરજી," જાલે પાછું કહયું, "પણ કોઇપી રીતે લગન હવે જલદી અને વગર ઢીલે થઇ જવાં જોઇએ, કેમજે મારે જેમ બને તેમ તાકીદથી ઘેર પાછું ફરવાનું છે."

"ઓ, કાંય ?"

"કેમજે મારા બાવા બીચારા ધરીપળ છે, ને તેવા સંજોગમાં તેવણથી લાંબો વખત તક અલગ રેહેવાનું મારે વાસ્તે કોઇ બી રીતે મુનાસેબ નથી," જાલે હેતથી સમજાવ્યું.

"મુઇ રે હું થતી," જી—રોજીએ હયાં પસ્તાવાની અટવટ સાથે કહ્યું; "હું એ વાત તો તદ્દન ભુલીજ ગેઇ! મારા આવાં સુખમાં તમારા બાવાજી બીચારા કેમ છે તે પુછવાની તો મને મુઇ ફામજ નહીં રેહી! તેવણ કેમ છે, વ્હાલા ?"

"કંઇજ સારૂં નથી," જાલે ગમખારીથી કહ્યું; "ફકત એક તાંતણે બીચારાનો જીવ વરગી રહેલો છે. અને તેથી તેવણ હક થાય તે પેહેલાં હું આપરાં લગન થઈ ગયલાં જોવા માંગુંચ. એવણને કંઇ કશું હોશે તો લગન ઢીલમાં પડશે, ને તેમ થયલું જોવા હું મુતલગ રાજી નથી. હું આટલો વખત ખસ્યો તેવામાં લુચ્ચા દીનાએ જે તોફાણ મચાવ્યું તેજ મને ભવીષને વરે ચેતાવા ચોંકાવા ને બીધરાવા બસ છે."

"પણ હજી મને તો બીક લાગેચ," જી—રોજી પાછું પટપટી; "હું તો એક ગામરેતી ગમાર છેઉં—ગામરેતું બોલ્યું, ને રખે તેથી તમારા હાલના પ્યારનો જુસ્સો સમી જતાં તમો વ્હાલા મારેથી કંટાલો ને ખ્યાલથીજ મારાં તો દીલમાં ધાસ્તીનાં ધુજરાં પેદા થાયચ !"

"તું શું ત્યારે એટલો બધો મારે વાસ્તે હજી અવીશ્વાસ ધરાવેચ?" જાલે કંઇક ઠપકાથી પુછ્યું.

"એક જરા બી નહીં, જાલ; હું જે બીહુંચ તે એમ કે પછીથી હું તમારા વગર જીવી શકવાની નથી," જી—રોજીએ સમજાવ્યું. "તમે આયા ને તમે વ્હાલાએ મને શીખવ્યું તાંહાં સુધી પ્યાર શું ચીજ છે તે હું જાણુતીતી નહીં. અને હવે મને લાગેચ કે તમારા વગર હું એક દહાડો બી જીવી શકવાની નથી. તમે મારા બાહાદરશાહ જેવા છેઓ, ને હું તમારી કમીની દાસી છેઉં. તમે મારે ખાતર મારે માંથે હવે તો જાવેદાન સુધી જીવજો! હવે તો હું સદા સુધી તમારી ને તમે મારા ને મારા એકલીનાજ રેહજો!"—અને તે એમ કેહેતી હતી ત્યારે તેણીની આંખ્યોમાં મોતી સમાન આંસુઓ ચમકતાં સ્પષ્ટ નજરે આવતાં

હતાં, અને આખાં તનબદનમાં તે બાળા દીલની ઉસ્કેરણીઓના આયસથી થરથરી જતી હતી!

જાલે તેને હૈયાં સરસી પેટમાં ચાંપી, અને તેને દરેક બની શકતો દીલાસો ને સધ્યારો આપ્યો.

——:o:——

## પ્રકરણ ૨૦.

તેઓએ તે પછી કલાકોતક એકઠાં બેસીને એ મુજબ વાતચીત કરી, અને અરસપરસ એકમત થઇને પોતાના પ્લાનો ગોઠવ્યા, જે પછી જઇને ફલાબાને તેઓએ તે સઘળા વીગતવારે સમજાવ્યા ને જાહેર કર્યા.

તે ડોસાએ તે સાંભળીને, અલબત, કાંઇ ઝાઝા વાંધાવીસતી કર્યા નહી. સુખમાં સુખ તેણે એ માન્યું કે તેની બાગબાની તેની સાથેજ જવાની હતી. અતરેની વાડીપર તેણે પોતાનું તન મન અને ધન સદકે કર્યું હતું, અને તેમાંનું દરેક પાતરૂં વટીક, તેથી, તે ઘણું કીંમતી જાણતો હતો; માટે જ્યારે જાલે તેને હીંમત અને ખાત્રી આપી કે ગમે એવા મોટા ખરચે પણ તે આખી વાડી ત્યાંથી ઉપાડીને તેઓ જ્યાં જવાનાં હશે ત્યાં સાથે લેતાંજ જશે ત્યારે તે બુઢાને ઘણો મોટો સધ્યારો આવ્યો.

"મારી પાસે કેટલાક રોપાઓ છે તેવા આખાં હિંદુસ્તાંનમાં કેઠે નહીં હોશે," તે ડોસાએ મગરૂરીથી કહયું;—અને તેની તાજુબી એ હતી કે આવો ગંજાવર ખરચ કરીને તે પોરીયો આએ આખી વાડી વટીક એગ અત્રેથી દુર દેશાવર ઉપાડી જવા તૈયાર થયો હતો, તો તે એટલા બધા પૈશા લાવવાનો કયાંથી હતો? જો દીનાના પૈસા અપાઇ જાય તો બેશક આએ તમામ અસકયામતનો હકદાર માલેક એ બુઢો પોતે હતો. એ ખજાનાના બદલામાં જી-રોજી જેવો બેમુલ ખજાનો કે જેનો આખી દુન્યામાં મુંકાબલોજ મળી ન શકે તે તેણે જાલને સ્વાધીન કર્યો હતો, અને તેથી તે બાગબાનીની માલેકી ભોગવી શકવા માટે તે બુઢો પોતાનાં મનથી પોતે એવડો મુસતાક હતો.

તેઓ ચા પીવા બેઠેલાં હતાં. જી—રોજી પોતાના ભવિષના ભરથારનાં પાસાંમાં દબાઇને બેઠી હતી. તેનો ચેહેરો ઉશ્કેરાયલો અને લાલ હતો. તેણીની આંખો સેતારા સમાન ચમકતી હતી, અને જાલની નજર સાથ નજર મળતાં એશકમાં તે તરત પાછી નમી જતી હતી.

હવે બીજા ફકત છ દહાડામાં લગન કરવાનું નકકી થઇ ચુકેલું હતું. તાર કરીને ઠેઠ મુંબઇથી અંધીયારૂઓ ખાસ બોલાવવાની ત્રેવડ થઇ ચુકી હતી, અને શાદી રામસણીની તમામ ખુશબખતીને અનુસરતી દરેક ગોઠવણો પરીપકવ તૈયાર કરવામાં આવી હતી.

સઘળું ચુપચાપ અને ખાનગીમાંજ કરી લેવાનું હતું. તેડાં આણાં કે ખાણીપીણીની કશી ઢીંગસ કરવાની ન હતી, અને લગ્ન પછી નિલગીરીઝથી તરત ઉપડી જવાનું હતું. ફલાબાએ ચાર ચોખા પડી જવા વગર ત્યાંથી ઉઠાંગરી કરવા દેવાને ધસીને નાજ કહી એટલે આ તરફ એ તાકીદનાં લગન કરીને પછીજ અહીંઆંથી ઉપડી જવાનું એમ એકમતથી નકકી કરવામાં આવ્યું હતું.

હવે રાત થવા આવતાં જાલ સ્ટ્રેંડ હૉટલને લગતા પોતાના ઉતારાનાં મુકામપર પાછો ફરયો. તે ખુશાલ વીહીસલ કરતો કરતો ચાલતો હતો. તે બધી જંજાલો ને બધી અડચણો ભુલી ગયો હતો. ફકત ચાર પાંચ દહાડાજ તેણે પોતાની જી—રોજીથી અલગ રેહેવાનું હતું, અને પછી એક સદા સુધી માટે તે મનોહર મધુરી તેની અને તેની એકલાનીજ થનાર હતી!

તે હૉટલનો માલેક એક તે તરફનો વગદાર બુઢ્ઢો યુરોપ્યન હતો, અને જાલને બીજી મરતબાં પોતાને ત્યાં આવેલો જોતાં તેણે તરત ઓળખ્યો. તાજુબ તો એ હતું કે તે મુંબઇના એક લક્ષાધીપતી શેઠીઆનો સાહેબજાદો હતો એમ પણ તે બાતમી મેળવી લાવ્યો હતો, અને તેના પીતા મુંબઇમાં મોહતને બિછાણે ઘડીપળ પડેલા હતા એ બાતમી વટીક તેના કાને મોજુદ હતી!! તે પ્રમાણીક ઇંગ્રેજ બચ્ચો, તેથી, જાલને એવી મુશ્કેલીઓ વચ્ચે આ બીજી વખત ત્યાં આવેલો જોઇને રાજી થયલો દેખાયો નહીં. તે જી—રોજી માટે અતરે ધકેલા પછાડામાં પડયો હતો એ પણ તેનાથી અજાણ્યું નહીં હતું, અને જયારે તે સઘળી માહીતી તેણે જાલને કહી સંભળાવી, અને તેના એ પછાડાને માટે એકાંતમાં પોતાનો

અણગમો તેણે જાહેર કરયો ત્યારે જાલ એકદમ ગભરાઇ ગયો અને હબતી ગયો એ કેવળ સ્વભાવિક હતું.

"એ તમો સાહેબ જેવા કેળવાયલા ને કુળવાન જવાનને સુતલગ છાજતું કે લાયક નથી," તે યુરોપ્યને ઠપકાથી કહયું.

"શું એ બધી બાતમી એટલી બધી અતરે જણાઇ ગએલી છે?" જાલે તાજુબીમાં પુછયું.

"હું નથી ધારતો કે મારા સિવાય બીજું કોઇ અતરે એ વીષે જાણતું હોય," તે હાટેલકીપરે જવાબ કરયો, "અને હું કબુલ કરૂંચ કે મારી પોતાની ઇનફરમેશન બી તમારા સગા મી૦ પેસીનેજ આભારી છે; પણ ગંભીરાઇથી વિચાર કરતાં મને એ બધો મામલો ઘણો સરેલો લાગેચ, ને હું તેનો હીમાયતી નથી. એવાં છુપાં લગ્નો કદી બી સુખી નીવડયાં નથી, અને જાહેર હીંમતથી જે કારજ નહીં થઇ શકે તેનું પરીણામ હંમેશ માઠુંજ જાણવું."

"તમારી તદન ભુલ છે, મી૦ મરટન," જાલે હવે હીંમતથી કહયું; "તમો ધારોચ એવું ચોરી છુપીનું આએ મારાં લગનમાં કશુંબી છેજ નહીં. ફકત મારી જી—રાજીથી મેં મારી ઓળખ છુપાવીછ એ હું ના નથી પાંરતો, પણ તે તો માત્ર પોતાની નાચારીના ખ્યાલથી એ ગરીબ છોકરી મને કબુલ રાખતાં ખંચાય નહીં તેટલા વાસ્તેજ છે; ને તેમાં એટલું અપ્રમાણીક શું છે તે હું જોઇ શકતો નથી. હું ઉંમરે પુગેલો છેઉં ને હું મારા જીવનો ધણી છેઉં. હું જે કરૂંચ તે મારી સ્વતંત્ર સત્તાનું ને મારી પુર રાજી ખુશીનુંજ કરૂંચ, અને હું મારા સિવાય બીજો કોઇને એ વાત વાસ્તે જવાબદાર નથી."

"ત્યારે એટલી ઉતાવળનાં લગન કાંય ઠેરવ્યાં?"

"મારા ગરીબ પીતાજી ઘડીપળ બીમાર છે, અને તેવણને કંઇ કશું થાય તો મહીનાઓ સુધી એ ખુશબખતી ખોરંબે પરે તેજ ખ્યાલથી મને એટલી ઉતાવળ કરવી પરેચ,"—અને જાલ એ બધું બોલતો હતો તે તદન ખરાં દીલતું અને બીલકુલ પ્રમાણીક હતું એમ જોતાં તે સાચા યુરોપ્યનનાં મનનું ઘણું સમાધાન થયલું દેખાયું.

બીજી સહવારે જાલ સકાળે ઉઠયો, અને પછી બજારમાં જઇને એક નવી કીંમતી વીટી લીધી. તે આજે પોતાની શાદીની ખુશા-

લીમાં જી--રોજીને પેહેડાવા મ્હાતો હતો ! આપણે યાદ કરશું કે અદરાવાની ખુશાલીમાં એક કીંમતી હીરાની વીટી તેણે આગળ તેણીને એનાયત કરી હતી, અને બીજી ઘણીક બેમુલ જે હવે પછી પાછળ આવનાર હતી તેની યાદ અને જામીનગીરી પુકારનારૂં આ તો જાણે શિરૂઆતનું એક બેઆંનું હતું !

તે વળી એક તાર કરતો આવ્યો. તે તાર પેલા લુચ્છા પેસી પર હતો, જેમાં તેને તેણે વીંનતી કરી હતી કે તેણે (પેસીએ) લગનને દહાડે તેને મદદ થવા કોઇ બી સુરતે ત્યાં હાજર થવું. તેણે તેના પાસ ઘણોક અસબાબ મંગાવ્યો. બધો ખરચ ભરી આપવાની પણ પેસીને તે તારમાં હીમત અને ખાતરી આપી હતી,

તે એક સુખનો સ્વપ્નો હતો. ખરેખર લગનનો દાહડો આવતાં સુધીના દિવસો જી--રોજીની તે માહા સુખભરી સોબતમાં કેમ અને કયાં ગબડી ગયા તે જાલે જાણે જાણ્યું બી નહીં !

હવે લગનની આગળી સહાંજે જાલને નામનો એક તાકીદનો તાર આવ્યો, અને તે તાર જોતાં જાલનો જાન આખર થઇ ગયો. શું તેનો બાપ કટોકટ વખતે મરણ પામ્યો હતો ? છેક લગન બીલકુલ થવાની તૈયારીપર આવ્યા ત્યારેજ રહી રહીને તે ડોસાએ પોતાનો જાન આપ્યો હતો ?

તેણે ધ્રુજતા હાથે તે તાર ઉખેડયો અને વાંચ્યો, અને ત્યારેજ તેના જીવમાં જીવ આવ્યો, કેમકે તે તો પેલા બાંગડ પેસી તરફનો આવ્યો હતો ! તેમાં તેણે તેને મુબારકબાદી ચાહી હતી, અને વળી તે દિવસે સહવારની ગાડીમાં આવી પહોંચવાની તેને ખાતરી લખી વાલી હતી.

તે સખની સહવાર--તે સુખની સહવારનો સુર્ય ઉગ્યો. તે એક ખુશાલ તડકાંવાલો દહાડો હતો. બ્લુ આસમાન એક બી શીહા વાદળી વગરનું સ્વચ્છ અને નિરમલ હતું. પક્ષીઓ ઝાડોમાં ખુશીથી નાચતાં અને ગીતો લલકારતાં સંભળાતાં હતાં.

જી--રોજી પણ બડી બામદાદે બેદાર થઇ હતી. ખરેખર તો કુમારીકાઓના બાબમાં હમેશ બનતું આવેચ તેગ લગનની આગલી રાત્રે તેણીને ઉંઘજ આવી ન હતી. તેણીનું ચીત ચોરાઇ ગયું હતું. જાલ આવ્યો ને આવ્યો અને લગન નકકી થયાં ને થયાં તેણીની

ઉંઘ અને ભુખ એકસંપથી તેને તજી ગયાં હતાં. તેને સુખ અને દુખની મીશ્રીત લાગણીઓ થતી રહી હતી. અને રાત્રે પણ હર્ષ અને શોક, ફીકર અને ખુશી એવી એવી અનેક લાગણીઓનાં દબાણ હેઠલ તે બિછાંણાંમાં જાગતી પડી રહી હતી.

તેને વિચાર કરવાનું ને ફકર રાખવાનું કંઇ થોડું ન હતું. તેને જાલ ઘણો ગમતો હતો, અને તોબી તેણીને કાંઇક કુદરતી ખટકો થતો રહગો હતો કે સઘળું જોઇએ એટલું સીધું પાધરૂં નજ હતું. તે જાલપર આંધળો વિશ્વાસ મુકી શકે એટલો બધો તેનામાં તેને એસ્તબાર એતેકાદ હતો, અને તોપણ તેનું જીગર જોઇએ એટલું ખુશી કે નીરાત માની શકતું ન હતું. કદાપી 'જાલ જેવા એકની મોહોરદાર થવાને પોતાને તે પુરતી લાયક નહીં માનતી હતી તેનું બી એ પરીણામ હોય? ગમે તે હોય, પણ તેની આંખમાં ખુશીના અને ગમીનાં ભેગાં આંસુ ચમકયા કરતાં હતાં.

ધરડો ફલાબા પોતે પણ જોઇએ એવો તે સહવારે સખ કરારમાં ન હતો. તેને આ લગન જેવાં જોઇએ એવાં પાછલાં વિચારોથી ગમતાં ન હતાં. તે આ મકાન અને આ ગામ, આ બાગબાની અને અતરેનો વરસોનો વસ્વાત છોડી જવા જરાએ ખુશી ન હતો. તે ફકત ફરજ્યાત જતો હતો. દીના દેગરાનો જો તેને ડર ન હતે તો નિલગરીઝ છોડી જવા તે કદી બી એકમત થતેજ નહીં. તેને બી જાલ ગમતો તેમજ નહીં ગમતો હતો! તે છોકરો બધું પોતાની મુખત્યારીથીજ કરતો હતો, અને તે ડોસા ડગરાનું મત મેળવવાને વારતે ઝાઝી કનવાર કરતા ન હોતો તે એ બુઢાને ઘણું ગમતું હતું નહીં. બાજે વખત તે બુઢાને એમજ ફીકરૂં થઇ આવ્યા કરતું કે દીના સાથેજ પરણેલી જી—રોજી વધારે સુખી થઇ શકતે! તે યાદ કરતો કે જાલની આગલી પાછલી બાબે હજી સુધી તે બેખબર હતો, અને જાલે એ જાતના કશાબી ખુલાસા, માંગવા છતાં, આપવાની કદીબી કનવાર કરી ન હતી! અને એ વિચાર તે ડોસાએ જ્યારે લગનને દહાડે સહવારે ખુદ જી—રોજી આગળ રજુ કરયો ત્યારે તે સુંદરીને તે કાટેલ ઝેર જેવો જીવલેણ લાગ્યો.

"તમે ચુપ કરો, મોટાબા," તેણીએ ગુસ્સાથી ગગડાટ કરયો. "તે બુરાનું મારી આગળ નામ બી ના લેઓ. મારા જાલ સાથે

એવા એબલગામણાની સરખામણીજ તમે કેમ કરી શકોચ? હું તેને પણવા કોઇ બી દાહારે કબુલ થઇજ નથી. તમુને ફકત એ ધખારો ઉતો, ને તમેજ આગળ રેહીને એ મુવાને ઘેલુંગાંડું ઉતેજન આપ્યું! તમે હવે કંઇ મારી વચમાં બોલ્લતાજ ના."

"સારી વાત છે," ધરડો ફલાબા એ સાંભળી એકદમ પવારે ગયો, "ઘણી સારી વાત! હું વચ્ચે નહીં બોલું એમજ કેની? જાણે હું તો હવે કોઇ હીસાબમાં નથી! કોણ જાણે આએ કોણ ચોરાંત્યો કે લુચ્છો છે! મને એ પોરયા પર ભરૂસો આવતોજ નથી. કદાચ, એકુ મહીનામાં એ આપુને છોરી જશે ને આપરે બધેથી રવરતાં રખરતાં થઇ જશું!"

"એ આજે સપરમે દાહારે તમુને થયુંચ શું, મોટાબા?" જી–રોજીએ લગભગ રડી દઇને કહયું. "એ આજેજ કાંય મને કકલાવા બેઠાચ? એવણ લુચ્છા લફંગા હોતે તો તરાકાબંધ તમારૂં હજારોનું દેવું આપતેજ કેમ?"

"તે ગમે તે હોય," ફલાબાએ માથું ફેરવીને કહયુ, "પણ મને એ છોકરો ગમતો નથી ને ગમવાનો બી નથી. મને એ કંઇ પુછતો પરછતો નથી, અને બધુ પોતાની મરજીનુંજ કરેચ કરાવેચ. એ હરામજાદાએ આવીને બધું મારૂં ઘેર સુંઠાવી પીખાવી નાંખ્યું,"—અને ફફડતો ચટકતો તે ડોસો એમ બોલ્લતો બીજા ઓરડામાં જતો રહયો.

લગનની સાંહાંજે એકજ પારસી કુટુંબ જે નિલ્લગીરીઝમાં હાજર હતું તે કુટુંબનાં બૈરાંઓ બની ઠનીને જી––રોજીને મદદ થવા આવ્યાં. તેઓને બી આ ઉતાવળ્યાં લગન ઝાઝાં ગમતાં ન હતાં. વરરાજા તરફથી પેસી સિવાય બીજું કાંઇ લગન માટે આવ્યું ન હતું તેજ પુરવાર કરવાને બસ હતું કે લગન છુપા છાનાં ને નાહાસભાગનાં હતાં, અને જાસે પોતાના નામ તથા અટકનો જે ઓરંગો માર્યો હતો તે તેઓ ઝાઝા ઇતબારથી સ્વીકારતાં હોય એમ લાગતું ન હતું. એમ છતાં, તેઓને જાસ પોતાની ગરજે સોધનો ગયો હતો, અને જી––રોજી તેઓની ઘણી માનીતી હતી, માટે તેની શાદીની ખુશબખ્તીમાં મદદ થવા તેઓ દુરવેરથી અહીં તક ચાહી ચીતીને ખાસ આવ્યાં હતાં.

———:૦:———

# પ્રકરણ ૨૧ મું.

જાલે છુટા હાથે ખરચ કરયો હતો. ખાવાનું, પીવાનું, ઉંચાં શાંપન અને કેક પેસ્ત્રી તથા મીઠાઇ વિગેરે તેણે એવાં બહોળાં પ્રમાણમાં મંગાવ્યું હતું, અને જે કાંઇ સઘળું આવ્યું તે એટલી ઉંચી કીસમતું આવ્યું કે આસપાસનાંઓ તેની એ અજબજેવી ખરચાલુ રાજનીતીથી છક થઇ ગયાં! ખાનારાં તો કોઇ હતાં નહીં. આશીરવાદ સારનારા દસતુરોની અલગ ટેબલ સુધ્ધાં લગન પછી ખાવા બેસનારા મેહેમાનોની સંખ્યા ઇનમીન ને સાડા ત્રીણનીજ હતી, તોપણ સ્ટ્રેંડ હોટલવાલા મી૦ મરટનને મેનેજમેંટ આપીને જાલે તમામ ઇંગ્રેજી તોરથી એવા ઉંચા પ્રકારનું ખાણું કરાવ્યું કે જેણે તેના મોટા ખરચના સંબંધી બની શકે તો અવિશ્વાસુ જી—રોજીને જાસતી ફકરમંદ બનાવી!

દામ કરે કામ! તેણે કોઇ વાતની કશીજ કચાસ રાખી ન હતી, જ્યાં એકના ચાર ખરચી શકાએ ત્યાં જાદુઇ તીલેસમથી કામ લેવાઇ શકાય છે. અરેબીઅન નાઇટસમાંના અલાદીન અને જીનની વારતામાં આપણે વાંચ્યે છીએ કે તીલેસમાતીક ફાણુસ ઘસતાં તે ફાણુસનો ખીદમતગાર જીન તરત હાજર થતો, અને અલાદીન જે આરજુ કરતો તે આંખના એક પળકારામાં આસાન પુરી કરી આપી શકતો! તે નાલ્યાં હાંકવાના જમાનામાં બેશક તેમ હશે, પણ આજના જમાનાનો એ તિલસમાતીક જીન તે પૈસા છે. બેશક પૈસાનું પ્રબલ આજના જમાનામાં કેટલું મોટું છે તે કોઇથી અજાણું નથી, અને જાલ એ પૈસાનાં જોરેજ ઘણુંક નહીં બનવા જેવું પણ જોતજોતાંમાં બજાવી શકયો. તેણે જી—રોજી માટે છેક મુંબઇવેરથી મોંઘાદાટ વાગા વસાવી મંગાવ્યા; તે મધુરીની પરણતી વખતની સાડી જે શુધ્ધ સફેદ જીકના તમામ વેલા અને ફુલોથી ભરેલું એક હોજરીયું હતું તે અને તેનેજ બરતું ઘણી મોંઘી સીલાઇનું સરસ સીફ્રોનનું એક વાસકુટ જે તેને તે વખતે પેહેડયું હતું તેમાં તેણીને સજ્જ ચપલી જોવી એ પણ ખરેખર એક પેહેલા પ્રકારની મોજ હતી. આહા, સુંદર જી—રોજીને તે મનોહર પોશાકના ઠઠેરામાં બિરાજમાન પરણવા બેઠેલી જોઇને સાધુ સંત જેવાઓ પણ મોહ પામે એમ કેહેવામાં એકે સહરાગત ન હતી.

તે એવા એક ખરચાલુ પોશાકનો સાજ સજવા મહા મુશકેળથીજ મનાઇ હતી. તેણીએ પોતાની આખી જીંદગીમાં એવા ખરચાલુ પોશાક કદી જોયા કે જાણ્યા વટીક ન હતા, અને તેથી તેની રૂપાનાં પત્રાં જેવી ચામડીને શોભા આપે એવાં ઝળઝળ થતાં ઝહવેરાત અને દરદાગીના સાથે અતિ ઘણી સમજાવત પછી તે પરીપેકર નાજનીન જયારે એ ઠાઠમાઠ સાથ બની ઠનીને પોતાના ઓરડાના એકાંતમાંથી બહાર આવી ત્યારે સીધી પાધરી આકાશમાંથી કોઇ હુરીજ ઉતરી આવી હોય તેટલો બધો તે નાહનો મેલાવડો એક દીલખુશ સેનઝેસન સાથનું વિસમય પામ્યો !

ફુલોનો નેસાર તો બડી બામદાદથીજ તે દિવસે મોજુદ હતો. જી—રોજી પોતે ફુલોનાં પરસ્તાનમાંજ જીવતી હતી, અને તેના બપાવાની બાગબાની તેની સદાની સોબતી અને સહીમીતીઓ પુરવાર થઇ ચુકી હતી. તે ફુલોમાં પોતે ઘણું સમજવાવાલી બી હતી, અને તેથી સહવારને પ્રહર લગનની બામદાદે જયારે જાલે એક મહોબતમય ચીઠ્ઠી સાથે ઘણી હુન્નરમંદ કીસમે તૈયાર કરેલી નામીચામાં નામીચાં ફુલોની એક બાસકેટ, તેવાજ બેમુલા ગજરાઓ ને હારો સુધ્ધાં, તેના પર મોકળી આપી ત્યારે તે સુંદરી પોતાના ભવિષના ભરથાર ઉપર દેખીતાં વ્હાલ સાથે પોતાનાં જાનોજીગરથી કુરબાન થઇ.

"મને તો લાગેચ કે તમારા વર છુપા લેબાસમાં કોઇ રાજા છે," મીસ મેહેતા જી—રોજીને કેહેતી હતી.

એ મીસ મેહેતા તે જે એકજ પારસી કુટુંબ નિલગીરીઝમાં હતું અને જેઓ બધાં એ લગનમાં મદદ થવા આવ્યાં હતાં તેમની વડી છોકરી હતી. એ મી૦ મેહેતાની એક પુરાણી યુરોપશોપ નિલગરીઝમાં હતી, અને તેનો ધંધો ઘણો ધીકતો ચાલતો હતો. તે કુટુંબ પાંચ પૈસે સુખી હતું, અને મી૦ અને મીસીસ મેહેતાના સંબંધમાં કાંઇક નવાઇ જેવો સંજોગ એ હતો કે તેઓને ત્યાં એક એ નહીં પણ સાત દીકરીઓની પલટનનો જનમ થયો હતો, કે જયારે દીકરો એકબી ન હતો ! તે બધી છોકરીઓ હાલમાં દાહરેવારેની ચયલી હતી, અને તે સઘળીઓ જોરાવર ઉલટ સાથે સુંદર જી—રોજીનાં લગનમાં આજે હાથોહાથ મદદ થવા ઉતરી પડી હતી.

ફુલોની તે બડી બામદાદની ભેટ સાથે વળી જાલની જી—રોજી જોગી જે ટુંક ચીઠી આવી હતી તે બી ઓછી ખબર લેવા જોગ નજ હતી. તેમાં તે વ્હાલો જવાન હેતની અસાધારણ ફીદાગીરીથી લખતો હતો કે—

"મારાં જીગરથી જયાદા જી—રોજી,

આજનો દહાડો મારી જીંદગીના સૌથી સુખવાસી દહારાઓમાંનો મોટામાંમોટો સુખવાસી છે. વચમાં આ થોડા કલાકો વહી જશે તો પછી મોહત સુધી તું મારી છે. આએ સાથે થોડાંક ફુલો મોકલ્યાંછ તેની ખુશબો મીસાલે તારી જીંદગીના છેલ્લામાંછેલ્લા દહારા સુધી તું, ઓ વ્હાલી જી—રોજી, નેકીમાં પમરતી અને ખુશાલ રેહેજે! આજના શુભ દહારાની ખુશાલી માટે મારી તરફથી તારી પર જે જે ભેટસોગાદો આવે તે અને ખાણીપીણીને વાસ્તે જે બી કંઇ માલ મસાલો આવે તે બધું હસતે મોહોનેજ સ્વિકારતી રેહેજે. તારો લગનનો વાગો વીગેરે બધું મારો હેતવંતો ને વિસ્વાસુ સગો પેસી મુંબઇથી આજે લેઇ આવશે. તે આજે હવે પછીના એક બે કલાકમાં આવી પુગવોજ જોઇએ, અને તે આવે એટલે તરત તુંને હું એ બધું મોકલી આપશ. સુખી રેહે મારા પ્યાર,—ખોદા તુંને સદા ખુશ રાખે!

લી૦ સદા તાહરોજ,

જાલ."

જી—રોજીએ તે કાગળને કરોડો ચુમીઓ લીધી, અને પછીથી જાલના ખરેખરાં હેત પ્રદર્શીત કરનારા એક બેકીંમતી અને સતાવાર દસતાવેજ તરીકે જીંદગીના છેલ્લામાં છેલ્લા દહાડા સુધી સાચવી રાખવાની મકસદથી તેણીએ તે કાગળ સંભાળથી ઉંચો કરયો.

સહાંજે નાહાન નાહ્યા પછી જયારે લગનને માટે જી—રોજી તૈયાર થઇ ત્યારે મેહેતાની છોકરીઓએ તેને ઘેરી લીધી, ને ખુશાલીની તાલીઓ પાડી. "ઓ મુઇ તું કેવી મજાની લાગેચ, જી—રોજી!" માણેક (વડી બેહેને) મોટી ખુશાલીમાં કહ્યું.

"શું ખરેખર હું મજાની લાગુંછ?" જી—રોજીએ નરમ સાદે પુછ્યું; કે જયારે તેણીના ગાલ ઓશકથી લાલ લાલ અને ગરમ થઇ ગયા હતા!

"મજાની તો એવી કે એક પરી જેવી!" વચલી (ગુલાં)એ કહ્યું; "હું કાંઇક અજબ થતી નથી કે તેં તાહરા જાલનું માથું ફેરવી નાખ્યું ને તેને ઘેલો કરી નાખ્યો!"

"મને પરી જેવી થવા કે દેખાવાનો કંઇજ અભખરો નથી," જી—રોજીએ હસીને જવાબ દીધો; "હું મારા વ્હાલા જાલની આંખમાં ગમતી ને શોભીતી દેખાઉં એજ હું તો ખુદા પાસે માંગુંચ; મને બીજાં કોઇની પસંદગી કે નાપસંદગી સાથે કંઇજ કામ નથી."

"મને જે નહીં ગમતું," વળી તે સાતની પલટણમાંની એક મીસ મેહેતાએ કહયું, "તે એજ કે જાલ પરણીને કાલ ને કાલ તું કેહેચ તેમ પોતાને ઘેર જતા રેહેવાના છે! એ મુવું મારાં મનથી ઘણું અપસુકન્યું થશે. પરણીને તરત છુટાં પરેલાં વર બૈયરનો ફેજ માય બાવાબી કાલે રાતે કેહેતાંતાં જે કદી સારો થતો નથી,"

જી—રોજીનું મન એ સાંભળીને ઘણું ખાટું થઇ ગયું—જો કે તુરત ને તુરત તો તેણે તેવું કશું બતાગ્યું નહીં. ગોઠવણ એમજ થઇ હતી કે આજે લગન થવા પછી આવતી કાલે જાલે મુંબઇ ઉપડી જવું, અને ત્યાં બધું સમાધાન કરી આવ્યા પછીજ જી—રોજીને અને તેના બપાવાને (તે બુઢાની બાગબાની સુદ્ધાં) અતરેથી કોઇ દુર દેશાવર લઈ જવાં. કયાં જવું ને રેહેવું તે હજી નકકી થયું ન હતું. તે બધું પાછળથી જાલ નીરાંત થતાં નકકી કરનાર હતો, અને તેટલાં જી—રોજી અને તેના બપાવાની પાસબાનીમાં, લુચ્છા દીના દેગરાથી તેમને બચાવ આપવાની મકસદથી, તે પુરતી મદદ અત્રે પાછળ છોડી જનાર હતો.

એ બધું નકકી થઇ ચુક્યું હતું, અને જી—રોજી તે વાતને તદન એકમત થઇ ચુકી હતી; મગર નાદાન સગાજની મીસ મેહેતાએ વેહેમ આપ્યા પછી તેણીનું દીલ એ અપશુકનની શંકાથી અજબ જેવી હદ સુધી બેદીલ થઇ ગયું, ને તે એકદમ પાછી દામાડોળ થઇ.

જાલે કોઇ વંતની કમી થવા દીધી નહી. સાંહાજે ત્રણ વાગેથી નિલગીરીઝનું એક આગેવાન બેન્ડ ફલાબાના બગીચાનું એકાંત ગજાવતું સુંદર સરોદાથી આસપાસને રીઝવતું હતું, અને તેથી તે

બાજુનું નીલગીરીઝ જાણે તમામ તળે ઉપર થઇ ગયું હતું. અસ-ફાતુ લોકોનાં ટોળેટોળાં ત્યાં જમા થતાં હતાં, અને સાંઝ પછી, જ્યારે લગનની ક્રિયા શરૂ થઇ ત્યારે જી—રોજીએ તે બાહેર જમા થયલાં લોકોમાં આગળથી આવીને અંદર ડોકાવતો પેલા લુચ્ચા દીના દેગરાને આબાદ જોયો, અને તે તદન તરખાઇ ગઇ. દીનાના ડોળા કપટ અને ખુનથી નિકળી પડવાને તૈયાર હોય તેટલા બધા લાલ લોહી જેવા ખુનખાર ચમકતા હતા, અને ગણીમત એજ હતું કે એવો એક નેહેસ્ત દેખાવ આપીને, બીજા કોઇનું બી તેના પર ધ્યાન ખેંચાય તે આગમચ તો, એ ક્રિયા થતી ફક્ત એક આડી નજરે જોઇ લઇને તે નાચારીમાં હારી બેઠેલો લુચ્ચો ત્યાંથી પાછો તરત અલોપ થઇ ગયો.

પેસી તો, અલબત, એ આખો દહાડો દહીંમાં ને દુધમાંજ હતો ! તે તો આવ્યો ને આવ્યો કામકાજની ધમાલમાં આખો દહાડો તેનો પગ જરાએ ખલ ખાતો ન હતો. તે તો પોતેજ પર-ણવા નિકળી પડયો હોય એટલેઃ બધો ખુશાલીમાં આવી ગયો હતો.

તે ખુશાલ ક્રિયા હતી, મગર તે ખુશાલી દરમ્યાન જે એકજ અફસોસનો વટવટો જાલને થતો રહયો તે તેના વ્હાલા બાપની ઇતરાજી અને બીમારીનોજ હતો. અરે, ગોયા હવામા તે જેફ બાપનો એક નાતવાન આકાર ઉભો થઇને આ તેમના લગન માટે તેના કાનમાં કદુવા પોકારતો હતો !! કેવી રીતે તે બાપની મરતી ઘડીએ તેની ઘરટયો ખેંચતી છાતી પર હાથ મેલીને તે કોણને પરણવાને કબુલ થયો હતો, અને હાલમાં કોણ સાથ પરણતો હતો.

તેઓ પરણી રહ્યાં.

લગનની ક્રિયામાં હિંદુઓનું ઉધાર સુધાર લીધેલું કશુંજ મોજુદ ન હતું. આડા અંતરનું હંબગ અને અરસપરસ ચોખા છાંટવાની શરત બકવાનું ઢરીંગ બીલકુલ મોકુફ કરવામાં આવ્યું હતું. "છોકરો જીત્યો કે છોકરી" તે કોઇએ જાણ્યું બી નહીં ને પુછ્યું બી નહીં ! ફક્ત એકમેકની બાજુમાં બેસીને પવિત્ર આશીરવાદના પાક કલામો વચ્ચે તેઓ પરણીને પાક એતેકાદથી સદા સુધી માટે એક અને ધણી ધણીઆણી થયાં હતાં.

તેઓને ઓવારણા લેનારા મા બેહેન તે વર રાજા કે વર કન્યાની તરફથી કમનસીબે કોઇ ત્યાં હાજર ન હતાં, પણ જે ત્રાહીતો હાજર હતાં તેઓ બધાંએ, ઘણી ભલાઇ સાથે તે વર વૈયરને સારૂંજ માંગ્યું, અને દીલોજાન મુબારકબાદીઓ આપી.

તેઓમાં પેસીએ બેશક આગેવાન ભાગ લીધો. તેની મુબારકબાદી અને તેની ખુશાલી તો ખરાં દીલનીજ હતી, કેમજે આ લગને તે અભાગ્યાનું તો ભાગજ જાણે ખુલી આપ્યું હતું.

છેક મોડી રાત્રે તે ન્હાનો મેલાવડો ખાણપાનની ખુશબખતી બાદ વીસરજન થવા કેડે બે તેજી ઘોડાની એક સુંદર લેન્ડો બારણામાં આવીને ઉભી. તે ત્યાંથી તે પરણતાં જોડાંને લઇ જવા આવી હતી. પોતાની પરણી પ્રિયા સાથે તે રાત સ્ટ્રેંડ હોટેલમા ગુજારવાનું જાલે નકકી કરયું હતું, અને ત્યાં તેમને લઇ જવા તેઓ વાસ્તે, તેણે ગોઠવણ કરી મુકી હશે તેમ, તે દમામદાર ગાડી હાજર થઇ હતી. જાલે મોટા ખરચે તે હોટેલની એક બાજુના આખા ભાગના સઘળા ઓરડા પોતાને માટે ખાસ રીઝર્વ રખાવ્યા હતા, અને ત્યાં હવે તેઓ ગયાં.

સુખ કે દુખ, ભલાં કે બુરાંને માટે હવે તેઓ હંમેશ સુધી એકમેકના થયાં હતાં. જાલની અર્ધાંગના જી—રોજી જાણે તેના ધણીનાં આંગમાં પ્રવેશજ કરી દેવા માંગતી હોય તેમ વિશ્વાસથી છેક તેનાં પાસાંમાં દબાઇને તે ગાડીમાં બેઠી હતી!

"ખોદાનું કેવું હેસાંન!" જાલ કેહેતો હતો; "આએ દાહરાને વાસ્તે હું તો સદા કેવો તરસતો હતો! કેહે મને, વ્હાલી જી—રોજી, તું શું હવે હજી પુરતી સુખી નથી?"

જી-રોજીએ તરત તેટલાંજ જોસથી જવાબ કરયો નહીં. તે ચુપ રહી.

"તું હજી જવાબ દેવાને વરે કાંઇક આનાકાની કરતી દેખાએછ, વ્હાલી જી--રોજી?" જાલે તાજુબીમાં પુછયું.

"હું કેમ કેહું, વ્હાલા, કે મારાં દીલમાં એક બી ફીકર નથી? તમારા આજના બેહદ ખરચાલુ ખરચોથી હું તદન હબતી ગેઇચ!" જી-રોજીએ સમજાવ્યું; "મને તો કંઇ સમજ પડતી નથી. એક

બાદશાહજાદી પરણે એટલી બધી ધામધુમથી આએ જંગલમાં આજે માહરાં લગન થયાંચ, અને તે બધું મંને ઘણું બીધરાવેચ !"

"પણ એમાં બીહીવા જેતું છેજ શું ?"

"બીહીવાનો સવાલ ; પરતો મેલ્યે તોબી, વ્હાલા જાલ," જી-રોજીએ ..રી રાખ્યું, "લગન પછી તરતજ બીજે દાહાડે આપરે છુટાં પરવાનાં છૈએ તે અપસુકનને વાસ્તે બી ગારી છાતી વધારે ધુજી રેહીચ. ઓ, જો એ વિચાર તમે ના રાખો ? મને લીધા વગર કેંટેબી ઉપડી જવાનો ખ્યાલ મારે ખાતર મોકુફ કરો ?"

"તું જેમ કેહેશે તેમ કરશ," જાલે નાખતીથી કહયું; "હમણાં આપરાં મુકામ પર પ્હોંચીને આપરે એ વીશે ધીરજથી વાત કરશું, ને તું કેહેશે ને રાજી થશે તેમજ કરવાની ગોઠવણ રાખશું."

તેઓ તે પછી હોટેલમાં પ્હોંચ્યાં, અને તે ઓરડાઓનો વૈભવ, રાચરચીલું અને ફુર ફરનીચર વિગેરે જોઇને ગરીબ જી-રોજી છક થઇ ગઇ! તેણે આવું કદી પોતાની આખી જીંદગીમાં જોયું કે અનુભવ્યું ન હતું. ઓ, આએ તો હજી એક ન્હાની શરૂઆત હતી, તો એ જાતની બધી શરૂઆતની આખેરી કેમ આવવાની હતી ?

ત્યાં તે ઓરડાનાં એકાંતમાં મોહોબતના એખલાસ વચ્ચે પણ એકલાં પડતાં વળતા દીવસની જુદાઇની વાત પાછી તે વર બૈયર વચ્ચે બરપા થઇ.

"હું કંઇ લાંબો વખત જવાનો નથી, જીગર," જાલ સમજાવતો; "હું જઇને જરા મારા બાવાજીની તબીયતની પાછી તલાસ લેઉં, અને ત્યાં બધું સમાધાન કરીને આઉં એટલે આપરું કયાં ઠરીઠામ મકાન કરવું તે હું નકકી કરી શકશ, ને તરત પછી તુંને અત્રેથી લઇ

"તેટલાં તો જુદાઇથી મારો જાન બી નીકલી જશે," જી--રોજી રડીને કેહેતી હતી; "મેહેતાની બચઇ બી આજે કેહેતીતી કે પણ્યા પછી બીજેજ દાહાડે છુટાં પરવાનું કોઇ બી વર બૈયરને વરે ઘણું અપસુકન ભરેલું છે."

"છટ નોનસેન્સ, તે કેહેનારી તો હૅમક હોવી જોઇએ," જાલે ગુસ્સાથી કહયું; "એ બુઢાં બૈરાંને બરના વીચારો તેં મંજુરજ કેમ કીધા?"

"તોબી મને અહીંથી લઇ જાઓ," જી—રોજીએ કાકલુદીથી માંગી લીધું; "હું એ. વેહેમ કરવા માંગતી નથી, વ્હાલા, પણ અતરે રેહવાને હું મુતલગ ખુશીજ નથી. મને દીનાની ઘણી બીહીક લાગ્યા કરેચ. આજે આપરા અસરવાદ સરાતાતા તાહારે બી આવીને તે મુવો મને જોઇ ગીયોતો, ને મારી નજર સાથે તેની નજર મલતાં મારી છાતી એવી તો ધ્રુજી આવી!"

"તેં પોતે તેને જોયો?"

"હા; જરા વાર આવીને ચાલી ગીયો તેથી મેં તમુને કહયું નહીં," જી—રોજીએ ખુલાસો કરયો; "મુવો ઘણો ખારીલો ને કર પીણુ છે. તમે ગમે એટલા રામોસી હમારી સંભાળમાં રાખી જશો તોબી કંઇ બુરૂં બન્યા વગર રેહેવાનું નથી."

જાલ ગંભીર વિચારમાં પડયો. આવા સંજોગમાં હવે તેણે કેમ કામ લેવું ને શું કરવું તે તેને સમજ પડી નહીં. તે જી—રોજીની એ બધી તકરારનું વાસ્તવીકપણું સ્વિકારતો હતો, કે જયારે બીજા હાથપર તે પોતાનાં ઘરથી વધારે વાર અલગ રેહે-વાની પણ કમનસીબે મુતલગ હીંમત કરી શકતો ન હતો. તે અત્યાર તક પુરતું અલગ રહી ચુકયો હતો, અને તેથી જોઇએ તે કરતાં વધારે બેચેન બન્યો હતો, કે જયારે હમણાં ને હમણાં બીજે ઠેકાણે જી—રોજીને લઇ જવાનો અને રેહેવાનો તે બંદોબસ્ત કરવા જાય તો બીજા ઘણા દહાડા વચમાં ભાગી જાય એ સંભવ તદન દેખીતો હતો, અને તે કેમ બને? તે પોતાને ઘેર એક બી કાગળ અત્યાર તક લખવાની હીંમત કરી શકયો ન હતો. પોતાનાં હાડમાં ઓસ્યાલું એટલે તે કઇ કીસમે કાગળ લખી શકે, અને પોતાના બીમાર બાપની કંઇબી ખબર અંતર મંગાવી શકે? બીજા હાથપર ફ્રેની ખફા હતી એ તો તદન દેખીતુંજ હતું. તેણીએ આજતક એક બી તાર[illegible] બી કાગલથી ના તો કશી પોતાની તરફની ખબર [illegible] ો તેની પોતાની કશી બી ખબર મો[illegible]

"હું કાલે પેસી સાથે મત કરીને જે તે નકકી કરશ," જાલે અંતે ઠરાવપર આવતાં કહયું.

"એ તમારો પેસી મને ગમતો નથી, વ્હાલા," જી—રોજીએ તરત નારાજીથી કહયું.

"તારી ભુલ છે, વ્હાલી," જાલે સમજાવ્યું; "એ બીચારો કોઇ જખરો લેહેણુા વગરનો છે! ખોદા જાણે એનામાં એવું તે શું છે, કે કોઇ એને ચ્હાવા કે એનો દોસ્ત થવા માંગતાંજ નથી?"

"એની સાથ સલ્લાહ કરવાની કંઇ ખાસ જરૂરજ છે?" જી-રોજીએ પાછું પુછયું.

"હા, એ મારો ઘણોજ દીલસોઝ ને દુરઅંદેશ સગો છે," જાલે કહયું, "ઘણો ડાહગો પાકો માણુસ છે—ફકત મેં કેહયું તેમ બીચારો લેહેણુા વગરનો છે. આપરે એની સલ્લાહ લેશું તો એ આપુને ખરેજ રસ્તે ઉતારશે."

"જેમ તમુને ગમે તેમ," જી-રોજીએ નાચારીના દેખાવથી કહયું; "એવા એકની સલ્લાહ વગર તમો મારા વ્હાલા કામ નહીં લેઇ શકો તે મને જરા દલગીર કરેચ. શું આપરાં બેઉના મતથી પેસીની સલ્લાહ જેટલુંજ આપરે નહીં કરી શકશું?"

જાલ મીઠાસથી હસ્યો.

"તું એને ઓરખશે ત્યારે જાણુશે, વ્હાલી," જાલે કહયું; "ઘણીજ તેજ બુધ્ધિનો માણુસ છે."

"અને તાહરે તમારા આવા ખરચોમાં તમુને રોકવાની સલાહ એવણે કદી આપીજ નથી?" જી-રોજીએ અજાયબીથી પુછયું.

"તે કેમ?"

"મને બીક લાગેચ, વ્હાલા, મને ખરેખરીજ બીક લાગેચ કે તમારા બધા આએ લખપતીના ઘેરના જેવા ખરચ છે! આપરા જેવાં ગરીબ ગુજાસનાંઓ એવા ખરચમાં તણાઇ તુટચે તો આગળ રસ્તો કેમ લેઇ શકશું?"

જાલ પાછું હસ્યો. તે પોતાના બાપની ઠામઠામની બેસુમાર મીલકતો અને ગંજાવર આવકોનો ખ્યાલ કરતો હતો! તેની ગરીબ જી—રોજી! તેને શું એ તેનાં મોટાં લખોપતીપણુાંની માહીતી પડે?

"તું એ વીશેની વાત કે વીચારજ ના કર્યા કર, વ્હાલી," તેણે તેને હેતથી ચુંમી કરતાં પાછું કહયું; "મારી પર એ વાતમાં પુરેપુરો વિસ્વાસ રાખ. આપરે ઘણા ગરીબ નથી અને ખોદાની બખશેસથી ઘણાં ગરીબ કે મોહોતાજ કદી થવાનાં બી નથી."

પણ જી--રોજી એ સધ્યારાથી જોઇએ એટલી રાજી થયલી જણાઇ નહીં.

"મારો તમારામાંનો દરેક વાતને લગતો વિસ્વાસ એટલો બધો મોટો છે, વ્હાલા જાલ," તેણીએ કહ્યું, "કે એક ખી વાતમાં વિશ્વાસ ભંગ થતાં કે પોતાને હું ઠગાયલી જોતાં હું તરતજ તરફ-રીને મરી જવશ એમ મને લાગેચ."--અને કેહેવાની જરૂર છે કે જી--રોજીની આ કીસમની એકથી એક હજાર ફકરમંદ ખટપટો અને પટપટો પ્યારની ચુંમીઓથી ચુપ કરતાં લગનની તે પેહેલી રાત્રે અધીરા જાલને ખરેખર પરીશ્રમ થયો ?

બીજી સહવારે જાલ સકાળે ઉઠયો. તે પેસીને જલ્દીથી મળીને જે તે એક વાત નકકી કરી નાંખવાનો હતો. પેસી પણ તે હોટેલમાંજ રેહેતો હતો, અને તેથી ને બોલાવવાનું કે મળવાનું કોઇ રીતે મુશકેલ ન હતું.

તેઓ બાગમાં મળ્યા. પેસીનાં મોઢાં પર તે વખતે સેહેજ તુચ્છકારનું હસ્તું હતું, અને જાલ તેની સલ્લાહનું ઓસ્યાલું કરતો તેની આગળ ગયો. તેણે એક વખત ફ્રેની ને રાજુની જુબાની સાંભળતાં તેને માટે ઘણું હલકું વિચારયું હતું--તે ભોલો ભટાક પોતાના મનથી ધારતો હતો તેમ તેને ઘણો ગેરઇનસાફ કીધો હતો !--તે એટલે સુધી કે ને ઠોકવા અને કુંડીપાક જમાડવા વટીક તે તૈયાર થઇ ગયો હતો, વાસ્તે આ વખતે તેનીજ સલ્લાહ પાછી સોધતો જવાનું તેનું ઓસ્યાલું દેખીતી રીતે તેને બેવડુ લજવાવતું હતું

# પ્રકરણ ૨૨ મું.

"કેમ, સહવારને પોહોર વરી એ શું છે?" પેસીએ તેને મળતાં સાથે મજાકથી હસીને પુછ્યું; "આજ ને આજ તો તમો વર બૈયર વચ્ચે કંઇ હોલી સલગી નહીં હોય?"

"એમ ના બોલ, પેસી," જાલે કાંઇક કરાજીથી કહયું; "એ મારી મોહરદાર તો એક રેસ્તો છે."

"ત્યારે ટ્રબલ છે શું?"

"જે ગુલાબ એકઠા કરે તેણે એક બે કાંટા હાથમાં લાગવાની બી તૈયારીમાં રેહવુંજ જોઇએ," જાલે હસીને કહયું. "જી–રોજીના સંબંધમાં મુસ્કેલી માત્ર એટલીજ બરપા થઇ છે કે તે મારા પૈસા ને પદવીની વાત જાણતી નથી. તે તો મને કોઇ પચીસ પચાસનો મહીનો કમાનાર કૉમન કલાક સમજે છે! એ બીચારી બચ્ચાં જેવી નિર્દોશ છે."

"પણ એ તો દમ વગરની વાત છે?"

"હું એમ ધારતો નથી," જાલે સહમજાવ્યું. "મને લાગેછ કે જ્યારે ભડકો ફુટશે ને તે મારી ખરી સ્થિતી જાણશે ત્યારે ઘણીજ નારાજ થવાની, ને તેથી મને અત્યંત ચિંતા થયા કરે છે. 'મોટાં નામે ખોટા' એ ધખ્ખારો એનાં મગજમા એટલો ઉંડો બેસી ગીયોછ કે બધા પૈસાવાળાઓને એ દીલોજાનથી ધિક્કારતાં શીખીછ, ને મને જો તે વર્ગનો એક જાણ્યો તો કમબખ્તીના પારાવાર થઇ જવાના!"

"ને તેથીજ જો તું ગભરાયા કરતો હોય ને તેમાંજ મારી સલ્લાહ જોઇતી હોય તો હું તો કેહુંછ, જાલી, કે તારી ફીકરો છેક બચ્ચાંની કીસમની છે," પેસીએ જાલને હીંમત આવી જાએ તે કીસમે હીમત આપતાં કહયું. "એ તો બૈરાંની જાત છે. હમણાં એમ બોલે ને ભરકતા ઘોડાની માફક ચમકયા કરે, પણ જ્યારે ખરી વાત જાણશે ત્યારે સોંમાં ક્હેજમાં મનાઇ જશે."

"તું એમ ધારેછ?"

"ધારૂંછ? ખાત્રીથી માનુંછ," પેસીએ ડાહપણ ડોલ્યુ; "મેં દેશ ખાઇને દરવાજા ખાંધે બાંધેલા છે. હું દુન્યાનો ખાધેલ છેઉં. હું દરેક વાતમાં બારેગાંઠ પુરો છેઉં. બૈરાં તે બૈરાંજ. બૈરાં તો બુધ

દાહરાનાં એવાંજ, ને તેમા એક તો એ પોરી છે બીચારી બોચ્યું. કેળવણી કંઇ નહીં, ને ગામરેની ગમાર જેવી અભણ, એટલે—"

"એમ ના બોલ," વળી જાલ કરાજીથી વચ્ચે પુરાયો. "તું એને બરાબર ઓરખશે ત્યારેજ એની કદર જાણશે. એટલી તેજ બુધ્ધિની અને બધી વાતમાં એવી ચબરાક છે કે તુંને તો તે વાતનો ખ્યાલ બી નથી થયો !"

"હોશે બા, ત્યારે તારા જીવને પાર," તે લુચ્છાએ તરત નાખ તીથી જવાબ કરયો. "હું તો એમ કેહવા જતોતો કે એ બધાં કારણોથી તારી જી—રોજી આય'દે તુંને શેઠયો જાણવાથી તારા લાભમાં નહીં મનાઇ જશે એવી ફીકર રાખવાને તુંને કશુંજ કારણ નથી. અલબત એને કેળવીને લાયક કરવી તો જોઇશેજ,"-અને જાલને વળી લાલ થતો જોઇને-"એમ જરા જરામાં ગુસ્સો ના કરી પર. બેવકુફ ના થા, જોતો નથી હું કેટલો તારાં ભલાંમાં છેઉં તે ? હું તો મને જે સારૂ લાગેછ તે કેહુંછ. તું એમ તો નથીજ કેહવા માંગતો કે તું આજ ને આજ જી-રોજીને ફ્રેનીની જગ્યાપર આપરે બંગલે લઇ જાય તો જી-રોજી ફ્રેની જેટલીજ ફતેહથી બધો ઘેર ખટલો સમાલી કે ચલાવી શકે ? તેથી હું તો કેહુંછ, એને લઇને વરસ છ મહીના તો કેથે ઘેરની બાહારજ તું રેહે ને બાહારજ ફરયા કર, ને એને સોસાયટીને લાયક થવાનુ તેટલાં શીખવીને તૈયાર કર."

"પણ હાલમાં હવે અમારે કાંહાં જવું ને કાંહાં રેહવું ?" જાલે સાદાઇથી પુછ્યું.

"કાંએ, તે તું તો આજે ઘેર પાછો ફરેછ કેની ?"

"નહીં તે નથી બનતું" જાલે ફજેત જેવી કીસમે કહ્યું. "જી-રોજીને તે નથી ગમતું; તે નથી માનતી."

"પણ તેથી તું બેવકુફ ગઘેરા જેવો તારા ધરીપળ જેવા બિમાર બાપની ખબર નહીં લે ?" પેસીએ ગુસ્સાનાં દેખાવથી ચપકો મુકયો.

"હું ઘણો દીલગીર છેઉં," જાલે ખસ્યાણો જવાબ કરયો; "હું તો જતે, પણ જી—રોજીને કોઇ હેમકોએ વેહેમ નાખ્યોછ જે

પરણીને બીજેજ દાહરે જે જોરાં છુટાં પરેછ તે લોક પાછલી જીંદગીમાં કદીબી સુખમાં થર પરતાં નથી, અને—"

પેસી મોટે સ્હાદે જાલનું છેક પાકી આવે તેમ મોટા તુચ્છકારથી હસ્યો.

"હું પોતે કંઇ અલબત એ જાતનો વેહેમ માનતો નથી," જાસે ઉતાવલથી ઉમેરયું, "પણ એ બિચારીને એટલી જલ્દી નાઉમેદ કે નારાજ કરવાનું મને ગમતું નથી."

"ને ત્યારે તે બી થોરૂં વાજબી છે," લુચ્ચા પેસીએ વળી ફેરવી તોલ્યું; "પણ હવે ત્યારે તેં કરવા શું ધારયુંછ ?"

"તેજ હું તુંને પુછવા માંગુછ તો !" જાસે ઉલટમંદ કહયું. "એવા સંજોગો વચ્ચે હાલમાં તું મને શું સલ્લાહ આપેછ—હું કાંહાં જાઉં ને કાંહાં રેહું ?"

"આપરા ખંડાલાના બંગલામાં કાંએ નહીં જતો ?"

"ઓ, કૅપીટલ આઇડીયા !" જાસે હર્ષીત જીગરે એકદમ કહયું; "તું એ બધી વાતમાં કેટલો બાહોસ છે ! જોની, મને ઉલ્ટુ જેવાને હું રાતનો વિચાર કરૂંછ પણ એ સુઝયુંજ નહી. હુ તો કેથે આટલાંમાં ને આટલાંમાં આસપાસનાં કોઇ ગામમાં થબી જવાના ખ્યાંલમાં ગોટાં ખાયા કરતોતો !"

"તે નહીં પાલવે," તેણે સમજાવ્યું; "તુંજ કેહતોતો કેની કે પેલા તારી જી—રોજીના પોક્ષાગીર આશક દીનાથી—"

"વરી એમ બોલ્યો—તુંને ના કહયુંની ?" જાસે પાછો ગુસ્સો કરયો; "મારી જી—શોજી તે કમીનાપર થુકે બી નહીં !"

"અરે જાની, બાપા, એમ તો એમ," પેસીએ પડતું મેલ્યું. તે ચોબા કયારે ને કેમ દેવા તે બરાબર સમજતો હતો ને કલેજાંમાં કાપ પડે એવા તક ને ટાંકણાસરના ચોબા દઇ દઇને વળી તે સીફત સાથે પાછો અલગો ને ખીસ્તો બી થઇ જવાનું જાણતો હતો. "એમ તો એમ; આપરી કાંહાં ના છે ?" તેણે કહયું.

"પણ તું શું કેહતોતો ?"

"હું એમ કેહતોતો જે તે લુચ્ચાથી જો જી—રોજીને અને પેલા ઢાંખરા ફ્લાબાને તારે બચાવવાંજ હોએ તો અહીંથી ઉઠાંગરી કરીને કેઠે લાંબે ટપે તારે ખનીવંજો લેવામાંજ શાણુપત છે."

"પણ હું કંઇ તેનાથી બીહીતો નથી ?" જાલે ગુસ્સાથી કહયું.

"તું નથી બીહીતો પણ એ લોક તો બીહેછ કેની ?" પેસીએ સમજાવ્યું—અને ગંભીર બની વધારયું, "તું બધા ફ્રાહારાનો એવો ઓદાણી ને હુલવેલ્યો રહી ગીયો ! નાદાન ના થા. તે અહીં છે ત્યારે તારે અહીંથી જવુંજ જોઇએ, ને તે બી જલ્દી ને કેથે લાંબેજ ટપે. તે કોઇ ખરેખરો ઝનુની ને ખુની જેવો પારસી છે. એ હલકાં ને અભણ વર્ગનાં લોકો ઘણાં ખારીલાં થઇ શકેછ. મને ગેઇ રાતે હું હોટલમાં ચાલી આવતોતો ત્યારે મલ્યો ને દાંત પીસીને મારા કાનમાં કંઇ બબરી ભભરી ગીયો. મેં તો કંઇ બરાબર સાંભરયું નહીં, ને સાંભરવાની દરકાર બી કીધી નહીં પણ તમો ત્રણોનું ખુન કરવાના કસમ લીધાછ એ મકસદનું કંઇ ને પોસાગીર બખારી ગીયો ખરો; ને હું તો તેથી ધારૂંછ જે તક મળે તો એ તે જાતનો આસામી છે કે જે જરૂર પોતાનો બોલ્યો બોલ પાળે !"

——:૦:——

## પ્રકરણ ૨૩ મું.

જાલ એ સાંભળી સ્હેજ તરખાયો. નહીં કે પોતાને માટે; લેશ બી નહીં, પણ તેની જી—રોજીની સલામતી બાબે તે એકાદ પળ એકદમ શંકાશીલ અને ફીકરમંદ થયો અને ત્યારે પેસીની સલ્લાહપર અમલ કરી જલ્દીજ ખંડાલે જતો રેહવાનાં કારણોમાં તેણે એ બી એક જરૂરી કારણ માની લીધું.

"ત્યારે હું માલીને તાર કરૂં કે મારે વાસ્તે બંગલો સાફ કરીને તૈયાર રાખે ને આદમીઓને બી રાખી લે ?" તેણે જરા વારે પેસીને પુછ્યું.

"હા, અલબતાં, તેજ બેહતરં થશે," તેણે જવાબ કરયો. "તારે માધુ [માલી]ને બેશક કંઇ ચટારવું પરશે કે તે હમણાં ને

હમણાં જી—રોજી સાથનાં તારાં લગનનો મુંબઇમાં ક્રેની આગળ કશો અભારો નહીં બારે."

"તે વિશે તું બેશીકર રેહે; તે બધું હું મેનેજ કરી શકશ—તેટલી હુસ્યારી તો મારામાં છે," જાલે વળી ઓસ્યાલું જેવું હસીને કહ્યું.

"પણ પેલા ડોસાને બી ત્યારે બધે તારે તારી સાથે ધસરવો પરશે?" વળી કમીના! પેસીએ ચપકો મુકયો; "એ એક ટેરીબલ ન્યુસંસ છે. ડૅમ ઇટ; નવાં પરણેલાંઓનાં શાંત સુખમાં એ તે શું સ્ટુપીડ નડ?"

"કાન્ટ બી હૅલ્પડ," જાલે લાચારીના હાલે કહ્યું. "એ તો જી—રોજીનો હાથ મને સપુર્દ કરવા આગમચ જી—રોજીએ તેમજ એ ડોસાએ મારી સાથ ખાસ શર્ત કરેલી છે કે જાહાં જી—રોજી તાહાં એ!"

"હું અજબ થાઉંછ કે એવા એબલગામણા ડોસા ડગરાઓ મરીજ કેમ નહીં જતા હોશે? એ લોકને બિચારાં નિર્દોશોનાં સુખમાં ખલલ કરતા ને તે લોકને નાહક સતાવ્યા કરતા જીવવાનો હકજ શું હે?" પેસી ચીઓ થયો.—અને જાલ ફીકકું હસ્યો. "કોઇબી સુરતે જયારે જી-રોજીને તું બંગલે લઇ જાએ ત્યારે ખોદાને ખાતર સાથે એ ડોસાને તો નાજ લઇ જતો, નહીં તો બધું નવતુ દોહોર થઇ જશે. એ ડોસો તો ખરેખરોજ કોઇ ગામરયો લોઠો છે. જી-રોજી તારા બાપીકા મેહેલમાં શેઠાણી થવા પાંમે તેટલાં એ ડોસાનો દારવાટલો થઇ જાએ તો ઘણું સારૂં!"

"હવે જવા દે એ બધી બીનહાંસલ વાત હાલ તો," જાલે કહયું, "હવે મારે ત્યારે તારી પાસ જે માંગી લેવું છે તે વાત પર આવ્યે."

"ઓત્ત તારી! હજી કાંઇ વરી માંગી લેવું છે ખરૂં કે? હું તો જાણું જે કાહાં જવું ને શું કરવું તેની મેં તુને જોઇતી સલ્લાહ આપી એટલે બધું પટી ગીયું હોશે!" પેસીએ કહયું; "વારૂં કંઇ નહીં, બોલ,—તે શું છે?"

"તું કેહશે જે પોચી મટોરી કોપરયે ખણેછ ને તું ભલો છે તેથી હું તુંને કંટાલો આપ્યાજ કરૂંછ, પણ મને માફ કરજે," જાલે

માંગી લીધું. "હું એ તારી બધી તસ્દી ને કંટાળાની મારો વખત આવશે ત્યારે પુરતી કદર કરશ તે સત જાણજે, અને-"

"વૅલ, વૅલ," જાણે એવું કશું સાંભળવા પણ તેને ગમતુંજ ન હોએ, ને સાંભળવા તે માંગતોજ ન હોએ તેવી અધીરી રવેસે જાલને આગળ ચાલવાની તાકીદ આપતાં પેસી બોલ્યો.

"એટલા વાસ્તે હું એટલુંજ માંગુછ કે આજે અથવા કાલે અમો અત્રેથી ઉપરી જઇએ તે પછી બી તું આંઠેક દાહારા મારી સમાલમાં મારે ખાતર અહીંજ રેહજે," જાલે આગ્રહ કરયો, "એક તો ફલાબા તેની ફુલની વારીપર મરવાવાલો :છે તેથી એ બધો એનો માલ-મસાલો તારે સંભાલથી પૅક કરાવી અમારી પછવારે મોકલી આપવાનો છે—"

"તે બી ?"

"હા, ડોસો માનતો નથી, ને તે લીધા વગર અહીંથી સસરવાનો નથી. એ બી હું પણ્ગો ને આગમચ મારી સાથ શરત થયલી છે," જાલે ઓશકાતાં શરમાતાં કહ્યું,

"તું બી જબરો પણવાવાલો!" પેસી તુચ્છકારથી હસ્યો, "તેં કેથી શું મજાહની સરતો કીધીછ!!"

"એ બધું જી—રોજીને ખાતર," જાલે બચાવમાં કહયુ. "દુન્યામાં જોરોજ નહીં મળે એવા એક નમુનેદાર મોહરદારને ખાતર; પણ તું વચ્ચે વચ્ચે બીજી ત્રીજી વાતો લાવેછ, ને મને જે કેહવાનું છે તે તો કેહવા દેતોજ નથી?"

"બોલની?"

"તેથી તું એટલી એની એ બધી બાગબાની ને બીજો ત્રીજો અસબાબ જે એ કેહે ને એને માનીતો હોએ તે અમારી પુઠે બુક કરજે. ખરચની કંઇ વાણુ કરતો ના. હું તુને પુરતું આપી જવશ."

"વૅરી વૅલ; એ તો એક થયું,—હવે કંઇ બીજું?"

"બીજું ને વધતી જરૂરતું એ કે હું હવે આજે બનાવીને વ્હાલી ફ્રેને એક કાગળ લખી પપાની ખબર મંગાવી લેઉંછ. ને તેનો જે જવાબ આવે તે મેહેરબાંનીની રાહે મને ખંડાલે પોસ્ટ

કરજે," જાલે વિનંતી કરી. "ખરેખર તો ખંડાલે એ બેઉને બરાબર ઘર પરવાં રાખીને આપરે બંગલે પાછો જઇ. શકવાનો હું તુંને તાર કરૂં ત્યાં વેર તારે અહીંજ રેહવું એમ હું માંગી લેઉંછ—એટલા વાસ્તે કે ફ્રેને જરા બી વહેમ નહીં જાય કે હું ખંડાલે છેઉં, ને મારા તાર કે કાગળ જે બી આવે તે તરત મને ત્યા તું પાસ કરી શકે; સમજ્યો?"

"સમજ્યો," નાચારીની ઢપે—જાણે એક નહીં ગમતી ફરજ બજાવાની ફરજજ થઇ પડી હોએ તેમ ખભાં ચઢાવી પેસીએ જવાબમાં કહયું.

"મૅની ઠેંકસ," જાલે હેસાંનમંદ લાગણીથી કહયું. "તું ખાત્રીથી માનજે, વ્હાલા પેસી, કે મારો વખત આવતાં——"

"હવે જવા દેની એ તારો બકવાત," પેસીએ અધીરાઇથી કહયું. તે લુચ્ચો જાણુતો હતો કે તે પોતે એવી તરકીબ ને ડાહી પાકકી ગણત્રીથી કામ લેતો હતો કે તેનો (જાલનો) "વખત" આવતોજ ડોસો થયો!

"પણ તુંને નહીં લાગતું, જાલી, કે ખંડાલાના આપરા બંગલાનો રોબ ને ઠાઠમાઠ જોતાં તારી જી—રોજી તારે વાસ્તે વધતી વેહમાશે?" પેસીએ પછીથી યાદ આપી.

"તેમ છે તો ખરૂં પણ બીજો ઉપાય નથી," જાલે ચિંતાનો ચિલ્લો કપાળે ચઢાવી કહયું. "મેં એ બંગલો ખેઠો થોડીક મુદતનેસર ભારે રાખ્યોછ, ને તે એટલી ટુંક મુદતસર ભારે રાખવા જેટલા પૈસા મારી પાસ છે એવું કંઇક નારયું મારે હાંકવુંજ પડશે—બીજો ઉપાય શું?. પછી નહીં તો એને જો જરૂર પડશે તો ખરૂં કેહી દેવશ ને સમજાવી લેવશ."

"ઑલ રાઇટ, ડુ ગોર બૅસ્ટ," પેસીએ કહયું, "અહીંની તો કંઇ ફકર કરતોજ ના. તે તો બધું ખોલેબોલ ને હરફેહરફ તારાં કેહયા પરમાણે થશે. મારૂં કામ તો એટલુંજ છે કે તારા ગીયા પછી પેલા ધસેલા ડોસાની બાગબાનીનો બધો અસબાબ સંભાળથી પૅક કરીને તારી પુઠે રવાના કરી દેવો, ને તું મને અહીંથી જવાની છુટી આપે ત્યાં સુધી અહીંજ રેહીને તારાં જે કાગળ પતર કે

તારવુર આવે કૃતે બધાંની સમાલ રાખી તે તુંને પાસ કરયા જવું; એમજ કેની?"

"ઍકઝૅકટલી—ડે'કસ,"—અને એ મુજબ, વ્હાલાં વાંચનારાંઓ, તે બ'ને સગાઓ એકમેકથી પૂરતા રાજી થયલા ને ઘણો સ'તોશ નામેલા તુરત વેળા તો છુટા પડા પાછા વગે સગે થયા.—એક ગણત્રીબાજ, કપટી, કમીનો, લુચ્છો ને બાહોસ; બીજો ઓલ્યો, ભલો, તદન સાફ દીલનો, રાંક પણ છેક હેગકપણાંની હદ સુધીનો ભોલો ભટાક!

તે છેલ્લો (જાલ) ત્યાંથી જઇને તરત જી--રોજીને મલ્યો, ને તેણીને તે પેસી સાથ જે સમજુતી ને સેત્ટ ઉપર આવ્યો હતો તે વાતથી માહીર કરી. જી--રોજીને તે બધું ઘણુ' ગમ્યું—અને તોબી તેણીએ મોંહ કુમલાવ્યું. મોંહ એટલા વાસ્તે કુમલાવ્યુ' કે પેસીની સોબત તેણીને તેના ભરથારના સ'બ'ધમાં, અજબ જેવુ' કે, મુતલગ ગમતી ન હતી. તેને કોઇક સ્વભાવિક અણગમાનો ખટકો થતો હતો. પેસીમાં તે ખુદરતીજ કાંઇ એવું જોતી હતી કે જે તેને ગમતું ન હતુ', અને તેથી તે તેનાથી દૂર ને દુર રહેવાનુ' પોતે પસ'દ કરતી, અને વળી તેજ લાગણીની તેના ખાવ'દથી આર્જું કરતી હતી! જાલ, તેથી, ઘણો અજબ થયો. 'કમનસીબ પેસી!' તે દયાથી મન સાથે પટપટ, 'બિચારો કોઇ ખરોજ કરમઅભાગ્યો ને લેહણાં વગરનો પારસી છે. છે ત્યારે આવો ભલો સાચો ને કાબેલ, ને તે છતાં કોઇને ગમતોજ નથી એ બી એ બિચારાનાં ફુટેલાં તકદીરનીજ તાસીર કેની!'

બપોર પછી તે કઝીનો (કાકા કાકાના) પાછા એકઠા થયા. જાલને જરૂરી અસબાબ જે સાથે લઇ જવાનો હતો તે પૅકપુક કરવાની મદદ થવા પેસી ખાસ તેને સોહોયતો આવ્યો હતો, પણ તેનું ઝાઝું કામ પડયું નહીં'. સુંદર જી--રોજીએ "એવણને તસ્દી" આપવા નાજ ક આદમીઓની મદદથી પોતેજ બધું અચ્છી વેસે કરાવી લઇ શકતી હતી. તે આખો દાહાડો ખડે પગે હતી.

તે નાજુક છતાં ખડતલ હ ગામરેની ગોરી હતી. એક ફુલની કળી જેવી નાજુકાતથી ભરી હુસ્નોજમાલમ નરી એક પરી હતી, છતાં કામકાજમાં તરી ને તરી ને ખરી હતી. જરાજરામાં કાંસે ચાથવા વ્હેલી કે થાકે તે રકમની આજની તમારી શેહેરી

સુધરેલી પારસી-મડમો જેવી તે અયાસી કે આખાખાઉ ન હતી, અને તેથી તે દિવસની તે જેહમતનો બોજ પોતાની નવી પરણી, જીદગીની નવાઈ છતાં મનોહર જી--શેજીએ ઘણી હદ સુધી મોજથી ઉપાડયો.

એ દરમ્યાન પેલા હાથપર પેસી હેમક જાલને તેણે ઠરાવ કરયો હતો તેમ ફ્રેની પર લખવા થેસથેસ કરયા કરતો હતો. "તું મેલ જરૂર ચુકી જવાનો," તે તેના કાનપર પડી પડીને તેને યાદ આપ્યા કરતો કેહતો હતો, "અને તે મને ગમવાનું નથી. તે પોરી ત્યાં ખબરખોડામાં પરી હોશે, ને મને ઘણી બીહીક લાગેછ જે તું નહીં લખશે ને તેને ધીરજ નહીં મનાવશે તો જરૂર કંઇ ગંભીર ખરાબી થશે."--અને એમ છતાં નેકીના બધા દેખાવથી જાલને તે આમ સહમજાવતો રહયો હતો ત્યારે તેની આંખમાં, જેને જોવાને ભાંણુ હોએ તે જોઇ શકે કે, ખુલ્લી પલીદી વંચાતી હતી!

"મને તારી ઘણી દયા આવેછ," તેણે જરા વારે પાછું કહ્યું; "તું બિચારો તેને લખશે તે બી શું? ખરેખર ઘણું મુશ્કેલ કારજ. હું તાજુબ તો એમ થાઉંછ કે ફ્રેની બાપરી બધું ખરેખરં જાણવા પામશે ત્યારે જીવશે કે મરી જશે!"

"પેસી! પેસી!" જાલે આ ચાલુ ચોબા નહીં ગમ્યા હોએ તેમ ઠપકાની ઢપે કહયું.

"નહીંરે, હું કંઇ તુંને ગભરાવા કે માઠું લગારવા બોલતો નથી, જાલી," તેણે જવાબ કરયો; અને વળી તરત ગંભીરતાથી ચધારયું, "ભુલી ના જા, જાલ, કે હું બી તારા જેવો એક ખાકી આદમ છેઉં. તેં તારા પ્યારને વાસ્તે શું કરવાનું બાકી રાખ્યું? અને ત્યારે મને મારા પ્યારની નિષ્ફળતા વાસ્તે નહીં લાગે એ તું આનીજ કેમ શકેછ? તે છોકરીએ મને ઠોકરે મારયોછની? મારા આટલા બધા ખરાં દીલના પ્યારનો ધિક્કાર સાથ ઇનકાર કીધોછની? ઠીક છે, દોસ્ત, હાલ તો આપરે તેરી બી ચુપ ને મેરી બી ચુપ કરીને દુમ દબાવી બેઠેલા છઇએ--વખત આવવે વાત! ખરેખર, હું તો તુંને કહી બી નથી શકતો ને હું પોતે પોતાનાં મનથી સહમજી બી નથી શકતો જે હું હવે આએ નવા પ્રગટ પરેલા સંજોગો વચ્ચે તેને વધતી ચાહુંછ કે વધતી ધિક્કારૂંછ!"

"પેસી, મને તારી એ વાત સાંભરવા નથી ગમતી," જાલે દેખીતી કરાજીથી કાંઇક નરમાસ સાથે પાછું કહયું.

"વૅલ, બાપુ, નહીં, તો નહીં. જંવા દેની--આવા સપરમા દાહરાઓપર આપરે શું કામ અમથું વેંહેચી લેજીએ?" તેણે હસીને કહયું. "જેમાં તું રાજી તેમાં હું રાજી. યાર, તારી હજી વારોવાર તો આવવા દે!"--અને તે બંને હસ્યા, જે પછી તે વાત તુરત વેળા તો ત્યાંજ ઢબ પડી.

જાલ, ત્યાર બાદ, તે સૌંથી મુશ્કેલ ને અણગમી ફરજ-ફ્રેનીપર એક કાગલ લખવાની બજાવા જી--રોજીને કાંઇ ભલતુંજ સહમજાવી હાટેલના એક જુદા ભાગનાં એકાંતમાં ગયો. તેણે કાગળ સાહી અને પૅનની સાગગ્રી ત્યાં મંગાવી લીધી, ને તે લખવા બેઠો, પણ તેણે કેમ અને શુ, શરૂ કરવું તેજ અવલ તો તેને સમજાયું નહીં! ઇંગ્રેજીમાં કહ્યું છે કે "અંતકરણ દોષીત હોએ તો આપણને વધારે હીચકારાં બનાવે છે," ને તે ખરૂં છે. તકસીરવાર જાલ નિર્દોશ, ચાહતી, વિશ્વાસુ ફ્રેનીને લખવું તે શું ને સમજાવવું તે કેમ તે પોતેજ કેમે કરતાં મુતલગ સહમજી શકયો નહીં!

તેનો જીવ તે ચાહાતી મધુરી માટે દયાથી જળી જતો હતો. એ પ્યાર તેબી કેવો--કે જેનો મુકાબલોજ મળવો માહાલ! કેવો ખરાં દીલનો, કેવી સાચ્ચી ફીદાગીરીનો, કેવો જાનોનીસાર પ્યાર તે મીઠી મધુરીએ તે બેવફા જવાનને છેક પોતાનાં અંતરથી હરાંમ આરોપ્યો હતો, અને તેમ છતાં તે તેને જુઠો થયો?-ગજબ થયો.

પ્યારો, રડમસ, લાલ ચણોતી જેવો ગુલાબી અને ખુશનુમા ચેહેરો, ફકરમંદ ફીસમે, તે હાલમાં ટેબલ આગળ લખવા બેઠો હતો ત્યારે તેનાપર વાંકો વલેશો તે પોતાના ખ્યાલોની આંખમાં જોતો હતો. તે ભરાવદાર સફા હોરેલા ઝલકતા બાલનું મનોહર માંથુ, તેને હેતથી ચુંમી ફરવાને તૈયાર બનેલા રસીલા હોઠો, તે રોખસારો એ બધું તેની આંખમાં હાલમાં તેની સામે ખડું થતું, ને ત્યારે જાલ જાસ્તી બેતાબ થયો, ને તેના લખવાની તૈયારીમાં પૅન પકડેલો હાથ જયાદા ધ્રુજયો!

અંતે તેણે આંઠ દસ કાગળો-અરધાં લખેલાં-નાં ચીરયાં ઉતારી ફેલ્લો જે પત્ર લખીને તૈયાર કરયો ને જે તેને પોતાને બી જરાતરા ગમી શકયો તે આ મુજબ હતો:-

"મારી સદાની વ્હાલી ફ્રે—

તારાથી છુટો પડવાને વાત કરતાં એક અઠવાડયું વહી જશે, પણ અફસોસ કે આજ તક તેં મને એક કાગળની કાપલીથી વટીક જુઠઇએ યાદ નથી કરયો ! ખેર, મગર હું તો માની લેઉંછ કે કંઇ ખબરઅંતર નહી એટલે અલબત સારીજ ખબરઅંતર. કંઇબી માંહું થયું કે થતું હોતે તો તું વ્હાલી કંઇ મને ચેતાવ્યા કે ખબર આપ્યા વગર રેહતે ? હું દીલગીર છું કે મારાં ખાનગી કામકાજે મને અહીં ધારવા કરતાં જાસ્તી રોકી રાખ્યો છે, ને આજે બે દિવસ થયા તો આપરો પેસી બી અહીં આવેલો ને મારી સાથે રહેલો છે. તારે વાસ્તે એનો જીવ ઘણો બરેછ, ને તું વ્હાલીને એણે અપમાન કીધું તેથી ઘણો પશેમાન થઇને પસ્તાએછ. મને તો લાગેછ, ફ્રે ડીઅર, કે તું એને હજી બી ઘણો ગેરઇનસાફ કરેછ. તારા જેવી નેક ખસલત અને આકાશની હુરી જેવી એકને ચાહવામા એ ગલીચ કે ગેરવાજબી કેહેવાએજ કેમ ? રાજુની કોઇ બી વાત માનવા કે ભરૂસો મુકવા જોગ લાગતી નથી. મરાઠા મોટે ભાગે કમીના લુચ્છા ને બદમાસ થાએછ, ને મને લાગેછ જે રાજુ સૌથી મોટો ઠગ મરાઠો છે. પેસીમાં વ્હાલા પપાને કેટલો મુસ્તકીમ એતબાર હતો તેજ તું નથી જોતી ?

"હું તુરત પાછો આવી નથી શકતો તે, મીઠી ફ્રે, મને માફ કરજે. મને લાગેછ કે મને હજી આંઠ દસ દિવસ આએ તરફ ભાગી જશે. ને તેટલાં મારી ગેરહાજરી મીઠાસથી તું વ્હાલી લઇ ચલાવજે. પપા આગળ આવતાં જતાં લોકોમાં મને જરા બી ખરાબ નહીં લાગે તેમ કોઇ વજુદદાર કારણ બતાવી મને મારી ગેરહાજરી માટે સાચવી લેજે ને માફ કરાવજે. મારૂં કામ ઘણા ખાનગી નેચરનું છે, ને તે હું આએ કાગળમાં લખીને તુને નથી સમજાવી શકતો, પણ હું તુંને પ્રામીસ કરૂં છું કે આવીને તે બધું વીગતવારે ખુલાસો કરીને હું તુને જરૂર કેહી દેવશ.

"મને ઉપરાસાપરી લખ્યા કરજે, ને આએ કાગળનો તારો જવાબ ઘણોજ મીઠો, એખલાસભરયો, ને મને વાંચવાને

મોજ પરે તેવોજ લખજે. હું તુંને મારાં મનના વિચારો વચ્ચેથી એક ઘડીભી અલગ કરી શકતો નથી તે ખરૂં માનજે. મારે વાસ્તેના તારા મોટા પ્યાર ને અમો બાપ બેટા તરફના તારાં સાચાં વાહાલ, વફાદારી ને ખીદમતનો, ખરૂં માનજે વ્હાલી ફ્રે કે, હું તુંને કદી કશોજ બદલો વાલી આપી શકવાનો નથી. ખુદા તારૂં સદા ભલું કરે ને તને હસ્તી રમતી ને ખુશાલ રાખે એજ મારી દીલોજાન દુઆ છે. એજ અરજ.

મને માનજે, વ્હાલી ફ્રે, તારો હેતવતો **જાલ.**"

આ કાગળ પુરો કરી તેણે તે બે ત્રણ વાર પાછો ને પાછો વાંચ્યો, ને તે તેને ગમ્યો. તે હેમકને એમ તો ભાંણુ થયુંજ નહીં કે તેમાં કેટલુંક એવું બી ઘુસી ગયું હતું ને તેનો તોર એવો બી વંચાતો હતો કે જેથી તે હજી ફ્રેનીનેજ સાચાં દીલથી ચાહતો હોએ એવું પણ સમજાય!

તેણે તે કાગળ બીડયું, કવરપર ફ્રેનીનુંજ શીરનામું લખ્યું અને સીલ કરયું—તેવામા પેસી આવ્યો.

"કાંએ, લખ્યું કે?" તેણે ઉલટમંદ પુછ્યું, અને તેની આંખ્યો તે સીલ કરેલાં કવર ઉપર છેક લોભી અદાઓથી ખેંચાઇ રહી.

"હા, લખ્યું, પેસી ડીઅર, ને હું તુંને ખાત્રી આપુંછ કે તારી સીફારસમાં મેં ઘણું લખ્યુંછ," જાલે ઘણી માયાથી ને બધી હેસાંનમંદ લાગણીના તોરથી જવાબ કરયો. "હું તમો બેઉને જરૂર ચંદરોઝમાં સલ્લાહ કરાવી આપશ. તારી સાથ મેં તો મન મેલીને દોસ્તી કરી નાંખીછ એવું આએ કાગળમાં ખાસ કરીને તેને બતાવામાં મેં કશીજ બખીલાઇ થવા દીધી નથી."

પેસી હસ્યો. "થેંકસ," તેણે કહયું, "પણ એ તો મારે લગતી વાત થઇ. તેં તારી પોતાની વાત શું ને કેટલી લખી તેજ કેહેની? તારાં લગનનો બી કંઇ એસારો આપ્યોછ ખરો કે?"

"તે તો એક જરા બી નહી," જાલે કહયું. "અત્યારે કંઇ તે વાત હોય? હું તે તો એને રૂબરૂમા મળશ ત્યારેજ કેહવશ, અને ત્યારે બી તે બીચારી એ ફટકો કેમ ખમશે તેની મને સુતલગ સમજ પરતી નથી; પણ તે એટલા ઉંચા ને અમીરી ખવાસની છે

કે જ્યારે જી—રોજીને પરણીને મને સુખીજ થયલો જોશે, અને મારી સુંદર જી—રોજીને પોતાને પોતાની નજરે જોશે ત્યારે મારાં સુખમાં પોતાનું સુખ માની લઇ તે જરૂર મને માંફજ કરશે."

એવામાં બાહેરના રસ્તાની બાજુપરથી જાલનું નામ પોકારતો કોઇનો તુંદ અને ઘણો "અપમાનકારક આવાજ આવ્યો, અને તેઓ બન્ને ચમકયા. તે તકાજો કરતો અવાજ પેલા દીના દેગરાનો હતો!

પેસીએ ઝટ જઇને બા ઉઘાડી નાંખી અને બાહર ડોકાવ્યું, અને તે બન્નેએ તે પોશાગીરને બાજુમાંની પગથી ઉપર જાલને મોટે સાદે ગાલ ગલોચ કરતો ઉભેલો જોયો.

"પીધેલો ધુણુ છે," પેસીએ જાલને કહ્યું; "તું કાંઇ તરત બાહાર આવનોબાવતો ના. હું એને સમજાવી પટાવીને ખેરવી નાખુંછ."—અને તે જાલના જવાબ માટે ચોભ્યા વગર ઉતાવલમાં એકદમ બાહર દોડી ગયો.

"કંઇ એટલી જરૂર?" જાલે તેની પુઠે ગુસ્સાથી પુકારીને કહ્યું; "એ મને ગાર દે ને તું શું કરવા વચ્ચે હેરાંન થાવ? હું આઉંછ ને એ કમજાતનું માથુંજ ફોરી નાખુંછ." અને જી—રોજી જોગું પોસ્ટ કરવાનું તૈયાર પડેલું પેલું કાગળ ઉતાવલથી ગજવાંમાં સેરવી દઇ તે બી પેસીની પુંઠે બીજી પળે બાહાર દોડયો. તેનું લોહી તમામ તપી આવ્યું હતું, અને તે એકદમ ઉશકેરાઇને લાલ ભુંડ જેવો થઈ ગયલો નજરે આવતો હતો.

તેણે તરત જઇને પેસીને પકડી પાડયો, કે જ્યારે તે તો બાહર રસ્તા પર દીનાને સમજાવતો અને ઠંડો પાડતો હતો.

"તુંને જે કેહવું હોય તે કાલે અત્યારે મારી આગળ આવજે અને કેહજે," પેસી તેને સમજાવતો હતો.

"તુંને કેહુ? કાંએ? તારો બાએલો હગો હું નામરદની પખીન ચીતલ ચુરા પેહરીને અંદર ભરાઇ બેહવાનો કે? અરે બાહાર બોલાવ તેને બાહર!" તેણે એકદમ જીવ જીકાટયો.

"કેમ રે, એ શું ધાંધલ છે અહીં?" એવામાં જાલે પોતેજ પાછલથી આવી ગગડાત કર્યો:

તેઓ લડીજ પડતે. ખરીજ વાત છે કે આ વખતે પેસીએ ઘણી અચ્છી બજાવી, અને તે બિચારો એ બેઉને ધરતો ધરતો અને પકડતો પકડતો મરવાજ પડયો.

જાલ ઘણોજ તપેલો હતો, અને લુચ્ચા દીનાને પોલીસના હાથમાં આપવા કરતાં પોતેજ "સમરી જસટીસ"થી તે મોટાં પેટવાલા પાલ્યાને અને ફુગેલા દેડકા જેવાં બદનના પોશાગીરને ત્યાં ને ત્યાં ચોકી નાખવા તેના હાથ અત્યંત ચવરવવર થયા કરતા હતા; પણ પેસીએ તેને દાનાઇથી ચાન્સ આપ્યું નહીં.

દીસતુંજ હતું કે જી—રોજી જેવી એક દીલકસ મોહરદાર તેના હાથમાથી છટકી ગઇ તેથી લુચ્ચા દીનાનું પાકીને છેક પલેથર થઇ ગયું હતું. તે વાસે વઢે એવો વાઉ થઇ ગયો હતો. તે ખાસ-કરીને જી—રોજીના બપાવા પર ખિજવાયો અને ઉસ્કેરાયો હતો. તેનું તો તે ખુનજ કરવા ચાહતો હતો, અને તે મકસદનો પોતાનો મુસ્તકીમ એરાદો તેણે ઠરાવથી અને હીંમ્મતથી ત્યાં જમા થઇ ગયલા પચીસ પચાસ નવરા નકામા અલફાતુઓની રૂબરૂમાં જાલ અને પેસીને કહી સંભળાવ્યો !

તે જી—રોજીના બાલને પણ અલવલ્લ ચાહતો ન હતો એમ તેણે ખુલ્લું કસમ ખાઇને કહી દીધું. તે જાલને બી ઠોકવા માંગતો નહી હતો. તે જાલને અને જી—રોજીને તો ફકટ પેટ ભરતી ગાલ દઇનેજ પોતાનાં મનને સંતોષ પમાડતો હતો, પણ તેનાં કહેવા મુજબ તેને જે વાહયો, વરસો તક ઉમેદો આપીને ઠગ્યો, ને તેના પૈસા ખાઇ ગયો તે પેલો ઘરડો વાંદર ફલાબા હતો, અને તેથી તે તેને જાનથી મારવા જીવપર આવ્યો હતો !

જાલે, અલબત, એ સઘળું સાંભળતાં પોતાની ખફગી માહ મુસ્કેલીથી દીલમાં સમાવી. તે હોટેલના માલેક અને મેનેજર મી૦ મરટનને પણ ત્યાં બૉય બટલરો દોડી જઇને બાહાર તેડી લાવ્યા, અને તેણે આવીને દીનાને સખ્ત ધમકાવી એક હાથ પર જ્યારે કાહડી મુકયો ત્યારે બીજા હાથ પર તેજ જાલને સમજાવી પટાવી, ઠંડો પાડી, અંદર લઇ ગયો.

" એ કંઇ તમારે લાયકનો હમનર્ગદ છે, મી૦ જાલ ?" તેણે સમજાવ્યું. "એવા એક ઝનુનીની સાથે હાથોહાથ થઇને કોર્ટમાં

જવું અને આરોપી તરીકે ઉભા રહેવું એ તમારા જેવા સજ્જનને છાજેજ નહીં."—અને પેસી અને મી૦ મરટનની એ મકસદની સમજાવતનું વાસ્તવીકપણું જાણે પછીથી ઠંડો પડતાં તરત માનથી મંજુર કર્યું.

તે પછી પેસી અને જાલ વાત કરતા આગળ ચાલ્યા. જાલને પેલું ફેની જોગું કાગળ પોસ્ટ કરવાનું હતું, અને તે કાગળ બાબે તે કોઇનો બી વીસવાસ કરી શકે એમ ન હતું. તેને તે પોતે પોતાને હાથેજ પોસ્ટ ઑફીસમાં લેટર–બૉકસને સ્વાધીન કર્યું નહીં ત્યાં સુધી તેના જીવને રાહત મળી શકી નહીં; પણ વળી તાજુબ કે એક વાર તે પોસ્ટ કીધા પછી તેની લાગણીમાં અચુક અને એકદમ ફેરફાર થયો, અને એવું એક કાગળ પોસ્ટ કરી દેવા માટે તે પસતાવા પડયો!

"હું ચાહુંચ કે મેં એવું ગોલ ગોલ નહીંજ લખ્યું હોતે," તેણે કહયું. "હું ચાહુંચ કે બધી ખરી વાત મેં ખુલ્લાં દીલથી હીમત સાથે કબુલજ કરી દીધી હોતે!"

"તે સારૂં નહીંજ થને," પેસીએ ગંભીરતાથી કહ્યું. "એ માઠા સમાચાર ઘણા રફતે રફતે એ છોકરીના કાનપર લઇ જવા જોઇએ. હાલ તો એ ધખારો તારાં મનમાંથી કાહડીજ નાંખ, અને જી—રોજી પાસ જા. તારી લાંબી ગેરહાજરીથી તે છોકરી તાજુબ થતી અને ગભરાતી હોશે. વરી પેલી મેર ઘરડો ફલાબા બી ખબર ખોડામાં પરયો હોશે. દીનો જઇને તેને બી જો એજ કીસમે ગુંગરાવી આયો હોય તો તે ડોસો છે તેમાં પુરો મૅડ થઇ જવાનો! તારો સસરો બી ખરેખરો એક નંગ છે હો, જાલ."—અને તે આછો તુચ્છકારથી હસ્યો.

"વરી તેં એમ કોરા કીધા?"

"મને માફ કર," પેસીએ નાખતીથી તરત કહ્યું. "તેંજ વરી કહ્યું કેની કે જે ગુલાબ એકઠા કરે તેના હાથમાં કાંટા બી લાગે?—અને મને લાગેછ કે તારા સંબંધનો કાંટો તે એ બુઢો ગામડયોજ આયંદે પુરવાર થવાનો છે."—અને તે પાછું હસ્યો.

એ ઝેર હતું. લુચ્છો પેસી જાંહાંતાંહાંથી જાલ્નને તેના સસરા સાંમે ઉશ્કેરીને બેદીલ બનાવા ચાહતો હતો, કે જેથી એ બાબે તેને જી—રોજી સાથે મતફેર અને કજીઓ થાય, અને જલદીથી તે વર-વહુ વચ્ચે છેટું પડે; અને હેમક જાલ્નને એ કસરેવજી જોવાનું મુતલગ ભાન ન હતું. તેને તો પેસીએ જે બધું કહ્યું તે ખરૂંજ ભાસ્યું. તેને પોતાને પણ ફલાબા મુતલ્લગ ગમતો ન હતો. તે બુઢો તેઓનાં સ્વચ્છ સુખમાં એક નડ સરીખોજ હતો. તે અસંતોષી, છીટાં શોધનારો, કજીઆખોર અને આખો દાહડો બબરવાતો કરીઆ કરનારો હતો, અને એવા એકના નાજ તેના જેવા એક શ્રીમંત શેઠીઆને રાત દાહડો ઉઠાવા પડે તે, જવાન જાલ્નને લાગ્યું કે, તે સાંખી શકે તે કરતાં વધારે ને ચલાવી શકે તે કરતાં જાસ્તી કીમતી ભોગ હતો!

"થોરા દાહરા લેઇ ચલાવશું," તે મન મોટું કરતાં કેહતો હતો. "જી—રોજીને હું જયારે માહરે બંગલે લઇ જવસ ત્યારે એ ડોસાને ખંડાલેજ ઠરીઠામ કરી પરતો મુકશું."

તેઓ પેહલાં તે ડોસાનીજ ખબર લેવા ગયા. ત્યાં દીનો આવી ગયો હતો, અને તે બુઢાને ઘણો બીહીવડાવી ગયો હતો. તે ડોસો એટલોબધો ઠઠરી ગયો હતો કે બધાં બારણાં બારી બંધ કરીને છેક પાછલી બાજુએ ભરાઇ બેઠો હતો, અને જાલ્ન અને પેસી ગયા ત્યારે મુશકેલીથી મનાવીને તેઓ તેને બાહર લાવી શકયા. અંતે પોતાની સાથે મનાવી પટાવીને તેઓ તેને બી પછીથી તો હોટેલમાં તેડી ગયા.

તે વળી જતાં જાએ નહીં. મીઆં માંદા અને તંગરી ઉંચી! તે ડોસો અત્રે રેહવાને એક હાથપર ધુજતો ધપકનો હતો, કે જયારે વળી બીજા હાથપર જયાં ચાલીસ વરસ તક રહેલો અને ઠર પડેલો તો પ્યારા સહવાસની જગ્યા છોડી મરતે દાહડે અહીયાંથી જવાને પણ મુતલ્લગ ખુશી ન હતો; અને તે બધાંનો ખાર તે જાલ્નપર કાઢતો હતો. જાલ્નને તે બધી એ પોતાની ખરાબીનું મુળ માની લેનો હતો. તે પોતાની આખી જીંદગીનો મોટો ભાગ અત્રે ગુજારી ઘણાં સુખમાં અને શાંતીમાં ઠર પડેલો હતો. અને જો તેણે અવલથી એરાદો રાખ્યો હતો તેમ દીના દેગરા સાથેજ તે જી—રોજીને પરણાવી દેતે તો તેની એ શાંતી લુટાઇ નહીં જતે, અને આએ કીસમની હાડ-

મારીઓમાં તે પોતે આવી જૈરીની નાતવાની વચ્ચે આવી નહી પડને! એટલામાટે આ જે કાંઇ થયું હતું તે બધું તે બુઢો ગેરવાજબી અને ગેરફાયદે ઠરાવતો હતો, અને જાલનાં મોહનાંપરજ તે ઘણા બખાલા સાથે કહી દઇને તે તેને જાસ્તી નાસબર બનાવામાં તો જાણે કશીજ તંગદસ્તી કરતો દેખાતો ન હતો!

——:o:——

## પ્રકરણ ૨૪ મું.

તેઓ તેજ રાત્રે ઉપડી ગયાં. પેલાં મેહતાવાલાં અને આસપાસનાં બીજાં ઓળખીતા પાલખીતાંઓ તેઓને સફલ સફર ચાહવા આવીને હોટેલનાં વરંડામાં એકઠાં મલ્યાં હતાં. પેસી બી સાથેજ હતો. તે બધી મેનેજમા હતો. તે અલબત પાછલ રેહવાનો હતો, અને ઘરડા ફ્લાની માનીતી બાગબાનીનો તમામ અસબાબ બીજા એક બે દીવસમાં સંભાલથી પેક કરીને પછવાડેથી મોકળી આપવાનો હતો. તે ત્રણે જણ અત્યારે તો ફકત જુજવી અને જરૂરી અસબાબનું એક ન્હાનું ગાડું સાથે લઇ ગયાં હતાં.

એ મુસાફરીની રંજ અને તે રંજ દરમ્યાન બુઢા ફ્લાબાએ આપેલો કંટાલો વિગેરે હાડમારીઓ વીસ્તારથી અત્રે વરણવીને કહયા વના ચાલશે. તે ડોસાને મુસાફરીમાં ઉંઘ મુતલગ નહી આવી તે માટેનો તેનો હાવસોસારો કોઇની બી ધીરજ ઉડાર્ડી મેલે તેજ કીસમનો કંટાલા ભરેલો હતો. તે જી--રોજીને એક મીનીટ બી જંપ વલવા દેતોજ નહી.

તેઓ ઠેકાંણે ઠેકાંણે વીસામો કરતાં ગયાં, અને તે બી તેને જાસ્તી ઠાકવી નાંખનારૂં થઇ પડવાનો વાંધો તે લેયા કરતો હતો. ટુંકમાં, ખંડાલાના તે જાલની માલેકીવાલા "વૅલીવ્યુ" બંગલામાં તેઓ પોંહોંચ્યાં ત્યારે તે ડોસાએ જાલની તમામ ધીરજની જાણે આખરી લાવી મુકી હતી. તે ચીરડાઉ અને નાસબર બની ગયલો હતો.

પણ તે પોતાના બાપીકા બંગલામાં તારા સેતારા જેવી પોતાની પરણેતરને લઇને પેહલું કદમ ઠરાવતાં તેનો જીવ પાછો ખુશનુદ થયો, ને તે સર્વ ખફગી ભુલી ગયો.

તે એક કુશાદે બંગલો હતો. તેને ફરતા વિશાલ વરંદા હતા, અને આસપાસ અરડાઇ પડેલો મોટો ને દીલખુશ બગીચો હતો. ઉંડી ખીણોના એક ઘણાજ દીલકસ દેખાવ વચ્ચે તે આવેલો હતો, ને બગીચાની એવી કીનારીઓપર બાંકો ગોઠવેલા હતા કે જ્યાં બેઠાથી રીવરસીંગથી ઉપડેલી ત્રેનનો દેખાવ અને આસપાસની ઉંડી ખાહી ખીણો વિગેરે જોવાનું ઘણું જોવાજોગ અને રમણ્ય થઇ પડતુ હતું.

નોકરોનો તો એક આખો રસાલો તૈયાર હતો! દામ કરે કામ. પેસી ને જાલ મોટા ખરચાલુ તોરથી ફકત બેચાર દિવસોમાંજ એ બધી ગોઠવણો પરીપુર્ણ કરી શકયા હતા, ને જયારે તેઓ બંગલે પોહોંચ્યાં ત્યારે નોકર નફરોની તે ફોજ દરવાજાપર એકઠી થયલી હતી, જે તેમને નમી નમી અને ઝુકી ઝુકીને સલામ કરતાં હતાં. તેમાં એક તો ઘણા સુઘડ દેખાવની જી—રોજીનીજ ખાસ ખીદમતમાં રેહનારી આયા હતી.

જી–રોજીનો તો આ બધો મામલો જોતાં દમ આખર થઇ ગયો. તે તો કાંઇ સમજી શકી નહીં. તે કાંઇ સ્વપ્નો જોતી હતી કે શું? તે તે બંગલાનો ઠાઠ, તેનું રાચરચીલું, તેનો બગીચો, તેનો સણગાર, તેનો દેખાવ એ બધું ખરૂં નહીં પણ સ્વપ્નામાં તે જોતી હોએ એવુંજ ખ્યાલી તેને લાગ્યું. તેની છાતી ફીકરથી ધ્રુજી રહી.

"અહીંજ આપુને રેહેવાનું છે કે?" એવામાં ફલાબાએ બખાલ્યું "અહીં–આએ જંગલમાં, કે જાહાં વસ્તીનું નામ દેખાતું નથી? અહીં કોણ મારાં ઝારપાન લેશે ને કોણ ખરીદશે? યા ખુદા–યા ખુદા, મેં મરતે દાહરે આએ શું મરગરજા ગુનાહતું કામ કીધું? હું કાંહાં ફસ્યો!"–અને તે ચગડોળ બુઢાએ ગાલ પર બબે હાથે તમાચા મારી તોબા કરી.

જી–રોજી કાંઇ બોલી નહીં. તેઓ બંનેએ એ બકવાતનો કશો જવાબ કરયો નહીં.

તે પછીની દસ વીસ મિનીટ પછી જાલ તેમના ઉતારાના ઓરડાઓની વિગેરે ગોઠવણ પરીપુર્ણ કરીને ફરાગત પામ્યો, અને ત્યારે તે વર વહુ ડ્રાઇંગ રૂમમાં એકાદ પળ એકલાં પડયાં, કે જે

વખતે જાલે જી—રોજીને બગલગીર થતાં કહયું; "તું ઘણી થાકી ગયલી ને રંજીદા થયલી લાગેછ, મારી જી--રોજી ?"

"ઓ જાલી," તે સુંદરીએ જવાબ કરયો,--અને પછી આગળ નહીં બોલી શકવાથી એકદમ રડી પડીને પોતાની ભરાઇ રહેલી છાતીને તેણીએ ખલાસી આપી.

"શું છે, વાહાલી--મને જરા કેહ તો ખરી ?" જાલે નરમાસથી પુછયું.

"મોટાબા સાથ બધો વખત તમે ચીરડાયા કરોછ," તેણીએ ઉભાતી છાતીએ કહયું.

જાલના ચેહેરાપર ગુસ્સાની એક વાદળી ચઢી આવી.

"નવાં પરણેલાંઓ સુખથી પોતાની નવી જીંદગીનો લ્હાવો લે તેમાં એ જાતની પીરા ગમે એવો ધીરજવંતો આદમી બી કદી લઇ ચલાવી કે ખમી શકે નહીં," તેણે તીખાસથી કહયું; "તારો બપાવો કોઇ ખરો ઉલ્લુ ને દીવાંનો છે. તે મારૂં માન જરા બી રાખતો નથી; મને તો જાણે એ પોતાનો ગુલામજ સમજેછ !—" અને તે ગુસ્સાથી ફરીને રીસાયલો બારી આગળ જઇ ઉભો.

આ તેઓ વચ્ચેનો પેહલો ન્હાનો કજ્યો હતો ! અફસોસ, માબાપના આશીરવાદ કે કદુવાની પરવાહ રાખ્યા વના ન્હાસ-ભાગથી અથવા છુપાછાનાં પરણવાવાલાંઓ "ખરા પ્યાર" ને "મોટી ખુબસુરતી" વિગેરેના ઓથાંઓ તલે આશરો સોહોધે છે ત્યારે તે દેખીતી આંખના આંધળાંઓ ભુલીજ કેમ જઇ શકતાં હશે કે એ કીસમનાં લગનો ખાનગી જીંદગીના ખરા બનાવોમાં કે વારતાઓનાં કલ્પીત ચિત્રોમાં વટીક કદી બી દુખરહીત પુરવાર થયલાં જણાયાંજ નથી ?

જી—રોજીનો તો જીવજ જાણે નિકળી ગયો. તેનો વર પરણ્યા પછી ફકત બેચાર દાહડામાંજ તેનાસે એટલા બધા તીખાસથી બોલે, અને વળી તેનાથી રીસાઇને ખસતો થઇ જાય એ બધું તે માહબુબનો નવો અને એક માહા દુખી અનુભવ હતો. તેણીનો તેજસ્વી ચેહેરો કરમાઇ ગયો.

જાલે તે જોયું, ને ત્યારે તેનાં દીલમાં તે બાબે ઘણું લાગી આવવાથી તે તરત તેની પાસે તેને મનાવતો પાછો આવ્યો ને

તેના પાસામાં બેઠો. "મને માફ કર વ્હાલી જી—રોજી," તેણે કહ્યું. "મારાથી ગુસ્સે થઇ જવાયું. હું ઘણો દીલગીર છેઉં."

જી--રોજી તેનાં આંસુઓ વચ્ચેથી હસી,

"નહી' બસ--મને ચુમી કર કે હું જાણું તું જેવી દીલરૂબા માહાબુબ સાથ ખીજવાની મારી હેમાકાત તેં મને ખુલ્લાં દીલથી માફ કરીછ," જાલે માંગી લીધું,—અને જી-રોજીએ તેને ચુમી કરી, પણ તેમાં અલબત હેતનું જોશ કે મીઠાસ બીલકુલ ગેરહાજર હતાં; તે હજી કમનનું હતું.

તે ઘણી ઉદાસ અને વિચારવંત હતી. બધુંજ તેને નારાજ કરતું હતું. આખે રસ્તે મુસાફરીમાં જાલે પાપરીની પેરે પૈસો વેરગો હતો. તે એક રાજો હોએ, તેને ત્યાં પૈસાના દરંગ હોએ તેમજ તેણે કામ લીધું હતું. બધે ફર્સટ કલાસમાંજ મુસાફરી કરવાનું, રેહવાનું, ખાવાનું ને ફરવાનું હતું!! તે ઘડી ઘડી તે કેટલુંક કહે, કેટલુંક રોકે ને કેટલુંક પુછે? તે સહમજી ગઇ હતી કે તેના જોડે દગો કરવામા આવ્યો હતો, અને જાલ તે ચાહતી ને માંગતી હતી તેવો મધ્યમ વર્ગનો, નોકરીની મેહનત મસાગતથી પુરૂં કરે તે સ્થિતીનો આસામી નહીં અને નહીંજ હતો;-અને એ બધાં તેણીનાં ખાનગી અનુમાનોને આ બંગલાના બેશુમાર વૈભવ ને નોકર નફ્ રોના બીહીઘરાવી મારનારા રસાલા મસાલાથી ઘણી મજબુતી મળી હતી. ઓ ખુદા, ત્યારે ખરેખર જાલ કોણ હતો? તે શું કોઇ શેઠીઓજ હતો?

"આએ બંગલાનુ ભારૂં શું વ્હાલા?" તેણીએ અંતે જીવ નહી રેહવાથી ઉપર કહેવા મુજબની એક ખાટાં દીલની ચુમીની આપ લે પછી નરમાસથી પુંછ્યું.

"ભારૂં?-હેં-હેં-હેં," જાલે હસીને એ સવાલ હસી કાઢતાં કહયું; "એ વિશે તું ના તારા પ્યારા જીવને નાહક સંતાપ્યા કર."

"જાલ, મારા જાલ, ત્વારે તમે મને ઠગીછ-મારા સાથ ખુલ્લી દગલબાજીજ કીધીછ," જી-રોજીએ પોતાની બેઠકમાંથી ઉઠતાં કહ્યું. "હું તમારી પરણી મોહોરદાર છેઉં, ને બધી ખરેખરી વાત જાણવાનો મને હક છે. આપુને ગારીઘોરા શાંના જોઇએ?--અને તબેલામાં ગારી ઘોરા છે. આપરે બે તણ ને તે છતાં પાંચ સાત

નોકરનફરો શાનાં જોઇએ ?–અને પગેપગ નોકર નફરો છે, આએ બંગલોજ જોવોની ! આએ એક મેહેલ છે, ને એમાં કેમ રેહવાનું ને કેમ એની સંભાળ લેવારવાની તે વટીક મને આવરવાનું નથી. બધું બેહેસ્તખાનાં જેવું છે, પણ મારે લાયકનું ને આપરે બરનું નથીજ. ઓ જાલ—મારા જાલ, તમે મને ગરીબને કાંએ એમ ઠગી ?"

જાલ આ લાંબા સંભાશાણથી–અને અગતકરી તેણીને ઠગવાના આરોપથી એકાદ પળ ગુસ્સાથી પાકો ઘણો લાલ થયો, પણ પછી તેણીની તકરારનું વાસ્તવીકપણું ધ્યાનમાં આવતાં તે તુરત પાછો ઠંડો પડયો. આહા, કેવી સુંદર–કેવી વિશ્વાસુ ! તે આયના જેવો ઝલકતો ચેહરોજ તેને પાછો મોમ મીસાલે નરમ કરી નાખવાને બસ હતો. કેવો નિર્દોશ–કેવો સાચો–એક બી ઠગાઇ કે કાવાદાવાના દુરના એક ખ્યાલ વટીક વગરનો કેટલો નિષ્કલંક મુખડો !

"મેં તુંને કઇ રીતે ઠગી, જી–રોજી ડીઅર ?" તેણે પુછ્યું.

"તમે હજી ઠંડે કલેજે મને પુછી શકોચ, જાલ, કે મને કેઇ રીતે ઠગી ?" જી–રોજીએ મોટી તાજુબીમાં પુછ્યું. "તમે મને કહયું કે તમે એક સાધારણ ક્લાર્ક છેઓ, અને તમે આએ ઠાઠમાઠથી અહીં રેહવા આયા ? તમે મુસાફરીમાં સેહેંકરો રૂપ્યા વાત કરતાં ખરચી નાંખ્યા ! ઓ જાલ, ખરૂં માનજો કે જયારે દોરયાંને ઠેકાણે મેં તમુને કદમોકદમ પાવલો અરધો ને રૂપ્યો વટીક ફેંકતાં જોયાછ ત્યારે હર વખત મારો જીવ નીકરી ગીયોછ. એ આપુને કેમ છાજે ? એ આપુને કેમ પાલવે ? આપરે આવા મોટા મેહેલ જેવા બંગલામાં તે કેમ રહીએ ? મને રેહતાં આવરેજ કેમ ?"

જાલ હસ્યો.

તે હાલમાં પોતાના મુંબાઇના મેહેલનો વિચાર કરતો હતો, કે જે બંગલો તેને ફરતી હજારો એકરની તેની ધણવાતી જમાનો સુદ્ધાં આ કરતાં તો કાંઇ સેંહેંકડો દરજજે આલા આલીશાંન, આરાસ્તા અને કુશાદે મકાંન હતું. ખરેખર જી–રોજી તે જોશે ત્યારે તો ખુદા જાણે શું કેહશે ને શુંનુ શું કરશે !!

"વ્હાલી ખુશી થા–તારે તો ઓર ખુશી થવાનું છે," જાલે હવે સમજાવીને જવાબ કરયો. "હું છેકજ ગરીબ નથી. મારાં માયૃ

તરફના વારસામાં મળેલી મને વરસે દસબાર હજારની બીજી ખાનગી જુદી આવક છે–"

"દસ બાર હજાર ?"

"હા; એમાં તારે એટલું નારાજ થવાનું કે ગભરાવાનું છેજ શું ?" તેણે તકરાર ઉઠાવી; "મેં ધાર્યું કે હું તુંને તરત બધું કેહી નહીં દેઉં ને પાછળથી એકદમ અચરત ને ખુશી કરશ."

"તમે ત્યારે મને ઠગી," તેણીએ વધતા ભારથી તે આગલુંજ અનુમાન પાછું ને પાછું રજુ કરતાં કહયું; "ઓ જાલ, કાંએ તમે મને ગરીબને ઠગી ? કાંએ તમેં મને એમ ફાંસમાં નાંખીને જુઠી સમજાવતથી પણ્યા ?"

"તું મને ઘણું ગેરવાજબી બોલેછ, જી–રોજી," જાલે હવે વધતી નારાજીથી કહયું; "હું તુંને પરણ્યો, કેમજે કશીબી દગાબાજી વગરના સાચ્ચા પ્યારથી હું તુંને ચાહતોતો. શું તુ તે માની શકતી નથી ? મેં તારે સારૂ મોટા ભોગ આપ્યાછ ને હજી આપશ, પણ અફસોસ કે તે બધું જોવાનું તુંને ભાંન નથી !"

જી––રોજીએ જવાબ દીધો નહીં. તે તો હવે ખામોશ રડયા કરતી હતી !



## પ્રકરણ ૨૫ મું.

જાલે તેને ઘણી સમજાવી. તેણીની ફીકરો તેણે હરપાંતીએ સી કાઢી. પણ જી––રોજી સમજી નહિ. જાલ શ્રીમંત વર્ગનો હતો અને તેને ધુતી છેતરીને પરણયો હતો તે વાતનો અણગમો તેના સુગાતરા જીવમાં હાડોહાડ એવો ગળી ગયો કે જાલ કોઇ બી રીતે તેને પોતાની પક્ષમાં તુરત ને તુરત પાછી મનાવી લઇ શકયોજ નહિ.

"મેં જો તુંને મારી સ્થિતી કહી દીધી હોતે તો તું મને પરણવા કબુલ થતે, જી––રોજી ?" જાલે ગુસ્સાનાં નેણ જમાવીને પુછયું.

"ખચ્ચીતજ નહિ," તેણીએ જુસ્સાથી જવાબ કર્યો.

"અને ત્યારે તુને ઠગવા વાસ્તે હું જરા બી દીલગીર થતો નથી," જાલ નફટ થયો; "તુંને જીતવાને વાસ્તે ને મારી કરવાને

વાસ્તે મેં કીમતીમાંકીમતી ભોગ આપ્યાચ, અને તું જેને ઠગાઇ કેહેચ તે ઠગબાજી વટીક મેં ચલાવી તે એટલાજ વાસ્તે કે તુંને પરણ્યા વગર હું જીવીજ નહિ શકતે એમ મને લાગું, ને એવા મારા પ્યારને જો તું ઠગાઇ માનતી હોએ તો મારે તે એક મારૂં ખરૂં કમનસીબ માની લેવું જોઇએ."

અને ત્યારેજ જી--રોજીપર આયદે આ બધી એ જાતની તકરાર અને સમજાવતનાં વાસ્તવિકપણાંથી ઉંડી અસર થઇ, જેથી પરીણામ એ થયું કે વળી ઘડી ચપકો તેઓ મતફેર અને મીનાકેસો ભુલી જઇને એકમેકનાં દોસ્તદાર થયાં. જી--રોજીએ જાણે દાંત પીસીને પોતાનું એ હીણનસીબ વેઠયું. તે પણ જાલને અખંડ વ્હાલથી ચાહતાં શીખી હતી--એવી રીતે કે જાલથી જુદી થવા કરતાં પોતાના જાનથી જુદી થવાનું તે હજારો મરતબા વધારે ખુશીથી મંજુર કરે! એટલા માટે હવે થવાનું તે થઇ ગયું હતું ત્યારે તેણે નાંખ્તીથીજ કામ લીધા વગર બીજો એકે ઉપાઅ નજરે આવ્યો નહિ. અલબત ને હજી સઘળું તેનાં ખરાં અને પુરાં પ્રમાણમાં જાણતી નહિ હતી. જાલને તે સાધારણ કીસમે શ્રીમંત માનતી હતી, પણ તે લખોપતી હોવાનો ને મોટી મીલકતો અને બેસુમાર જાગીરોનો ધણી હોવાનો અથવા તો તેનો લખોપતી બાપ હજી તક હૈયાત અને ઘડીપળ બિમાર હોવાનો વિગેરે તે બેખબર બાળાને એક બી ખ્યાલ કે દુરનો સ્વપનો વટીક થયો નહિ. કયાંથી થાય? ફ્રેનીને જાલે દગો કીધો હતો અને તે સતવંત સુંદરીને તે જવાન જુઠો નિવડયો હતો એ પણ જી--રોજીને તો બીલકુલ અજાણ્યુંજ હતું, અને તેથી જો કે હાલમાં દોસ્તી થઇ હતી, તોબી ભવિષ માટે ફીકરમંદ થવાનું અને હજી બી ધ્રુજવા ધપકવાનું હેમક જાલને બેશક ઘણું કારણ હતું.

તે રફ્તે રફ્તે પોતાની ખરી હાલતથી જી--રોજીને માહીર કરતો ચાલ્યો. તેણે તેની જુની ચીંદરાં જેવી સાડીઓ મારામારી કરીને ગરીબોને અપાવી દીધી, અને તેને બદલે એકથી અનેક વધારે સુંદર સાડીઓ તે તેને અપાવતો અને તેને વાસ્તે મંગાવતો ગયો. વળી બીજા બધાં કપડાં ચપડાં અને દરદાગીનામાં બી તે તેટલોજ ખરચાલુ થઇને જી--રોજીને જીતતોજ ચાલ્યો, કે જયારે તે છોકરી પોતે દીલમાં ઘણી ગભરાતી હતી છતાં હવે પોતાની એ અજબ સરજતને શાંત શરણાંગતપણે તે તાબે થતી આવતી હતી.

તે બંગલાને ફરતી એક ન્હાની વાડી હતી, અને તેને વાસ્તે એક બાગબાનની જરૂર હતી. જાલના બાપનો પુરાણો અને માનીતો માળી માધુ કે જેને માટે ગયા અંકમાં આપણે વાંચ્યું તે પોતાની જૈફી તુલક નોકરી કરીને અચબુચ મરી જવા પછી એ જગ્યા ખાલી પડી હતી, અને અહીં હવે જાલ લાંબો વખત રેહેવા આવ્યો હતો માટે તેણે આવ્યા કેડે થોડુંએકે બીજો એક માળી રાખવાની જરૂર પીછાણી, અને મોટા મોટાઓની સીફારસ અને ભલામણ–પત્રો ધરાવનારો એક જૈફ પારસી એ કામની ઉમેદવારી માટે જાલ આગળ રજુ થયો. તેનું નામ રત્નો હતું. તે બાગબાનીમાં જાણે બીજો ફુલાબાજ હતો. તેને એ ધંધા ઉપર પ્યાર આવ્યો હતો, અને બચગીથી એજ કામમાં તેણે તેથી માથું ખોસી રાખ્યું હતું, કે જ્યારે એક જરથોસ્તીને અને હમજાતને મદદ થવી એ તો ખરાં પુણનું કામ છે એમ જાણી જાલે એકદમ તેને તે મજકુર જગ્યા આપી.

એ જી–રોજીને ગમ્યું નહિ, અને જાલ ઘણોજ તાજુબ થયો. "તમો વરી ગુસ્સો તો નહિ કરશો, વ્હાલા ?" તેણીએ બીહીતાં બીહીતાં કહ્યું.

" શાંને વાસ્તે ?"

" હું મારૂં ખરૂં મત આએ રત્નાને વાસ્તે આપું તેને વાસ્તે ?"

" મારી વ્હાલી, તારી ઘણી મોટી ભુલ છે," જાલે મોહોબતથી અને મીઠાસથી સમજાવ્યું. "આએ બંગલાની શેઠાંણી તુંજ છે, અને તેથી તુંને તારો અવાજ અથવા વાંધો રજુ કરવાનો દરેક હક છે."—અને અલબત જી—રોજીને એ સધ્યારો ઘણો ગમ્યો.

"ત્યારે મને આએ રત્નો ગમતો નથી," તેણીએ હીંમત પકડીને કહયું.

" સબબ ?"

" સબબ એટલોજ કે એ એક આપરો હમજાત છે."

" ચેરી છે ! તેથી તો ઓર તારે ખુશી થવું જોઈએ ?" જાલે તાજુબીમાં પુકારયું; "એ આપરો હમજાત છે તેમાં તુંને વાંધો શું છે ?"

" વાંધો એજ કે એને મોટાબા સાથે મુતલગ બનવાનું નથી," જી––રોજીએ સમજ આપી. "મોટાબા બાગમાં સરદારી કરવા જશે, અને એ રત્નો બી પોતાને એ કામમાં ઘણો પાહવરદો સમજેચ

એટલે એ તાબે થવાનો નથી, અને જરૂર એમાંથી મોટી પંચાતી ઉઠવાની !”

જાલનો ચેહેરો જે અત્યાર સુધી ખુશાલ તડકાંવાલા દિવસ જેવો ખુસ્તુદ હતો તે ગુસ્સાથી જર્દ મારી ગયો ! વળી પાછું “મોટાબા”? એમાં બી “મોટાબા”? દાલ દોધીમાં—બધાંમાં મોટાબા ને મોટાબાજ ! તે બુઢો શું તેને એમ કદમ કદમ નડવા પડવાજ સાથે આવ્યો હતો ?

તે જવાનને ઘણીજ ઝાંઝ ચઢી.

“હજી તો રત્નો આપરો બંગલો મુકીને ઘણો આગર ગીયો નહી હોશે, વ્હાલા,” જી—રોજીએ પટામણી રીતે સમજાવ્યું. “તમે એને પાછો તેરીને ના નહિ કેહો કે તમે એને રાખ્યાં નથી શકતા ?”

“તે સારૂં નહિ લાગે, જી—રોજી,” જાલે કાંઇક કડવાસથી કહ્યું. “આપરે તેને રાખ્યો શું ને વરી રજા આપ્યે શું ? તું શું તારા બપાવાને ખાતર મારી કંઇ હસી કરાવા માંગેચ ?”

“ઓ, પણ્યા પછી મેં એક એ પેહેલ્લીજ અરજ કીધી ને તેટલી બી તમે કબુલ કરી નથી શકતા, જાલ ?” જી—રોજીએ વળી પાછી રીસાઇ જતાં કહયું.

“એ કબુલ કરવા જેવી એક અરજ છેજ નહિ, જી—રોજી,” જાલે ઠરાવથી કહયું. તેને ફ્લાબાપર હવે એટલો ખાર આવતો હતો કે તે અવરદશા જેવા ડોસાને ખાતર પોતાની કશી બી વધું સગવડાનો ભોગ આપવા તે જાણે મન મનાવી શકયોજ નહિ. “તે કરતાં જા—હું તારે ખાતર તુંને એટલું કેહુંચ, વ્હાલી,” તેણે જી—રોજીના મોંઢાંપરનો ગુસ્સાનો ઠોઠરો જોતાં કાંઇક નરમ પડીને નરમાશથી વધારયું, “કે હું રત્નાને સખત તાકીદ કરશ કે એ તારા મોટાબાનાં કેહયામાંજ રેહે.”

‘ને તેમ નહિ રહેશે તો ?”

“તો પછી આપરે તેને લાત મારીને તેજ ઘરીએ કાહરી મુકશું,” જાલે ચુકાદો આપ્યો, જે અલબત જી—રોજીને ઠંડી પાડવા જોઇએ એટલો મનમાનતો કે પેટ ભરતો નહિ હતો. તેણીને તો ઘણુંજ માઠું લાગ્યું હતું. એકજ—એ પહેલ્લીજ અરજ પરણ્યા

પછી તેણે તેના ખાવીંદને કરી, અને શું તે પણ નામંજુર કરવા જેવો તે એટલો જલદી નામેહેરબાન થઇ શકયો ?

તે આખો દહાડો ને રાત તે વર બૈયર ખાન્તાં મનનાં ને અરસપરસ ઉંચે મોંઢેનાંજ રહયાં.

બીજે દાહાડે જાલને શિરનામે પેસીનો કાગળ આવ્યો; તે આ મુજબ હતોઃ—

"મારા વ્હાલા જાલ.

"આપરે ઘેરથી કંઇજ ખબર હજી આવી નથી, ફ્રેનીને તેં લખેલાં કાગળનો કશોજ જવાબ મળે નહિ. મને તો બીક લાગેચ. તે તરફ વાદલાંનું કંઇ બી ઘેરાવું થતું હોએ એવુંજ મને તો લાગેચ. ખોદા તારો નિહગેબાન થાય. હું તો અહિં ઘણી ખટપટ જંજાલમાં છેઉં. તારા અગરગચ્ચા ને કાતરયાંના ઘસેલા બપાવાસસરાનો બધો એખરેરેખરો ને કાટફુટ અહિંથી પેકપુક કરીને મોકલી આપતાં મને ઘણી મોટી તસ્દી ને અફાલઝીક થાએચ. બધું જેમ તેમ તૈયાર કરાવી મુકયુંચ. એ બધું એબ-દશા જેવું તારા હુકમ મુજબ તને પેક કરીને મોકલી આપવા કરતાં એક સળગેલી દીવાસળી મુકીને અહિજ બધું ફુકી નાંખ વાનું મારૂ ઘણું મન થાએચ. પણ શું કરીએ ? આપરે તો બા ચીઠ્ઠીના ચાકર ! તારા હુકમ મુજબ કરવાની મને ફરજ થઇ પરેચ !

"તું તો મારો વ્હાલો નવી બૈરી પણગોચ તે ખંડાલામાં મોજયાં મારતો હોશે. તુંને તારાં એ સુખ વચ્ચે હું ડીસટર્બ કરૂંચ તે માફ કરજે. ઘણા પ્યાર સાથે, સદા તારોજ, **પેસી.**"

જાલે તે કાગળ જલાવી દીધું, રખેને તે જી—રોજીના હાથમાં જાય અને તેના બપાવાના માનીતા અસ્બાબ માટે પેસીએ જે ઠઠાથી લખ્યું હતું તે તેનાં વાંચવામાં આવ્યાથી નવેસરનો કજ્યો બરપા થાય તે ફીકરથી તેણે એ મુજબ સેહતાંન દાખો કીધો.

બે ચાર દાહાડા, તેથી, એ પ્રમાણે વળી અરધી દોસ્તી અને અરધાં રૂસણા વચ્ચે ગબડી ગયા, અને તે પછી લેનોલી ખાતે એક દેશી સરકસ આવીને મુકામ કરી પડવાના સમાચાર આવ્યા. એક

સાડા ત્રણ આદમીનું નાનખટાઇ એંડ ફ્રાટેલાં ઢોલ અને ચીંચવાતી પેપુરી સાથનું એક ખડયાખડખડ ગાડીમાં ગોઠવાયલું હૅન્ડબીલો બંગલે બંગલે વેંહેચતું ગયું, અને તેમાનું એક હૅન્ડબીલ નોકરોએ' લાવીને જાલને આપ્યું, જે તેણે વાંચ્યું ત્યારે જી—રોજી પાસે ઉભેલી હતી, અને જ્યારે તે શું હતું તેનો અરસ પરસ ખુલાસો થયો ત્યારે જી—રોજી જે કરકસરને ચાહનારી ને કમતી ખરચની હીમાયત કરનારી હતી તેને પણ જાલની કાંઇક અજાયબી અને રમુજ વચ્ચે તે સરકસ જોવા જવાની એકદમ ઉલટ થઇ આવી! "મેં કોઇ બી દાહારે કોઇ બી નાટક કે સરકસ કેનું થાય તે જોયુંજ નથી, જાલી," તેણીએ કહ્યું; "આપરે જઇશું, ?"

"તુને એટલું ગમેચ તો જરૂર જઇશુ" જાલે હેતથી જવાબ કરયો, અને ફર્સ્ત કલાસની બે સીટસ રીઝર્વ કરી આવવા લેનોલી માંહેલા તે સરકસના તંબુમાં તેણે ખાસ એક આદમી મોકળી આપ્યો.

તેને જવા કે જી--રોજીને લઇ જવા ઝાઝું નહિ ગમતું હતું. નહિ કે પૈસાની તે વાણુ કરતો હતો; પૈસા તો એકના ચાર તે પોતાની વ્હાલી જી--રોજીને ખાતર ખરચીને ઉભો રેહે એમ હતું, મગર તેને ફકર થઇ કે સરકસ જેવા એક જાહેર મેલાવડામાં કોઇ ને કોઇ તેનું ઓળખીતું કદાપી મળી બી આવે, અને તેથી જી--રોજીને લઇને ત્યાં જવાનો જોખમ કરવો સલામતી ભરયું નહિજ હતું એમ તેને લાગતું હતું; મગર જી--રોજીએ પોતેજ કદી નહિ ને આ વખત ઉલટ બતાવી તો તેણીનાં મનમાં કાંઇ નવો વહેમ અથવા તો તેણીની સાથે કોઇ નવીન અણગમો પેદા કરવા વના તે ના કહીજ કેમ શકે? એટલા માટે તે લાઇલાજ થયો. સંતોષ માનવાનું એટલુંજ હતું કે સરકસ કોઇ નેટીવ કમ્પનીનો હતો, કે જે કોઇ હલકે વાંધેની અને ઉતરતી હોવાનો એકદમ ખ્યાલ થતો હતો, અને ત્યારે લેનોલી જેવાં એક એકાંત ગામડાંનાં ખુણામાં તે જેવી કમ્પનીવાલાનો સરકસ કોઇ બી તેની ઓળખાણ પીછાણનાં જોવા જવાની દરકાર કરે એ સંભવતું ન હતું.

તેઓ, તેથી, ગયાં.

જી--રોજીએ જીકની કોરની સાડી પેહેડી હતી, અને હંસ જેવી ઉંચી ગોરી ગરદનની તે સુંદરી, ઝાણાં પણ ઘણાંજ ઉંચા

અને ગોલીબંધ મોતીની તે નગ્ન ગરદનપર પહેરેલી માલામાં એટલી બધી તો દીલકશ દેખાતી હતી કે જાલ જાણે તે પરણી પ્રિયા સાથે બની શકે તો જાસ્તી પ્યારમાં પડયો !

તે એક ભરચક "હાઉસ" હતું. પાછલથી જણાયુ તેમ યુરોપ્યન સરકસોની ટકકર ઝીલી શકે તેવો તે એક નામાંકિત અને ફતેમંદ દેશી "ટ્રુપ" હતો. યુરોપ્યનોનુંજ બધું સારૂં અને કાલા આદમીઓનું "છટ-નૉનસૅન્સ" એવોજ બેહુંદો ધખારો કેટલાક દેશી--જાંગલાઓ લઇ નાહસે છે તેમનું થોબડું ભાગી જાય એવી એક ઠપડાક પડે તેમાંનો તે એક લાજવાબ "તીમ" હતો. અલબત તેમાં આખા ઉઘાડા હાથ અને ગોરી ગોરી અરધી ઉઘાડી છાતીવાલી મરકટ જેવી ખવાયલી તવાયલી મડમો નહિ હતી, અને પોતાની બટક બોલીથી વળી હસ્વાના ભાવ પડાવી શકે એવા બોલીદરાજ બાંગર "કલાઉન" (ઢોંગી) પણ નહિ હતા; પણ કસરતમાં તે એક ઘણીજ નામીચા ટોળી હતી, અને તેણે પોતાનાં કામની ફતેહ માટે આ આગમચ પુરતો ધોંધાટ મચાવી દીધેલો હોવાને લીધે જાલ અને જી--રોજી ગયાં તે રાત્રે સરકસનો તંબુ બધા વર્ગમાં તમામ ચીકાર ભરાઇ ગયો હતો. પહેલો વર્ગ પણ ચીકારજ હતો. તેઓ તો જરા મોડાં પોહચ્યાં, કે જ્યારે તમાસો ચાલુ થઇ ચુકયો હતો. અને તેઓએ જઇને કોઇનું બી ધ્યાન ખેંચ્યા વના પોતાની રીઝર્વ ખુરસીઓમાં જગ્યા લીધી; એમ છતાં પરીસુરત જી--રોજી જેવી એક રૂપસુંદરીનાં એ આગમનથી તે મોટાં ભરચક હાઉસમાં જે અજાયબીનો હોકારો થઇ ગયો, અને પચીસ ઑપેરા-ગ્લાસો ટપોટપ તે માહાબુબ પર ટીકાયાં તથા સો બસો આઇગ્લાસો ઝપોઝપ નસકોરીઓ પર ગોઠવાયાં તે બધું જોવાજોગ હદ સુધી રમુજી હતું.

જી--રોજીને તે સરકસ ઘણોજ ગમ્યો, અને તેથી તે વાતથી જાલને પણ હદ વનાની ખુશી ઉપજી. તે પોતાની ન્હાની મદુકલીને એ રીતે અજાયબ અને ખુશ થતી જોઇને ઘણોજ હરખાઇ ગયો.

અંતે સરકસ ખલાસ થયો, અને ત્યારે તે ધણી ધણીઆણી એક મેકથી પુરતો સંતોષ પામેલાં પુશકલ હેત પ્રીત સાથે ખુશાલ ઘર જવા નીકલ્યાં, કે જ્યારે તે મોટા તંબુના દરવાજામાંથી બાહર

જતાંજ કોઇએ પોતાનો હાથ પછવાડેથી જાલની ખાંધ મુકયો, અને તેણે ચમકીને પાછળ ફરી જોયું તો તે કોઇજ નહીં પણ પેલો તેઓનો ફેમેલી-સોલીસીટર હતો કે જેણે વાંચનાર યાદ કરશે તેમ જાલના બાપના મોહતનાં બિછાણાં આગળ અરસપરસ પરણીને એક થવાના જાલ અને ફ્રેનીને ઘણાજ ગંભીર કસમ આપ્યા હતા, અને કેહવાની જરૂર છે કે જી-રોજી સાથે તેનેજ રૂબરૂના મળતાં જાલનાં તનબદનમાં ફરતું લોહી એકદમ થંભ થઇ ગયું, અને જાણે તેનો જવાન જાન બીલકુલ આખર થઇ ગયો ?

——:o:——

## પ્રકરણ ૨૬ મું.

એ સોલીસીટર જાલનો મોટામાંમોટો ખેરખ્વાહ-સદા તેનાં ભલાંમાં હતો. તે જાલના શેઠયા બાપનો વરસોનો ઘણો દીલસોઝ ને મુસ્તકીમ મિત્ર હતો, ને તેને તે શેઠયાને ઘરના અંધેર કારભારનો બધો હાલ રોશન હતો. તે પેસીને એક માહા ઠગારા લુચ્ચા તરીકે પોતાના ધંધાની રાહે તિક્ષણ બુધ્ધિથી તરતજ ઓળખી શકયો હતો, તેથી જાલના પીતાનું તેજ કાફ્રર પેસીના લાભનું બેહુંદું વસ્યત તે ઘણી ઉંડી સમજાવત છતાં ફેરવાવી શકતો ન હતો એ તેનો અફસોસ હતો. તેને મેહેરજી શેઠ સાથે ઘણું સારૂં હતું, તોપણ તેણે જોયું કે એક નહીં સમજી શકાએ એવી અજબ જેવી લહેણાદેવીથી પેસી તે ડોસાજી પર કાંઇક અજબ કાબુનો છાપ મારી શકયો હતો, કે જે છાપ ભુસાવી નાખવાને તે તેના મેહેરજી શેઠ સાથના આટલા લાગવગ ને ધાડી દોસ્તી છતાં કેવળ અશકત હતો. એટલા માટે રખે જાલ છેલ્લે અંતે રવડી પડે તે ફકરથી તે ભલા જરથોસ્તી ધારાના હીમાયતીએ મેહેરજી શેઠના મરણની વકી જોઇ લેતાં તેઓના મોહોતના બિછાણાં આગળ જાલ ને ફ્રેનીને એકઠા કરયાં, અને આયંદા તેઓ પરણીને એક થવાના તેણે તે બેઉને ગંભીર કસમો આપ્યા હતા, જે પછી હાલમાં તેજ જાલને કોઇ પરીસુરત પરાઇ સાથે સરકસમાં આવેલો જોઇ તે સદગ્રહસ્થ અતી ઘણો અજબ થઇ ગયો.

બીજા હાથપર જાલનો જીવ પણ એ મીલાકાત થતાંજ જાણે જીમાંઇને આખર થઇ ગયો !

તે સોલીસીટર તો બીલકુલ અનાયસે આ સરકસમાં આવી લાગ્યો હતો. તે કાંઇ નાટકો કે સરકસોનો જાથુકનો મુરબ્બી ન હતો, પણ તે સહમજદાર આદમી ઇંગ્રેજોનુંજ બધુંજ સારૂં ને દેશીઓનું બધું "છટ—નાનસેન્સ" પુકારનારા અક્કલના દુશમનોની હરોલનો નહી હોવાથી આ સરકસ એ રાત્રે નહીં ધારેલો જોવા આવ્યો હતો. તે તો લાનોલી ખાતે પોતાના ધંધાને લગતાંજ કાંઇ કામમાં ફક્ત એક બે દિવસ એકલો આવ્યો હતો, અને આ સરકસની ઘણી સીફારસ તેને કાંને આવેલી હોવાથી જરા મનરંજન કરવાની મકસદથી તેણે મજકુર રાત્રે અત્રે હેરયું લીધું હતું.

તે વેહેલો આવ્યો હતો, ને જલ્દી પોતાની બેઠકમાં ગોઠવાઇ ગયલો હોવાથી તેણે મોડેથી આવેલાં જાલ ને જી—રોજીને જોયાં ન હતાં. વધતું તાજુબ કે વીસામાની વખતે પણ જાલ અને તે બાહેર કે અંદર મલ્યા ન હતા. એ તો જ્યારે ખેલ ખતમ થયો ને બધાં બાહેર નિકળવાનો બારણાં પર ધસારો લઇ ગયાં ત્યારે નાઝો નાજુકાતથી ભરી જી—રોજી ખંચાઇને બાજુમાં ઉભેલી હતી ને તેની પડખે જાલ ઉભેલો હતો, તેવામાં તેમના ભણી એ ધારાશાસ્રીનું ધ્યાન ખેંચાયું, ને જાલને જોતાંજ હદવનાનો અજબ થતો તે એકદમ તેના ભણી દોડી આવ્યો.

"તમો અહીં, મી૦ જાલ તમો સરકસમાં?" મી૦ વાડયાએ ખરાં દીલની તાજુબીમાં પુકારયું; "ત્યારે તો તમારા પીતાજીની હાલત ઘણી સુધરતી હોવી જોઇએ?"—અને તેણે તેની બાજુમાં દબાઇને ઉભેલી તે અપવાંદરૂપી અજબ જેવી ખુબસુરતી ભણી પોતાના ચસ્માામાંથી ધારીધારીને જોયું.

"પપાની તબ્યતમાં હજી કશો ફેરફાર નથી, મી૦ વાડયા," જાલે અત્યંત ઝંખવાણો થતાં ધીમે સ્હાદે જવાબ કરયો.

"ત્યારે તમો તેવી હાલતમાં તેવણુને બિચારાને છોડીને અહીં કેમ આયા ને રેહયા હોશો?" તે સોલીસીટરે દેખીતા કડવાસ ને કરાજી વચ્ચે કાંઇક ઠપકાથી પાછું પુંછ્યું. "બાઇ—ધ—બાઇ, તમારાં ફ્રેની બાંનુ કેમ છે? તેવણે કેમ તમોને એ રીતે મજાહ મારતા અહીં આવવાની રજા આપી હોશે?"

જાલ પાણી કરતાં પાતલો થયો. જી—રોજી આ બધું સાંભળતી હતી, અને આએ નખ્ખોદગીયો તો તેનો કચડઘાણ્જ કાઢયોજ જતો હતો!

"ખરી અશરાફ બાંનુ છે," તેણે જાલના જવાબ માટે થોભ્યા વના જારી રાખ્યું. "યાદ રાખજો, જાલ, કે એવા બુલંદ પ્યારથી તમોને ચાહવાવાલી મોહરદાર બીજી કોઇ કદી તમને મળનારી નથી!"—અને વળી તેણે ચસ્માામાંથી ચુંચી આંખે કાંઇક શંકાશીલ રવેસે જી—રોજી ભણી ટીકરીગોપ કરયું!

હવે જાલે જોયું કે તે જો વેળાસર કાંઈ બોલશે કે કરશે નહીં તો ખચ્ચીત ખરાબી ઘણી ગંભીર થઇ પડવાની. જો તે પેલાને કહી દીએ કે તે તો પરણેલો હતો ને જી—રોજી તેની પરણી મોહરદાર થતી હતી તો તે ફ્રેનીને લગતું પોતાના ગભરાત યા ગુસ્સા વચ્ચે કાંઇ બી એવું બોલી દે કે જે જી—રોજીને નવેસરથી ભડકાવી મેલે. એટલા માટે તેણે જી—રોજીને કાંને લાગીને વધારયું, "ડીઅર ચાલ, હું તુંને આપરી ગાડીમાં બેસારૂં.—મને જરા આએ મારા ફ્રેન્ડ સાથ થોડીક વાત કરી લેવાની છે."—અને જી—રોજીની પોતાની તદન નામરજી છતાં તે વાડયા સોલીસીટરથી એક મિનીટની રજા માંગી જી—રોજીને લગભગ જબરીથી ગાડીમાં બેસાડી આવ્યો. તેણીને, અલબત, તરતજ પાછો આવવાનું તે પ્રૉમીસ કરતો ગયો.

તે સોલીસીટર આ મામલો જોતાં વધતો તાજુબ થયો. નહીં કે આ નાઝોનાજુકાતભરી મનોહરતા સાથ જાલ પરણીજ ચુકેલો હોવાનો તેને ભય કે ખટકો થયો—લેશ નહીં; પણ બધું જોઇએ તેટલું પ્રમાણીક ને પાંસરૂં ન હતું એવો તે જમાનેખાધેલા વકીલને એ બધો મામલો જોતાં એક તડાકે વેહેમ બરપા થયો.

"એ છોકરી કોણ છે?" જી—રોજીને ગાડીમાં મુકીને હાંફલોફાંફલો જાલ જ્યાં વાડયા સોલીસીટરને ઉભો રાખી ગયો હતો ત્યાં પાછો આવ્યો એટલે તેણે તેને પાધરો સવાલ કરી પુછ્યું.

"મારી ફ્રેન્ડ છે—મારા ફ્રેન્ડની બૈરી છે," જાલ તોતરો બોબરો થયો; "પણ આવોની, જરા એક પૅગ લેજીએ. હજી બાર

બંધ થયો નથી."--અને જોકે વાડયાને મોડી રાત્રે બબ્બે થોકવાનું ઝાઝું ગમ્યું નહીં, પણ પેલી છોકરીને લગતી થોડીક બાતમી મેલવી લેવાની મતલબથી તે જાલ સાથ બાર તરફ ગયો, કે જ્યાં જતાં જાલે ચંપીનની એક બાટલી ખુલાવી, ને એક ન્હાની ગોલ મારબલની ટેબલ આગળ ખુરસીઓ ખેંચી.

તેઓ બેઠા.

તે સોલીસીટરે પાકટ કુનેહથી, હવે ચંપીન સીપ કરતાં, જાલને ફેરવી ફેરવીને જી--રોજી બાબે પકડવામાં લેવા માંડયો, પણ જાલ બી એમ તો કાંઇ છેક પહેલાં નંબરનો ઉજબખ ગધેડો નહીંજ હતો. તેણે ઘણી સીફતથી વાત ઉલટાવ્યા ને ઉડાવ્યા કીધી, અને ત્યારે વાડયાએ કહયું, "હું ચાર પાંચ દાહરામાં મને જરા પુરસદ થતાં જરૂર તમારે બંગલે આવશ. હું તમોને ચોક્કસ દસ્તાવેજો બતાવા માંગું છું, જાલ, જેથી તમો ફ્રેની સાથનાં તમારાં લગ્ન ઢીલમાં નાખવાને રાજી થઇ શકવાના નથી. તમારા પીતાજીની એ અજબ જેવી મોહત જીવત વચ્ચેની લડત પુરવાર કરનારી બીમારી તો લંબાયાજ કરે છે, અને ત્યારે તમે ફ્રેનીને લટકાવી રાખો તેમાં ઇનસાફ નથી. તમે લીધેલા ગંભીર કસમો મુજબ એ લગન હવે જલદીથી થઇ જવાંજ જોઇએ."

પણ અહીં તે બંને ચોંકયા, કેમજે પાછલથી જી--રોજીના ગુસ્સાભરયા તકાજાનો અચબુચ સાદ આવ્યો. તે તેમની પડખે--છેક તેમની લગોલગ છુપી આવીને ઉભેલી જાહેર થઇ. શું તેણીએ બધું સાંભળ્યું? તે કયારેકની એમ આવીને ઉભી હતી? કાંઈ નહીં તો તે હેમક સોલીસીટરનું છેલ્લું બધું બોલેલું તો—જાલ થથરી ગયો કે તેણીએ સાંભળી લીધેલું હોવુંજ જોઇએ!

તે એટલો બધો ચોંકયો કે તેના હાથમાનું ચંપીનનું ગ્લાસ વટીક છટકી જઇને મારબલની ટેબલ પર પડયું ને ચુરેચુરો થઇ ગયું। તે ઉજલો સપ મારી ગયો.

"તમે આવી મોરી રાતે કેટલોક વાર વેર મને એમ આવાં એકાંતમાં ગારીમાં એખલી બેસારી રાખવા માંગોછ, જાલ?" તેણીએ મોટા ગુસ્સાથી ગગડાત કરયો; અને વાડયા સોલીસીટર તે અબળા જે સત્તા અને જુસ્સાથી બોલતી હતી તેથી એટલું તો

તુરતજ જોઇ શક્યો કે જાલ નાહ્યું ફેંફી ગયો હતો તેમ આ છોકરી તેની કોઇ ફ્રેન્ડ કે ફ્રેન્ડની બૈરી કદીબી હોએજ નહીં. કોઇ બી ફ્રેન્ડ કે ફ્રેન્ડની બૈરી એટલી અસભ્ય થઇ શકેજ નહીં. તેને હવે બધું વધારે બુરું હોવાનો એકદમ ભય થયો અને તે પાઘડી લઇ તુરતજ ઘણા અણગમા વચ્ચે ત્યાંથી જતો રેહવા ઉઠયો. ખરેખર તો તેણે જાલને અત્યારતક રોકી રાખ્યો તેથી જી--રોજીનો ગુસ્સો જોઇ તે પોતે બી જરાતરા મનથી ઓશકાયો, અને તેથી વધુ કશું બી બોલ્યા વના ઉંચે મને જાલને સલાંમ કરી તે ત્યાંથી એકદમ ચાલતોજ થયો.

તે, એમ છતાં, જતો રહયો નહીં. તે બાજુએ છુપાઇને હજી બીજું માંજણું જોતો એક અંધારા ઓથામાં થોભ્યો ને ખોટી થયો.

તેણે તે પછી ચીમાઇને જોયું કે જાલે ફુટેલાં ગ્લાસના અને ચંપીનની બાટલીના બારપર પૈસા ચુકવ્યા, અને તે પછી તે અને જી---રોજી પોતાની ઘેરની વિકટોરિયામાં બેસી ત્યાંથી ઉપડી ગયાં, કે જયારે એ બધો મામલો જોઇને તે ધારાશાસ્ત્રી ગુસ્સાથી પટપટયો, "દગો! ગરીબ ફ્રેની તુંને આએ લબાડ છોકરાએ ખુલ્લો અને ભયંકાર દગો કરેલો છે—અફ્સોસ!"—અને તે બી તે પછીથી ત્યાંથી ચાલતો થયો.

———:o:———

## પ્રકરણ ૨૭ મું.

લાનોલીથી ખંડાલા ખાતેના બંગલામાં પાછાં ફરતાં તે અતી લંબાણ ટપા દરમ્યાન ગાડીમાં જાલ અને જી—રોજી બંને કેટલોક વાર સુધી તો તદન ચુપ બેસી રહયાં. જાલની ધીરજ ખુટી ગઇ હતી, અને જી—રોજી પણ હદ વનાની ગુસ્સે હતી. અંતે જાલજ બોલ્યો.

"તેં આજે અતી ઘણો મોટો વાંક કીધોછ, જી—રોજી," તેણે જીંદગીમાં પેહલાજ વાર જી—રોજી પર ખરાં દીલનો ગુસ્સો કરીને કહયું. "અમારી વાત છુપી આવીને સાંભળી લેવામાં તેં ખરેખર આજે મોહું સાંકરું મન અને અજ્ઞાનપણું બતાવ્યુંછ. તું સમજી

નથી શકતા કે મારા દોસ્તની આગળ મને કેટલું બધું નકકારૂં લાગ્યું હોશે !"

"ભલે લાગું," જી—રોજીએ તેટલાજ ગુંસ્સા ને જુસ્સાથી કહ્યું; "તમે તે મારે વાસ્તે કંઇ શું એક તમારાં મનથી ધારતા હોશો જે મને મુવાં આવાં બધાં હલકાં લોકોની ગીરદી વચ્ચે ગારીમાં એખલી બેસારીને પોતે કરારને જીવે દોસ્ત સાથે દારૂ ધીચવા બેસી ગયા ? મરી ગીયા બધા જતા આવતા ગારીમાં ડોકાં ખોસી ખોસીને મારો ચેહરો ચીતરતા જાએ તો એમ ઠંડે કલેજે તે હું કાંહાંવેર બેસી રહું જે ?"

"કપાર તારૂં," જાલ ખિજવાયલો પટપટયો.

જી—રોજીએ જવાબ કરયો નહીં. તે જવાબ કરવા જેવી ગમતીમાંજ ન હતી. તેણે સારાં કે માઠાં ભાએગે કાંઇ જાલ ને મી૦ વાડીયા વચ્ચેની બધીજ વાતચીત સાંભળી ન હતી; તે તો જાહેર થઇ ત્યારે તરતનીજ આવેલી હતી, પણ જે સાંભળ્યું હતું તે તેને જોઇએ તે કરતાં જાસ્તી ભડકાવી મેલવાને વાસ્તે બેશક બસ હતું. વાડયાના છેલ્લા બોલો એક સરપના સણુસણાતથી હજી તેના કાનમાં વાગી રહયા હતા કે 'તમે ફ્રેનીને લટકાવી મુકો તેમાં ઇનસાફ નથી. તમે લીધેલા ગંભીર કસમો મુજબ એ લગન હવે જંલ્દીથી થઇ જવાંજ જોઇએ !'

ફ્રેની ! ઓ, એ ફ્રેની કોણ હતી ? લગન શાનાં ને કસમ કેવા ? જાલ તો તેનો પરણયો ખાવંદ હતો ! તેનેજ ચાહતો હોવા ને સદા ચાહતો રેહવાના તેણે ગંભીર કસમો લીધા હતા, અને આએ લગન શું ને કસમ શાંના ? તે જવાંન બાળાનો જીવ એ સઘળું સાંભળતાં થથરી ગયો હતો.

તે ગાડીમાં, તેથી, છુપી રડયા કરતી હતી. તેણીએ જોયું કે એક શ્રીમંતને પરણુવામાં તેણે ખરેખર મોટી થાપ ખાંધી હતી, અને પૈસાવાલાઓ લબાડ ને દગાબાજ હોવાના તેણીના ધખારા અને ફફરોમાં તેણીને લાગ્યું કે તે કશીજ રીતે ગેરવાજબી કે ખોટી ન હતી. આ માણુસ કોણ હતો—આ કોઇ તેઓને સરકસના તંબુમાં મળી ગયો હતો તે ? તે દેખીતો કોઇ રોબવંતો, દમામદાર, ઉંચી કેળવણીનો નામાંકિત આદમી જણાતો હતો. તેનામાં અદબ અને

રોબ ઘણો હતો, અને તે જાણે જાલપર કાંઇ સત્તા ધરાવતો હોએ તેવાજ તોરથી બોલતો ને તેનાસે વાત કરતો હતો. 'લગન થઇ, જવાંજ જોઇએ' એવી એક તાકીદ તે એ તરફ જઇ પુગી ત્યારે તે જાલને ફરમાવતો ને સમજાવતો બેઠો હતો, અને ત્યારે પણ તે કાંઇ ઢીલું ઢીલું બોલતો ન હતો; એ કોણ હતો?

અંતે જી-–રોજીનાં ગરમ આંસુનું એક ટીપું અનાયસે જાલના હાથપર પડયું, ને ત્યારે તે હેમક જવાંનનો ગુસ્સો ને જુસ્સો એકદમ પાછો સમી ગયો. તેણે જોયું કે જી—રોજીએ વધતું ઓછું સઘળું સાંભળી લીધું હોવું જોઇએ ખરૂં, અને તેથી તે હીંમત હારી એકદમ પાછો નરમ થઇ ગયો.

તે તેને ગોદમાં લેવા ગયો, પણ જી—રોજીએ હાથની એક ગુસ્સાભેર અછાતથી તેને દુર કરયો ને અલગ રાખ્યો.

"મને માંફ કર, જી—રોજી," જાલે કાકલુદીભરી ઢપે માંગી લેતાં કહયું; "હું આજે તારી સાથે ગુસ્સો કરી પરવા જેવી હદ સુધીનો હેમક થયોછ; હું તે માટે શરમાઉંછ ને માંફી માંગુછ."

"હમણાં શું શરમાશો?" તેણીએ કડવાસથી કહયું; "ખરેખર તો તમારા દોસ્તે આપુને જોયાં ત્યારે તમે શરમાઇ ગીયાતા! તમોને મારે લીધે શરમ લાગી ગેઇતી, ને તેથી તો તમારી પરણી મોદરદાર તરીકે તે ગૃહસ્થ સાથે મારી ઓળખાંણ કરાવાનો બી તમોને સુઘલો નહીં રેહયોતો!"

"શું મારા નોકરો સાથે બી હું તુંને ઇન્ટ્રોડયુસ કરૂં?"

"નોકરો! આએ આદમી શું તમારો કોઇ નોકર હતો?" તે માહ્યુખે જાસ્તી તીખાસ સાથે તકાજો કરયો.

"અલબત; તે એક અમારાં ખાનગી કામકાજનો આડત્યો છે," જાલે લેપડો લગાવ્યો. તે હેમક ગધેડાને એમ તો લાગ્યુંજ નહીં કે એક પછીનાં બીજાં એવાં અનેક જુઠાણાંથી તે સાંમો મામલો જાસ્તી બીગાડતોજ જતો હતો!

"ત્યારે તો તમને બેવરી શરમની વાત છે," જી-રોજી તો એ સાંભળતાં સાંમી બેવડી શુરપર ચઢી! "જો તમે કેહોછ તેમ એ આસામી તમારો કોઇ નોકર કે આડત્યોજ હોએ તો તેવા એક સાથ

તાહેલાં મારવા ને દારૂ પીચવા સારૂ તમે તમારી પરણી મોહરદારને એવા એક જાહેર તમાસાની જગ્યા પર વટીક આવી મોરી રાત્રે એકલી છોરી જાઓ, કે જ્યાં દરેક પળે તે કોઇ મુવા પીધેલા લોફર તરફનાં કોઇ ધાટકી અપમાનના જોખમમાં મરી રહેલી હોએ તે વાત શું તમો પોતાને વાસ્તે શોભાભરેલી માનોછ ?"

જાલ આ માયાકુલ તકરારનું વાસ્તવીકપણું એક ઘડી પણ નામંજુર રાખી શકયો નહીં.

"હું મારી એ બી ભુલ કબુલ રાખુંછ ને તેની બી તું વ્હાલીથી માંફી ચાહુછ," જાલે માંગી લીધું; "હવે તો બસ કર? હવે તો મને મળતી થઇ જા? મેં એ કમબખ્ત વાડયાને ખેરવી નાંખવાનું ઘણું કીધુ, પણ તે ફીટયો નહીં ત્યારેજ મને જવું પરયું. એ ઘણુંજ કમનસીબ થયું કે એ આપુને મળી ગીયો; ઘણુંજ કમનસીબ થયું જે આપરે આજે સરકસમાં આયાં."

"પણ શાંને વાસ્તે કમનસીબ ?" જી—રોજીએ બની શકે તો હજી વધારે મોટા ગુસ્સાથી બખાલ્યું; "હું તો ઉલટું એ ઘણુંજ નસી વંતુ સમજુંછ કે આપરે આજે સરકસમાં આયાં ને એ પારસી આપુને મળી ગીયો. હું મારી ખરી સ્થિતી તેથી જોઇ શકી. મેં જોઇ લીધું કે મને તમારી પરણી મોહરદાર તરીકે જાહેરમાં રજુ કરવાની તમારી મકસદ કે હીંમત છેજ નહીં. તમે મારા જેવી એક અભણ ગમારને પરણ્યાછ એમ કબુલ કરતાં શરમાઓછ અથવા ગભરાઓછ ને હડી જાઓછ! ઓ જાલ—જાલ, તમે શું કરવા તારે મને એમ ધુતી છેતરીને પરણ્યા? તમે કાંએ મારા શાંત સંસારની ને મારી આખી જીંદગીની એમ આગળ રેહીને અને જાણી જોઇને ધુર વારી દીધી?"—અને તે હીણભાગ્ય છોકરીએ બેઅખ્ત્યાર "છોડી દીધું"—"એક પરણેતરના દરેક પાક હક છતાં તમે મને આએ ખુંણામાં છુપાવીને છુપી રાખીછ—જેવી કે જાણે હું તમારી પરણેલી નહીં પણ એક રા———"

"ચુપ કર, જી–રોજી, બસ કર," જાલે પોતાની નામોશી ને નાલાયકી જોઇ લેતાં તેનું મોઢું દાબી દઇ તેને ચુપ કરતાં કહયું. "આજે તું શું કંઇ ઘેલી થઇ ગેઇચ કે એવું છેકજ ફાટું ફાટું બોલેચ? તારે વાસ્તેના મારા પ્યારમાં દગો નથી, ને દગો હોએ તો

ઓર બી મારો પ્યાર એટલી હદ સુધીનો તને સાચવવા વાસ્તેનો બેઅખ્ત્યાર હોવાનો એક પુરાવોજ જાણજે. તારે વાસ્તે મેં બધા, બેકીંમતી ભોગો આપ્યાછે, ને તે છતાં તું પોતાને ઠગાએલીજ જાહેર કરેછ ?"

"અરસપરસના પુરતા ને ચોખ્ખા વિશ્વાસની આપ લે વગરનો પ્યાર તે ખરો પ્યાર કદી બી હોએજ નહીં ને થાએજ નહીં," જી—રોજીએ પોતાની જીકકર જુસ્સા સાથે જારી રાખી-અને જાલ મનથી ખરેખર તાજુબ થયો કે એટલીબધી જીકકર ને તકરાર કરવાની સહમજદારી તેનામાં આજે એમ અચબુચ ને એકદમ તે કયાંથી આવી ગઇ હશે ?

"તમે મને છેક અવલથીજ દરેકેદરેક વાતમાં ઠગતા રેહયાછ," જી—રોજીએ આગળ ગબડાવ્યું, "અને હજી બી તમારી ઠગાઇ પુરીજ કાંહાં થઇછ જે તેની વાત ? લેઓની—આએ કોઇ આદમીને તમે કોમ તમારો નોકર અથવા આડત્યો બતાવોછ, પણ હું કેહુંછ જે તેવું કશુંજ નથી. તે એક નોકર જેવો દેખાતોતોજ નહીં, ને નોકરની ઢપ, અદા કે તાબેદારીથી તમારી સાથે વાત કરતોતોજ નહીં. એક નોકર કે આડત્યો મારી સાંબે તમોને કોઇ ફેનીની સાથે લગ્ન કરી નાંખવાની ઉતાવલ કરવા તાકીદ કરીને કેહે ને તમારા કસમોની તમોને ધમકાવનારી અને થથરાવનારી ઢપે યાદ આપે એ બધી બેવકુફીભરી વાત શું તમે મ નાનવા કેહોછ ?"

જાલ ચુપ થઇ ગયો.

"જુઠું—અવલથી તમે મને બધું આજ તક જુઠુંજ સમજાવતા આયાછ," જી—રોજીએ ટાંણાં મારવા જારીજ રાખ્યા. "તમે તો કેહતાતાની જે તમે તો મને એખલીનેજ ચાહી ને બીજી કોઇનો ચાહવાનો કદી આખી જીંદગીમા ખ્યાલ બી નથી કીધો ? ખરી વાત કેની ?—અને ત્યારે વરી આ ફેની ત્રેની કોણ નિકરી આવીછ કે જેને તમે પણવાતૂં વચન આપીને કસમો વટીક લીધાછ ? તે બી કોઇ મુઇ મારા જેવીજ અભાગની છે કે ?"

કમબખ્ત જાલ ! તે કેમ આ જાલીમ તાણાંજાંણી સહન કરી શકે ? તેણે દુખથી પોતાનું ભમતું મગજ દાબ્યું. તેણે હવેજ જોયું કે આ લગન કદી સુખી નિવડનારાં નહીં હતાં, ને ફેનીને તેણે

કરેલો દગો ઇનસાફી ખુદા પોતે પણ દેખીતી રીતે સાંખી શકતો જ હતો ! પણ હવે–હવે તો પસ્તાવાને વાસ્તે બી બેશક ઘણું મોડું થયું હતું.

"જી––રોજી, સાંભળ," હવે જાલે ગમખ્વારીથી કહયું. "હુ હવે જે તુંને કેહેવશ તેનો હરફેહરફ સાચ્ચો છે તેની હું તુંને પવિત્ર ખુદાના કસમથી ખાત્રી આપુંચ."

"એવા અધરમી ને પાપી કસમ ફરીથી મારી આગળ ના ખાતા, જાલ," જી––રોજીએ મોટા તોરથી કહયું.

"તું મારૂં માંથુ વધતું ના ચેરવ, જી––રોજી, ને હું ખુલાસામાં જે કેહુંછ તે સાંભળ," જાલે વળી જરા જાસ્તી ગરમ થતાં કહયું. "મેં તુને એક ગરીબ અસામી તરીકે ચાહી ને મારી પદવી ને પૈસા તારાથી છુંપાવ્યાં તે એકજ ઠગાઇતો હું તુંને અનેક મરતબા સમજાવી ચુકેલો છેઉં. તુંને હું ખોહી બેસું તે હું ખમી શકું એમ નહીંજ હોવાથી ને પૈસાવાલાંઓ વાસ્તેની તારી કાંઇ અજબજેવી સુગ અને ડર તું જીતી શકવાની નથી એમ મારી ખાત્રી થવાનાં પરીણામે મને એ એકજ–ફકત એકજ ઠગાઇ તારી સાથ કરવી પરી, કે જે મારી ભુલને વાસ્ને હું હવે દીલોજાનથી પસ્તાવો કરૂંછ. હવે, તેથી, બાકીનો ખુલાસો તું સાંભળવા તૈયાર છે?"

"મારે માંથે તો દુખના ઝાર ઉગશે એમ મને લાગેછ." જી––રોજીએ મોટાં દુખ વચ્ચે જવાબ કરયો. "હવે તમે જે કહેશો ને જાહેર કરશો તે હું ખમી શકશ. કેહો જે કેહેવું હોએ તે."

"હવે પાંચ મિનીટમાં આપરે ઘેર પુગશું," જાલે ગાડીની બહાર ડોકું કાઢી જરા જોઇ લેતાં કહયું, "ને ઘેર જઇનેજ બધી વાત કરશું. આએ આખે રસ્તે એજ રરાકુટો ચાલ્યા કીધોછ. ચાલ, વાહલી, હાલ તો હવે તેથી બધું ભુલી જઇને આવ મને મળ. હું ઘેર જઇને તુંને બધું ખરેખરૂં માંડી મેલીને કેહી દેવશ." –અને વળી તે તેણીને ગોદમાં લેવા ગયો, કે જયારે વધતા ગુસ્સાથી એક વાઘણનીજ અદામાં ઉશ્કેરાયલી ને નારાજ થયલી જી––રોજી તેનાં હાથને વળી પાછી એક અછાત મારી ગાડીનાં ખુણામાં જાસ્તી અલગ દબાઇ ગઇ !

"મને લાગેછે કે હવે આપરે પુરતાં એખલાસથી એકઠાં થઇ કે મળી શકવાનાંજ નથી," જાલની હદવનાની તાજુબી વચ્ચે તે છોકરીએ હીંમતથી ને ઠરાવથી કહયું. "તમારે જે ખુલાસો કરવો હોએ તે કરો ને પછીની વાત પછી થઇ રહેશે."

"ત્યારે તારો પ્યાર બીલકુલ બેવજુદ છે," જાલે પણ ગુસ્સાથીજ કહયું; "મુરખ. તારે વાસ્તેના મારા પ્યારમાં દગો કે ઠગાઇ એક બી નથી—હું તુંને કેટલું સમજાઉં? તું એ તુચ્છ વાતમાં મારાથી અલગ થવાનું કેહેછે. પણ મેં તુંને એટલી ચાહીછે ને હજી એવી કીસમે ચાહુંછ કે તારો તો ગમે એવો તકસીર કે ગુન્હા થયો હોતે તોબી હું તો એમ નહીંજ કેહતે ને બોલતે."

"મેં મારી આખી જીંદગીમાં એક બી ગુન્હા કે તકસીર કરીજ નથી," જી—રોજીએ જુસ્સાથી જવાબ કરયો. "મારી આખી જીંદગી એક સ્વચ્છ આએના જેવી બીલોરી ને ચોખ્ખી છે. હવેજ સાંખુ મારે તો એક ઠગાઇનાં જીવતરે જીવવાનું છે. હું એક પૈસાવાલાની બૈરી છેઉં કે જે જીંદગી મારે બરની નથી–મને પૈસાવાલી ચતાં આવરતું નથી, ને જે હું નથી તે ઠગારી જીંદગીએ જીવવાની તમે જાણે મને ફરજ પારીય!"

"પણ હું તુંને તેને વાસ્તે લાયક કરશ," જાલે હજી નાંખતીથીજ સમજાવ્યું. "એમાં તે એટલુંબધું બીહીવાનું, એટલુંબધું લાયક થવાનું છેજ શું? મેં અલબત એજ તારી સ્ટુપીડ સુગ ને ફીકરોને લીધે તો બધી ખરેખરી બાતમી તુંને આજ તક આપી નથી. મેં તુંને હું પૈસાવાલો છેઉં એટલુંજ કેહયુંછ, પણ હું મુંબઇના જાણીતા ને મોટા શ્રીમંત લખપતી ખાનબહાદુર શેઠ મેહેરજીભાઇ શેઠ ખાન્દાનવાલાનો એકપુરો દીકરો ને હકદાર વારસ છેઉં તે મેં આજ વેર તારાથી છુપાવ્યુંછ!"

જી—રોજીએ એક ઉંડો નિસાસો નાંખ્યો. તે એવા એક લખેપતી જવાનને વરી છે એમ જાણતાં ને સાંભળતાં તે પોરી તો હતી તે કરતાં અધીક કંગાળ, જાસ્તી દુખી, જયાદા દલીદ્ર બની ગઇ! તેની જગ્યે કોઇ બીજી છાલકાં મગજની હોત તો હરખાઇ જતે, પણ જી—રોજીની અવદશા—ઓ, વાંચનારને ખરી કીસમે સમજાવવાની જાણે આ અદનાકલમમાં તાકાત નથી!

—:o:—

# પ્રકરણ ૨૮ મું.

"મારા પીતા તું જાણેછ તેમ ભયભરેલી બીમારી ભોગવેછ." જાલે જારી રાખ્યું, "અને તેવણુનો મરતી વખતનો એક તદન બેવકુફી ભરયો અરમાન તે નવલસા હીરજી નામના એવણુના એક જીવેજાનના મરનાર દોસ્તની દીકરીને એવણે ઘેરમાં ઉધારીછ તેની સાથે મારાં લગન કરાવાનો થયો! હું એ વાતને મુતલગ એકમત થતે નહીં પણ ડાકટરોએ અને અમારા સોલીસીટરે મરતી ઘરીએ તેવણુને ના કેહીને જરા બી નહીં ઉસ્કેરવાને વાસ્તે મને ઘણુંજ દબાણ કીધું. તે છોકરીનું નામ ફ્રેની છે. તે તો એ કારજ માટે કસમ લેવા એકે બોલે તૈયાર થઇ ગેઇ, કેમજે તે બીચારી મને ખરેખર ઘણી ચાહેછ. હવે સમજી? હવે બસ? જા, મેં તુંને મારે લગતું હવે બોલેબોલ ને બધું ખરેખરૂં કેહી દીધુંછ."

"ઓ ખુદા, હું શું કરૂં?" જી--રોજી તો હજી અતવત કરતી રહી! "જાલ--જાલ, તમોને એ શું સુઝયું? તમે કાંએ નહી ફ્રેની સાથેજ પણ્યા? મેં કોઇ દાહરો બસો ચારસો રૂપ્યા એકઠા જોયા નથી તે હું હવે લખ્ખો રૂપ્યાના કારોબારમાં કેમ સમાવશ ને કેમ પોસાવશ?"

"એ બધી તારી બેહુંદી બકવા ને ફીકરો છે," જાલે વળી જરા જરા જાસ્તી તીખાસથી કહયું; "હું ફ્રેનીને નહીં પરણો કેમજે તે અત્યંત ભલી--એક ફીરેરતા જેવીજ હોવા છતાં સુંદરતામાં મારાં મત મુજબ તુંને અરધે હીસ્સે બી નહીં પુગે. તારામાં તો કંઇ એવું છે અને હતું કે જે જોતાંજ હું દીવાનો થયો, ને તારા જેવી એકને અમારાં આગેવાન સરકલમાં મારી મોહરદાર તરીક રજુ કરવાનો એકદમ એક જોરાવર લોભ જાણે મારી છાતીમાં પેદા પરયો!"

"એ બધું એક છોકરવન ઉલટનું પરીણામ થયુંછ, જાલ," જી--રોજીએ અત્યંત ફકરમંદ કીસમે જવાબ કરયો. "મારી ખાત્રી છે કે તમારો એ જુસ્સો સમી જતાં જલ્દીજ તમે મારીથી કંટાલસો ને અલગા થશો. મારાં અભણપણાંને લીધે મને જાહેરમાં તમારી પરણી મોહરદાર તરીકે રજુ કરતાં તમને અતી ઘણી મોટી ખેજાલત ઉપજશે. આજે તમે તે નથી માનતા ને તમોને તે નથી

સુઝતું તો શું થયું ? તમારી મોટે ઘેરનીઓ મને જોઇને મોંનાં ફેરવીને મારા ઠીકીડાહા કરશે, ને મારાં મોંનાપર ને મોંનાપર નાંખ, ચહરાવશે. મુઇ ખુબસુરતીને શું આગ લગારવાની છે ? ખુબસુરતી કાંહાં જનમોજનમ નીનવાની ને મને પુરી પરવાની છે ? તમારી એ ક્રેની ત્રેની મને જોશે તેવીજ મારી લોહીની તરસી શત્રુ થઇ લાગશે ! તેનો હક મેં કાવાદાવાથી લુટી લીધો એમજ તે તો માનવાની કેની ! તે શું મારાં મનનો ભેદ જાણવાની ? તમેજ કેહેછ કે તે તમોને ચાહેછ ત્યારે તમારા પ્યારની હું ધણી થઇ બેઠીછ તે અદેખી થયા વગર તે પોરી ખમીજ કેમ શકવાની છે ?"

"તેજ તો બધી તારી હેમક ભુલ છે," જાલે હજી જાસ્તી ગુસ્સો કરયો. "તું ક્રેનીને જોશે ત્યારે જાણુશે. એવી તો મીઠા સ્વભાવની, એવી તો ખરી ફીરેસ્તાઇ સદગુણોની છોકરી છે—"

"અને તે છતાં તેવી બિચારીને દગો કરીને તમે મુઇ મારી ખુબસુરતીને સેકો તાંણયો ?" જી—રોજીએ પાછો ચટકો લગાડયો; "તમે કેહોછ કે તેને તું જોશે ત્યારે જાણુશે, પણ હું તો તેને જાણવા જોવા કે ઓરખવા માંગતીજ નથી. દુરથી ડુંગર રળીયામણા. ખુદા મને તેની દોસ્તીથી સદા દુરજ રાખે."

"એટલે, શું જ્યારે હું મારા પપાની તમામ મીલકત ને દોલતનો વારસ થવશ ત્યારે બી તું મારી સાથે મુંબાઇના મારા મોટા બંગલાંમાં રેહવા નથી આવવાની ?" જાલે ગુસ્સાનાં ભવાં જમાવી મોટી તાજુબીમાં પુછયું.

"ને મોટાબા ?"

જાલે ગુસ્સાથી હોઠ કરડયો.

"તે ડોસાને અહીંજ રાખશું," તેણે લોહીનો ગોટ ગળી સમજાવ્યું. "આએ બંગલો એ તારા બપાવાને આપરે આપી દેઇશું, ને તે પોતાની જીંદગીની આખેરી સુધી પુરતાં અમન ચમનમાં અહીંજ રેહશે."

"કદી બી નથી," મુખે જી—રોજીએ તે વિકટોરયાનાં પાટયાં પર ઘણા ગુસ્સામાં પોતાનો નરમ નાજુક પગ ઠોકીને કહ્યું; "આપરે પણ્યાં ત્યારથીજ મેં તો તમારી સાથે કરાર કીધેલો છે જે

એવણની જોડીમાં હું એવણુને એમ મરતાપરતા કદી બી કોઠે એખલા મુકવાની નથી. જ્યાં હું તાંહાં એવણ. બિચારાને મુવાં આએ ગામરાંનાં એકાંતમાં ધરડેધડપણ એમ એખલા ગુરપંજર મરતે દાહરે મુકી જાઉં તેનું કંઇ કારણુ?"--અને જાલે હવે વધતા જોશથી ખરી રીતે જોયું કે ખુબસુરતીથી અંજાઇને જી-રોજીને પરણવામાં તે ખચ્ચીતજ એક મોટો હેમક ગધેડો પુરવાર થયો હતો!

* * * *

જાલે પોતાનાં મનનું એ માહાન દુખ વગર ફરયાદ કરવે અને શાંતી સાથેજ ખમી લીધું. હવે તેણે જોયું કે એ દુખનો ઉપાયજ ન હતો. તેણે પેહેલેથી બધી ખરી હકીકત જાહેર કરીનેજ પરણવું હતું એમ હવે તેને લાગ્યું. તેણે ફ્રેનીના બાબમાં અધરમી કસમ તેના મરવા સુનેલા વાલીદનાં મોહોતનાં બિછાંણાં સમક્ષ લેવાજ ન હતા એમ પણ તેને ખચ્ચીત કરીને લાગ્યું; પણ હવે ઘણું--જોઇએ તે કરતાં ઘણું વધારે મોડું થયું હતું! તે એ બધાં બીહીકણ અને બેવકુફ દબાંણોને હીચકારી અદાથી નમતોજ આવ્યો, અને તે હેમાકાતનો તે પોતે હવે જાણે પોતાનાં સુખની કીંમતે કર ભરતો હતો!

જી--રોજી ઘણીજ ગેરવાજબી થતી હતી એ તે જોઇ શકયો, અને તેણીના તેને મારેના પ્યારની પાએદારી માટે વહીક તે દુખી જવાન હવે પુરતો શંકાશીલ થયો. તેણે પોતે એ હેમક પ્યારને ખાતર શું નહીં કરયું હતું અને શું નહીં ખમ્યું હતું? તેણે માહા અધરમી ને પાપી કસમ લીધા હતા તે એ બાળાને ખાતર--તેણે ફ્રેની જેવી સકળગુણસંપન્ન સુંદરીને દગો કરયો ને હાથતાલી આપી હતી તે પણ એજ મધુરીને ખાતર--તેણે પોતાના બાપને આવી ભયભીત માંદગીના જીવસતોસત જોખમ વચ્ચે પોતાની ખુલ્લી ને જાહેર બેઇજજતીની નામોશી વચ્ચે છોડી આપ્યો હતો તે પણ એ જી-રોજીનેજ ખાતર; ને અફસોસ, તેજ માહબુબ આવી તુચ્છ વાત થકી તેનો એટલો તુચ્છકાર કરે, અને પોતાનાં પ્યારનાં બેવજુદપણા અને નામુસતકીમપણાં વચ્ચે ખરાં રૂપમાં પ્રગટ પડે એ શું જાલ જેવા એક વાહલા ને અગાધ પ્યારથી ચાહવાવાલા જવાનને માટે કાંઇ જેવું તેવું દુખ હતું?

આગમાં તેલ ઓકવા વળી પેલો દલીદ્ર ડોસો ફ્લાણા તેને સંતાપતો તેની પુઠે પડયો હતો. તેને પેલા નવા બાગબાન રત્ના, સાથ બાંધ્યુ નહીં છુટતું હતું, ને તે પોતાનો બાર બધો તે અલબત જાલ ઉપર પોતાના એબલગામણાં બખાલાઓથી ખાલી કરતો હતો! જાલને તે સાંભળતાં ઝનુન તો ઘણુ થતું. બાજે વખત ઝનુન તો એવું થતું કે તે ધણી ધણ્યાંણીનાં શાંત સુખમા માંથુ મારનાર તે બે માંથાના ચકાસેલા બુઢાનું માથું બજુમાંની દેવાલ સાથે અફાળી દઇ તેનું ખુનજ કરી નાંખે! પણ નહીં. તે જાતવંત હતો, અને તેથી પોતાની ખુશીથી પોતે માંથે વ્હોરી લીધેલું એ બધું મોટું દુખ ઉપર કહયું તેમ ને કશી બી ફરયાદ કરયા વના બીલકુલ મુંગે મોઢે ખમતો હતો.

એ દરમ્યાન નિલગીરીઝથી એક કાગળ આવ્યો. તે પેસીનો હતો. તે ટુંક હતો—ફક્ત બે લાઇનનો, પણ તેનાં કવરમાં એક કવર સ્ટેંપ અને સીલબંધ બીડેલો આવ્યો હતો, જે, અલબત, ફ્રેનીનો હતો.

તેના હાથ ધ્રુજયા! ફ્રેનીના હરફ જોતાં જાલના હાથ ગભરાતથી ધ્રુજયા. તે કાગળ ઉખેડવાની પણ જણે તે કેટલોક વખત તક તો હીંમત કરી શકયો નહીં; પછી એક ઝપાટે જોશના ઝટકાથી તે કવર ફાડીને તે કાગળ તેણે ખુલ્યો ને વાંચ્યો. તે આ મુજબ હતો:—

"વ્હાલા જાલી"—

"તમે તો મને ભુલીજ ગીયા? તમારાં કામપર આગ લાગેરે–એવું તે એ શું એક ખાનગી કામ છે કે જે દાહડાના દાહડા ને મહીનાના મહીના સુધી તમોને અમોથી અછોવછો ને અલગ એમ નિલગીરીઝ ખાતે રોકીજ રાખેછ? મને તમારા વગર અહીં જરા થઇને ગમતું નથી. આખા બંગલાની મેનેજમેન્ટની મોટી જવાબદારી મારી એકલીને શીર છે, ને વ્હાલા બાવાજીની આવી બીમારી વચ્ચે હું તે કેમ મારો જીવ કાહરી શકું?

"વ્હાલા જાલી, મેં નહીં ઘટતા બોલોમાં ગુસ્સાથી ઉપલું લખ્યુંછે, કેમકે હવે મારી તમામે તમામ ધીરજ ખપી ગેઇછ.

મેં પપાજીને વાસ્તે મોટા ડાકટરને પાછોબી તેરાવ્યોતો. તે તો એવણની હાલત જોઇને કંઇ એટલો અજબ થાએચ કે હું શું લખું? તે કેહજે તબીબી વિદ્યામાં આએ એક રેકર્ડ કેસ કેહવાશે, કેમજે ફ્કત એક તારને તાંતણે જીવ વરગી રેહંયો હોએ તેમજ એવણ બિચારા જીવ્યા ને રીબ્યા કરેછ. લીકવીડ ખોરાક બધો લેછ ને પચેછ. હાંક મારયેછ તો કોઇ કેઇ વખત આંખ બી ઉગારેછ, પણ ખરેખર જોતા હોશે કે નહીં તે કાંઇ કેહેવઇ શકાતું નથી. બોલાતું તો હવે મુતલગજ નથી. મોટો ડાકટર બી તમારી ગેરહાજરીથી ઘણો નારાજ થયલો દેખાયો. મને કેહજે "Do you not think, Miss Hirjee, tnat his place is at home?" હું તો એવી ઓશ-કથી એ ઠપકો સાંભળતાં લાલ થઇ ગેઇ! ઓ જાલી વ્હાલા, હવે આવતા રેહો–ખુદાને વાસ્તે આવતા રેહો. મારે વાસ્તે જરા બી તમોને લાગણી કે પ્યાર હોએ તો મારે ખાતર હું માંગી લેઉંછ કે હવે આએ વાંચતાં સાથે બધું કામ બોળી બાલીને ઘેર આવતા રેહજો. ઘણાં ઘણાં હેત ને કીસીસ સાથે,

લી૦, **સદા તમારી ફ્રે.**"

જાલ એ કાગળ વાંચતાં ફીકકો પડયો અને લાલ થયો. કેવો ઠપકાનો કાગળ ને તોબી કેટલા પ્રેમથી લખેલો!! ઓ ખુદા, એ બધા ધાટકી ઘોંટાલાઓનું સેવટ શું આવવું હશે? તે મનથી અતી ઘણો તાજુબ પાંમ્યો.

તેણે જી—રોજી જુએ નહીં તેમ તે કાગળ ફુરસદે ધીરજથી જવાબ કરવા ઉંચો કરયો. તેને જી—રોજી સાથ હવે હાલમાં ઝાઝો બનાવ ન હતો. તેઓ ફ્કત ખપજોગી ને કામજોગીજ વાતચીત કરતાં હતાં. નોકર નફરોમાં નરસ નહીં લાગે તેથી તેઓ કોઇનાં બી દેખતાં તો ફ્રેન્ડસ હતાં.

જી—રોજી મોહોબત માંગતી હતી! પેલી સરકસની યાદગાર રાત પછીથી તેણીની વર્તણુંક ને સ્વભાવમાં બસ મોટા ફેર પડી ગયો હતો. તે વધારે ગંભીર ને ઉંમરમાં વધારે મોટી ને અનુભવી થઇ ગઇ હોંએ એવો બધો તે અજબ જેવો ફેરફાર હતો. બચ્ચાં જેવી નિર્દોશ, હસતી ને હસાવતી, ન્હાની, ચીલબુલી જી—રોજી જાણે તે

હતીજ નહીં. હવે તો થરસાવાલી, ડાહી પાકી ઉંમરની, ગંભીર અદાઓની તે નવી જી-રોજી પેદા પડી હતી !

તે મરીને સુખી થવા ને જાલને સુખી કરવા ચાહતી હતી. તેનાં હેમક ભેજાંમાં એજ ધખારો પેસ થઇ ગયો હતો કે એક ગમતાં રમકડાંના તોરથીજ જાલ માત્ર તેને પરણ્યો હતો, ને જલદીજ તેનાથી કાયર થયલો તે પોતાના સરખા "સ્ટીવર"ની ફ્રેનીના પ્યારમાં આશરો સોહોધવાનો ! ફ્રેની તેને ઉંડી ફીદાગીરીથી ચાહતી હતી એ વાતની તો તેની તદન ખાત્રી થઇ ગઇ હતી, અને ત્યારે જાલ તેને પાછો મળતાં ચ હતાં નહીં શાખે તેની જામીનગીરી શી ?

——:o:——

## પ્રકરણ ૨૯ મું.

"આજે સહવારના ટપાલમાં કાગળો આયાં તેમાં એક બૈરાંના હુરફનું તમે વાંચતાતા તે ફ્રેનીનું કાગળ ઉતું કે, જાલ?" જી-રોજીએ અપોર પછી ઉદાસ અદાઓથી પુછ્યું.

'હા ડીઅર; તેં કાંહાં જોયું ?"

"મેં દુરથી જોયું," જી-રોજીએ જવાબ કરયો. "હું તમોને રાતનાં ખાનાને વાસ્તે કંઇ પુછવા આવતીની તેટલાં તે કાગળ ઘણું ધ્યાનથી તમોને વાંચતા જોઇ હું પાછી હઠી ગઇ. કંઇ ખાનગી ઉતું ?"

"ખાસ કરીને ખાનગી જેવું તો કંઇ નહીં ઉતું," જાલે અકર-વકર વચ્ચે જવાબ કરયો. તે ના તો તે કાગળ સાવ નામુકકર જઇ શકયો, કે ના તો હીંમતથી તેને તે રજુ કરી બતાવી શકયો. તે તો એવડી આગમાં બળીને ભસ્મ થનો હતો !

"ખાસકરીને ખાનગી જેવું કંઇજ નહીં ઉતુ," તેણે પાછું કહયું, "ફકત પપાની તબ્યતના સમાચાર હતા. કેહજે મોટો ડાકટર પાછો આવી ગીયો ને સાફ કેહી ગીયો જે હવે ઝાઝું જીવશેજ નહીં. મારા ગરીબ પપા !"

જી-રોજીએ જવાબ દીધો નહીં. તે તો જાલ શું કેહતો હતો તે ગોયા સાંભળતી બી નહીંજ હતી. તેનું બધું ધ્રકધ્યાન તો ફ્રેનીનું કાગળ કેવા તોરથી લખાયલું હશે ને તેમાં શું લખાઇ આવ્યું

હશે—જાલના પીતાની તબ્યતના સમાચાર ઉપરાંત પ્યારનું શું શું લખાઈ આવ્યું હશે તે જાણવાની સ્ત્રીઓને બરની સ્વભાવિક જીજ્ઞાસામાંજ તણાઇ જવું હતું.

"આવ, જી—રોજી, મારી આગળ આવ ને મને કીસ કર," અંતે જાલે નાખતીથી કહ્યું; "કયાંવેર એમ રીસાઇ રેહશે? કાંહાંવેર એવી મોંહને ઘુમટો લેઇને ફરયા કરશે?"—અને તેણે તેને પોતાની ગોદમાં ખેંચી, કે જે વખતે તેનો પોતાનો ચેહરો એટલો દર્દમંદ ને ઉદાસ હતો કે જી—રોજીને દીલમાં લાગી આવ્યા વના રહ્યું નહીં. તેણીએ, તેથી, પોતાના ન્હાના નરમ નાજુક હાથ તે વ્હાલા જવાનની ગરદન આસપાસ લપેટયા, ને તેણે તેણીને ફરમાસ કરી હતી તેમ તે ખાવીંદને હેતથી ચુમી કરવાને બદલે હાલ તો તેની છાતીપર માંથું નાખી હીસ્ટેરીક શીટસથી હોએ તેમ તે છોકરી આંસુઓનો એક આખો દરયાવ રડી.

"મને માંફ કરો, જાલ," તેણીએ પછીથી કહયું. "એટલા દુખી ને દલગીર ના ફરો. મારૂં જીવતર બરી જાએછ. કરમના લખ્યા લેખ મીટતા નથી. હવે તો હું મોહોત સુધી તમારી છેઉં, ને તેથી તાબેદારીથી મારા સરતાજ ભરથાર તરીકે તમારૂં સુખ સાચવવા ને તમારી ખીદમત કરવા બંધાચલી છેઉં."

જાલ આ અજબજેવો જવાબ સાંભળતાં ખુશીથી હસ્યો. આ વળી કેટલો ફેરફાર? ખુબસુરત પણ કેટલી ફાંટાબાજ! સુંદર પણ કેટલી નખરાંભરી!

"વ્હાલા, એક મારી અરજ કબુલ કરશો?"

"એક હજાર! બોલ, ડૅાલી, તે શું છે?"

"મને એક મારતર જોઇએછ"

"મારતર?" જાલે તાજુબીમાં પુકારયું; "તે શુ કરશે?"

"મારે ઇંગ્રેજી શીખવુંછ,"

"તે હું તુંને શીખવશ—મારતરને મારની ઝાહર!"

"તેમ નહીં, વ્હાલા, તમો શીખવો તો હું ધ્યાનથી ને ઉલટથી નહીં શીખશ. નથી તો હું શીખી શકવાની કે નથી તો

તમે મને શીખવી શકવાના. આપરે તો અમથાં ઘેલાંઘેરાં કાહારયા કરશું ને ઉઠી જઇશું. તેમ નહીં."

"ત્યારે?"

"મને તો ચોંપથી રોજ લેસન આપે એવો મોટા પગારનો ઉંચી કેળવણી પામેલો કોઇ માસ્તર અપાવો."

"ઑલ રાઇટ, ઑલ રાઇટ, એમ તારી મરજી છે તો તેની કાલે."

"અને—અને બીજી બી એક અરજ છે," જી—રોજીએ ઓશકાતાં કહ્યું.

"વળી તે શું છે?" અને જાલ બેઅખત્યાર હસ્યો.

"હું બીહીતીતીજ કે તમે મને એમ હસી કાહારશો," જી—રોજીએ દીલગીરીથી કહયું.

"ઓ નહીં, જા બા વરી એમ દલગીર ના થા. લે, હું નથી હસતો," જાલે ગંભીર થતાં કહયું; "બીજી શું અરજ છે?"

"મને એક યુરોપીઅન લેડી મારા "કંપેન્યન" તરીકે રાત દાહરો મારી સાથે રેહવા જોઇએછ," જી—રોજીએ નીચી નજરે માંગી લીધું.

"તે શું કરશે?"

"તે મને બધી "મૅનર્સ" શીખવશે. ટેબલને લગતી એટીકેટ ને એ બધું—"

"પણ તેમાં તું કોઇ રીતે પછાત નથી?" જાલે તાજુબીમાં પુકારયું.

"તમે કેમ જાણ્યું?" જી—રોજીએ વાંધો લીધો. "આપરી ટેબલપર આજવેર પરાયાં જમ્યાંચજ કોણ જે? મારી ખાત્રી છે કે કોઇ બાહેરનાં હોશે તો મને કશી રીતભાત આવરવાની નથી ને હું ધામટ કરશ."

"પણ હમણાં બાહેરનાં આપરે ત્યાં આવવાનાંજ કોણ છે જે?" જાલે જીકકર કરી; "ઘણું થશે તો કદાચ પેલો વાડયો સોલીસીટર આવશે. હુ તેને તો તેરવાનોજ છેઉં. તેને તેરીને

વરી ઇનસાફને ખાતર મારે તું વ્હાલીને ઇન્ટ્રોડયુસ કરવી છે. હું ધારૂંછ કે તેને બધું ખરૂં કેહીને આપરા વિશ્વાસમાં લેઇશું તો મારે ઘેર બધું સૅટ કરાવામાં તે આપુને ઘણી મદદ કરશે."

"હા, તે તમુને ગમે તેમ કરજો, પણ મને કંપેન્યન તો અપાવશો કેની?" જી—રોજીએ પાછી માંગણી કીધી; "જેમ જલ્દી થાએ તેમ સારૂં. ટેબલની એટીકેટનોજ થોરો સવાલ છે. હું તો દરેક રીતે તમારી સોસાયટીને લાયકની થવા માગુંછ."

"ઘણી ખુશીથી—ફસ્ટ રેટ—તે તો સુન્નાં કરતાં પીલું," જાલે હસીને કહ્યું. "લેની, તારી એવી મરજીજ છે તો હું કાલે મુંબાઇનાં બધાં ગુજરાતી ઇંગ્રેજી આગેવાન પેપરોમાં જાહેર ખબર મોકલશ, ને લાયક આસામીઓની નેમણુક કરશ."

"ઠેંક યુ."

"હું જોઉંછ, વ્હાલી, કે હવે તું ડાહપણથી વરતેછ ને વાત કરેછ," જાલે ઘણો સખ્યારો માનતાં કહયું. "તું લાયક થવા પછી તુને મારે બંગલે લઇ જવાનું આપરે બેઉને વાસ્ને ઓર બી માનભરયું થશે."

"ને મોટાબા?"

જાલ વળી ખભડયો જયારે ને ત્યારે, જાણે એ બાએ તેને કાયર કરવા ને તેનું પાકવવાજ માંગતી હોએ તેમ, એવી કાઇ જીકકર નિકલતાંજ જી—રોજી એ મોટાબાને દાલ દોધીમાં હોમાવી દેવા તૈયાર થઇ જતી હતી! એમ છતાં આ વખત તો વળી લોહીનો ગોટ ગલી તે જવાને જવાબ કરયો, "આપરે એ તકરાર અત્યારથી કરશું નહીં. તેને વખતવારે એ બધું થઇ રેહશે. આપરે એ નજીવી વાતમાં હંમેશ લરી પરયેછ, અને—"

પણ ત્યાં ફૂલાબાનો પેલા નવા પારસી બાગબાન રત્ના સાથ મોટે સાહદે કજયો કરવાનો સાહાદ આવ્યો. તે ડોસો પેલા નવા માલીને મોટે સાહદે ઘણી ગલીચ ને નજીસ ગાલો ભાંડતો હતો.

"જોયું, ડીઅર?" જાલે કહયું, "આએ કીસમનો તારો બપાવો છે, ને તેની વેઠ આપુને ઉઠાવાની છે! તું એને કંઇજ કેહતી નથી તેથી એ બુઢો જાસ્તી ફાસ્ટ

જાએછ,"—અને આ વખત દેખીતો વાંક ફ્લાઆનો જોઇ સુંદર જી—રોજી શરમથી માંથું નીચું નમાવી ખામેશાજ રહી.

બીજા આંઠ દાહડા–ને બે ઘણાં લાયક આસામીઓની જી–રોજીને વાસ્તે જાલે નેમણુંક કરી. એક ઉંચી કેળવણી પામેલો પાકટ ઉંમરનો અનુભવી ને ડાહ્યા પાકો ગ્રેડએટ જરથોસ્તી હતો, ને બીજી એક કુલીન પણ પડતીનાં ચકકરમાં આવી ગયલી એક તેવીજ ડાહી પાકી યુરોપ્યન બાંનુ હતી, તે બંને નવાં આવનારાંઓ માટે ખાસ ઓરડાઓ તે મોટા બંગલામાં તૈયાર કરવામાં આવ્યા હતા, અને તેવી સંપુર્ણ લાયકાતની બાંહેધરી વચ્ચે મનોહર જી--રોજીએ પોતાની તાલીમ લેવાનુ એકદમ જારી કરયું.

તે ઉલટથી ને હોંસથી શીખતી ગઇ, ને તે જે ઝડપથી અભ્યાસ વધારતી ગઇ તેથી જાલ તો શું પણ તે માસ્તરો વટીક હેરત રહ્યાં. જાલ એકલોજ તેનો ભેદ મનથી જાણુતો ને સહમજતો હતો. તે ફ્રેનીને માટે એકદમ અદેખી પડી હતી, ને ફ્રેની કરતાં કોઇ ફીસમે ઉતરતી નહીં દેખાવા ને પુરવાર થવાના આએ ઉમંગી પછાડાઓમાં ઉતરી ગઇ હતી!

"તારાંમાં એટલો બધો ઠરાવ ને ઉલટ હોવાનો મને તો કદી ખ્યાલ બી નહીં થયોતો, વ્હાલી જીરોજી," જાલે એક દાહડો હસીને તે એકાંતમાં લેસન કરતી બેઠી હતી ત્યાં દાખલ થતાં કહ્યું.

જી—રોજી સંતોષથી હસી.

"તમોને તમારી ગામરેની ગોરી બૈરીથી જરા બી શરમાવું નહીં પરે તેવી થવાને મેં ખચ્ચીતજ ઠરાવ કીધોછ, જાલી," તેણીએ કહ્યું.—અને જાલે હસીને હેતથી તેને એક કીસી કરી.

"મેં કદી બી તારાથી શરમાતો હોવાનો એકરાર કે દેખાવ કીધોછ વારૂં, જી--રોજી?" તેણુ એમ કરતાં કાંઇ ઠપકાથી પુછયું.

"હાસ્તો; એક વખત."

"તેજ તારી ભુલ છે," જાલે સમજાવ્યું. "તે વખતના સંજોગોજ તેવા હતા. તેટલામાં તારે અધીરી પરવા કે નાસબર બનવાનું કશુંજ નથી. લેની, તારો એ ખતરો દુર કરવા તો મેં ગી૦ વાડયા સોલીસીટરને અહીં બોલાવ્યોછ. તે આવતા સનવારે સાંહજે આવ-

વાનો છે, ને આતવાર આપરી સાથેજ ગુજારશે. તે તારે વાસ્તે સારૂં માને ને સારૂં મત આપે તો બસ કેની ?"

"મારે તો સરખામણીમાં સારી પુરવાર થવાનું છે," જી–રોજીએ જવાબ કરયો. "તમોને જે બીજી ચાહવાવાલીઓ હોએ––"

"ચુપ કર, જી–રોજી," જાલે તેનું મોહું પકડી લેતાં કહયું. "હું જાણુંછ કે તું ગરીબ ફેનીને વાસ્તે અદેખી બનેલી છે, પણ ખાત્રીથી માન કે તારી ભુલ છે. હું પોતે તેને એક બેહેનથી જયાદા જાણુનો નથી. તે તો મેં આગળ તુંને કેહયું તેમ ખરેખરી અમીરી ખવાસની છે ને તારી દોસ્તીને લાયકની છે."

"મને તેની દોસ્તીની કશીજ ચાહત કે પરવાહ નથી." જી––રોજીએ જવાબ કરયો. "હું તો ખરેખરૂં કેહી દેઉંછ કે હું તો તેને ધીકકારૂંછ ને જેવશ એટલે જાસ્તી ધીકકારશ."

"સબબ ?"

"સબબ તમારાજ જીવને પુછો, વ્હાલા," તેણીએ કહયું. "તે તમોને છુપાંછુપા કાગલપતર લખે ને તમો તેના મને બતાવ્યા વગર છુપા છુપા જવાબો લખો એ શું વાજબી છે ? આજબેર તમે તેનું એક બી કાગળ મને બતાવ્યુંછ કે તેને લખેલો એક બી જવાબ મને વાંચવા દીધોછ ?–અને ત્યારે હું ફરયાદ કાંએ નહીં કરૂં ? તમે મારા ભરથાર એટલે તમારી દરેક હીલચાલમાં મારો ભાગ હોવો જોઇએ, ને તે ભાગ આએ કોઇ ફેની ત્રેનીના સંબંધમાં તમો મને જાઇએ એટલા વિશ્વાસનો આપોછ ?'

જાલ ચુપ રહયો. તે શું કહે ? જી—રોજી આ જે કેહતી ને ચોંણુ મારતી હતી તેમાં સચ્ચાઇ ને વાસ્તવીકપણું તેની સાઇડે હતું તે એ જવાન જોઇ શકતો હતો. એમ છતાં હેમક જી—રોજીનાં એ ગલીચ અનુમાનોથી તેને માઠું ઘણું લાગ્યું. તે હસતો ને ખુશાલ તે આરડામાં આવ્યો હતો તે પાછો તરત કુંજરો ને ચીરડાઉ થઇ ગયો; પણ તે જલ્દી ગરમ થઇને તુરતજ પાછો ઠંડો થઇ શકતો હતો એટલે વળી તે ગુસ્સાને મારીને હઠી ગયો.

તેજ સાંહજે પેલો નવો બામબાન રત્નો પોતાની જગ્યાનું રાજીનામું લખાવી લાવ્યો અને તે જાલને આપ્યું, અને જાલે તેનો

સબબ પુછતાં તેણે ફલાબા સામે ફરયાદના પોથા ને પોથા જે ખાલી કરયા તેથી તેનુ બાએલર જાસ્તી તપી આવ્યું.

"હું આપ સાહેબ જેવા મેહેરબાન શેઠની નોકરી છોરવા ખુશી નથી, ને બાઇ સાહેબ બી ઘણાં ભલાં છે," તેણે કહ્યું, "પણ આએ ફલો ફેલારીસ્ટ તો કોઇ દીવાનો છે, ને એના હાથ તલે નોકરી કરવાનું મને નહીં પાલવે, મારા મુરબ્બી."

"પણ એ તુને કેઇ રીતે સતાવેછ?"

"હર રીતે; હું જે કરૂંછ તે એ ઉંધુ મારેછ ને હીરા જેવા ચેલા ને ઝારપાનનો ફક્ત જીદનો મારયો નાશ કરી મેલેચ," તે માલીએ જવાબ કરયો.

"તું તારે જા," જાલે કડવાસથી કહયું. "હું તારૂં રાજીનામું કબુલ રાખતો નથી. હું એ ડોસાને સખત રીતે ચથરાવશ. હું રજા આપું ત્યાંવેર તુને રેહવું પરશે. એને લીધે તું મારી નોકરી મુકી જાએ તે જરા બી વાજબી નથી,"—અને રત્નો તેનું રાજીનામુ નાકબુલ રેહવા માટે કાંઇ ઝાઝો રાજી થયો નહીં. તે કાંઇક કરાજી વચ્ચેજ તેનો ઉપકાર માની ગયો.

તેના ગયા પછી જાલ એકલો પડયો, ને અતી ઘણો મન સાથ ખીજવાયો, "એ મરતો બી નથી?" તે ઘણાજ કડવાસથી પટપટયો. "એ મારાં બધાં સુખનું સત્યાનાશ વારસે. એનો કંઇ રસ્તો કરી નાખવોજ જોઇએ."—અને તે એમ બોલતો તે ઓરડા માંથી બાહેર પડયો ત્યારે તેણે જોયું નહીં કે તે આ જે મોટે સાહદે બોલ્યો ને પટપટયો હતો તે બધું જી—રોજીએ પાછલ છુપી ઉભી રહી સાંભળી લીધું હતું!

તે થથરી ગઇ. જાલ આ એટલા તો કડવાસથી ને એવા તીખાસથી બોલ્યો હતો કે તે સાંભળતાં જી—રોજી થથરી ગઇ. તે શું કહેવા માંગતો હતો? તે શું કરવા ચાહતો હતો? 'એનો કાંઇ રસ્તો કરી નાંખવોજ જોઇએ' એટલેજ શું?

જી—રોજી પોતાના એ એકલવાયા જેકૂ બપાવાને તેની દરેક ખાંમીઓ છતાં મુરબ્બી તરીકે ઘણી ચાહતી હતી, ને તેના ધણીનો તેને મારનો અણગમો, તેથી હંમેશ તેને સંતાપતો રહયો

હતો; પણ આજે આ તે હાથ પર હાથ અફાલી કીનાને કડવાસથી બોલી બબડી ગયો તેથી તો જાણે હદ વળી ગઇ. તે કેહવાજ શું માંગતો હતો?

——:o:——

## પ્રકરણ ૩૦ મું.

જી--રોજી અજબજેવા ઉદયોગ, ખંત અને ધ્યાનથી શીખતી ગઈ, પણ, અલબત્ત, તે જેહેમતના બોજા તળે તે જલ્દીજ કચડાતી અને કરમાતી ચાલી. તેના ગાલોપરના ગુલાબ તો, અનેક તરાંહની તેની જંજાલો અને ફરયાદોનાં એક પાધરાં પરીણામમાં, તેણે નિલગીરીઝ છોડયું ને છોડયું તેને છોડી ગયા હતા. તે છેલ્લાં થોડાંક અઠવાડયાંમાં તેટલાજ મહીના તુલકની જાણે વધીને વૃધ્ધ થઇ ગઇ અને જાલ પોતે પણ એ દરમ્યાનમાં તેને પરણ્યા કેડેનો સુખદુઃખનો લાહવો લઇને જાણે પરવારી ગયો હતો. તેણીના વાહાલનો તમામ જુસ્સો સમી ગયો હતો, અને એક બચ્ચાંની ખુશાલ તબ્યતનું તેનું અસલનું ખુશકારક હસવું તેણીનામાં ખતમ થઇ ગયું હતું. તે હવે મોટે ઘેરની થવાની હતી, અને તે માટે લાયક થવાના પરીશ્રમના પછાડામાં પડેલી હોવાને લીધે તેની અસલી સાદાઇનો મીઠાસ ને અસલ્યાતનું તેજ જાણે તે હવે એક હંમેશને માટે ગુમાવી બેઠી હતી,

એક વખત જાલે તેને પકડી, અને પોતાના બે હાથો વચ્ચે તે મનોહર મુખડો ઉંચો ધરતાં તે આંખોની ઉંડી ઉદાસીની છેક અંદર તેણે ડોકાવ્યું, "તું સુખી કાંએ નથી, મારી જી--રોજી?" તેણે ગમગીની વચ્ચે, એમ કરતાં, તેણીને સવાલ કરયો.

"કોણે કહયું કે હું સુખી નથી?" તેણીએ જુઠું હસવાની એક દેખીતી વ્યર્થ કોશેશ કરતાં કહયું. તે હસવામાં મીઠાસ કરતાં ફીકાસ વધારે નજરે આવતો હતો!

"હું કેહુંછ," જાલે જવાબ કરયો. "તારાંમાં કાંઇ બી મોટો ફેરફાર થયલો છે--શું તે હું તુંને બ્યાંન કરીને કહી કે સમજાવી શકતો નથી. હું એટલુંજ જાણુંછ ને કેહી શકુંછ કે તું મારી આગળની જી--રોજી નથી."

"તે તો બિચારી ગુજરી ગેઇ," જી--રોજીએ ફીકકું હસીને કહ્યું; "તેને ગુજરી જવાને તો ઘણું થયું. હવે તો એક ઇંગ્રેજી, શીખેલી ને મોટે ઘેરની જી--રોજી પેદા પરીચ. હું બચ્ચાં જેવી બેવકુફ, નિર્દોશ ને સાદી હતી તેથી તમોને ગમી, પણ જો એવીજ તમારાં સગાંવાહલાંઓએ મને જોઇ હોતે તો તે લોકનાં તો નાકનાં નસ્કોરાં ફાટી જતે."

"કોઇની સાથે તુંને શું કામ છે?" જાને આગ્રહ કરયો. "તું મને રાજી રાખવા રાજી છે કે કોઇને?"

"એક મોટે ઘેરની અમઠજી તરીકે મારે તમારી એ આગેવાન સોસાયટીમાં મારે વાસ્તે સારૂં મત બેસાડવા ની કાળજી કરવીજ જોઈએ," જી--રોજીએ ઠંડો જવાબ કરયો. "હું જો એમ લાયક નહીં થાઉ તો લોક મારી સાથે તમારી બી ઠેકરી કરશે. ને તે તમે કે હું ખમી શકવાનાં નથી."

"અને તારો મારે વાસ્તેનો પ્યાર?"

"તે તો સદા રેહશે ને અમરપણાંથી જીવશે," તે માહરુએ જવાબ કરયો. "તમે જોતા નહીં કે હું ગમે એવી તમારી સાથે કોઇ વાતમાં ચીરડાઉંછ કે ગુસ્સે થાઉંછ તોબી આખર તો નાખતીથી પાછી તમોને ગળતીજ થઇ જાઉંચ? તમે મારે વાસ્તે જે જે બેકીમતી ભોગ આપ્યોછ તેની કદર નહી પીછાંણવા જેની હું નગુણી કે આંધળી નથીજ. એ વાત આપરે લખ્ખો વખત કરી રેહયાછ. હું કબુલ કરૂંછ, કે તમો ગરીબ હતે ને આપરે બેઉ મેહેનત કે નોકરીમાં હસ્રીને હારકાં કસીને પેટપુરૂં પેદા કરી શકતે તો બેશક હું હમણાં કરતાં ઘણી વધારે સુખી થઇ શકતે; પણ તે મારી સરજતના લેખને તાબે થવાની મારી ફરજ થઇ પરેચ."

"અફસોસ, જો મારા પૈસા તારા બાબમાં એમ એક શ્રાપ કે કદુવા જેવા છે તો તારે વાસ્તેના મારા પ્યારને ખાતર હું તેની પૈએ પૈ ખોહી બેસવા ખુશી થવેશ," જાને જુસ્સાથી કહ્યું.

"હવે તેની જરૂર નથી," જી--રોજીએ શાંતતાથી જવાબ કરયો. "હવે તો તમોને મારે લીધે શરમાંવું નહીં પરે તેનીજ મારે કાળજી કરવાની છે."

"પાછી એજ વાત?" તે અરધા ગુસ્સાથી હઠી ગયો. "તું જાણુતી નથી એમ કહીને તું મને કેટલું દુખ લગારેચ."

"હું તમને દુખી કરવા માંગની કે કેહતી નથી," તેણીએ લાગણી સાથે જવાબ કરયો. "હું જોઉંછ કે તમો પુરતા દુખી છેઓ. તમોને દલગીર ને ગમગીન જોઉંછ ત્યારે મારો જીવ બરી જાએચ."

"તે કાંઈ તાહરે વાસ્તેજ હું દલગીર ને ગમગીન ફરૂંછ?" જાલે હેતથી કહ્યું. આજે તે ધણીમુઆં ઘણી ઘણ્યાંણી વળી હેત પ્યારનાજ તોરમાં ઉતરી ગયાં હતાં! "હું તો મારાં ઘેરની આફ્તોથી ધ્રુજેલો ધપકેલો રેહુંછ, ને તેથી એમ દુખી ને ગમગીન ફરૂંછ. માહરાં ઘેરની આફ્ત થોરી છે? પપા બિચારા કોણુ જાણે કેમ હોશે ને કેમ નહીં! પોસ્ટમેન કાગળ લાવેચ કે મારાં જીગરમાં તરત ધરકો પરેછ."

"આજે બી તો સહવારે ફ્રેનીતું કાગળ આયુંતું?" જી—રોજીએ યાદ આપી.

જાલ જરા ચોંકયો.

"હા," તેણે કહયું. તે હેમક તુરત તેટલાજ વિશ્વાસથી તે કાગળ કાઢીને તેને બતાવી કે વંચાવી શકયો નહી, પણ તેણે જોયું કે ફ્રેનીના કાગળો પર એક સાવચેત સંત્રીની અદાથી જી—રોજી તેને પોતાને ખબર નહીં પડે તેમ પુરતા ચોકીપેહરા રાખતી હતી ખરી!

તે મજકુર કાગળો કેમ જી—રોજીને બતાવી શકે? ફ્રેની તે કાગળો કાંઇ એવા તો પ્યારના તોર ને હેતના હાવભાવથી લખતી હતી! એક પરણી મોહરદાર લખે તેવીજ કીસમનાં તે હેતરંતા કાગળો હતાં, કેમકે તે શુધ્ધ સુંદરી પોતે તો જાનોજીગરમાં જાલને જાણે વરીજ ચુકી હતી, ને તેનેજ પોતાનો સરતાજ, પોતાનો ભરથાર માનતી. જાલ, અલબત, તે કીસમનું વાંચતાં ઘણો કમકમતો, અને પાણી પાણી થઇ જતો હતો.

"આજનાં કાગળમાં શું ઉતું?" કાગળ વાંચવા ને જોવા માંગવા વગર જી—રોજીએ સાદાઇથી પુછયું.

"ઘણી માઠી ખબર," જાલે ભારે ગમગીનીથી કહયું. "પપા હવે આખર થતાજ ચાલ્યાછ, ને મારે બેશક જવું જોઇએ."

"ઓ!"

"ફકત આંઠ પંદર દાહરા, વ્હાલી," જાલે ધીરજ આપી. "કાંહાં જનમોજનમ હું તુંને છોરી જવાનો છેઉં? એવી વખતે જાઉં નહીં તો લોક મને થુ--થુ નહીં કરે?"

"પણ તેગા છેક આંઠ પંદર દાહરા?" જી--રોજીએ ગભરાત કરયો. "હું એખલી આએ જંગલમાં કેમ રેહવશ? મને કેમ ગમશે? કેમ સોહવાશે?"

"બધું ખરૂં, ડારલીંગ, પણ તેથી કંઇ મને હવે એવી અંતની ઘરીએ જયા વગર ચાલે?" જાલ બજીદ થયો.

"મને ગેઇ રાતે ઘણા બુરા સ્વપ્ના આયાછ, જાલ," જી—રોજી ફફરમંદ કેહતી હતી, "અને તેવામાં અત્રેથી જવાનો તમારો વિચાર સાંભળવાથી મને હજાર આબકતોરા થાએછ."

જાલે તેને ઘણી ધીરજ આપી. તે પોતે તેને એમ એકલી છોડીને જવા ખુશી નજ હતો. પેલો ફલાબા પાયરી દર પાયરી નિચે ગબડતો આવતો હતો. તેનામાં બી નિલગીરીઝ છોડયા પછીના જી—રોજી પેરે અનેક માઠા ફેરફારો થતા રહયા હતા. તે પેલા રતના સાથ રોજના રખ્ના લઇ બેઠો હતો. અને તેનાં મોંઢામાં છેક હલકી પકતીનો એઠવાડ આવી ગયો હતો. કે જે સાંભળતાં પોતાનાં તેને માટેનાં વ્હાલ છતાં જી—રોજી વટીક કમકમ્યા વના રહી શકતી નહીં. તે વળી ગરગર થઇ ગયો હતો, તેને ખંડાલા ને લાનોલીની વચમાં આવેલાં કાલ્યા કોલી નાગના એક લોઠા જેવા પારસી દારૂવાળા સાથ ઘણી દોસ્તી પડી હતી, ને તે હવે મોટે ભાગે તેનાં પીઠાંગાજ પડયો પાંથરયો રેહતો હતો. તે ત્યાં બેસીને જી—રોજીના વરને ગલીચ ગાલો બાંડતો ને તેની અનેક ફરયાદો કરતો, અને ગરગર આસું પાડીને પોતાના જેવા ગરગરોની પોતા તરફ પુરતી દયા ને દીલસોજી ખેંચતો; અને તે પછી તે ઘેર પાછો ફરતો ત્યારે ધીચેલો ને વધારે પાજી બનેલોજ આવતો. હવે તેને બાગબા-નીમાં કશી ઉલટ કે આગળ જેવી મોજ રહી નહીં હતી. હવે તો

તે ફકત રત્નાને સતાવા સામુ ચત્તાનું ઉધું તે સુલટાંનું ઉલટું જ કરયા કરતો હતો।

એવા એકની બાંહેધરીમાં, તેથી, જી—રોજી જેવી કોમળાંગી મધુરીને છોડી જવા જાલ જોઇએ તેવો પોતાનાં મનથી બી રાજી નહી થઈ શકતો હતો, પણ હવે જયા વના ચાલે એમ હતુંજ કયાં?

તે પીઠાંમાં હોએ ત્યારે જાલના નોકરો નફરો બી અનાયસે “નાક સુકવવા” ત્યાં જઇ લાગતા, ને તે ડોસો ત્યારે તેમનો બી ડર કે અદબ કરયા વના ત્યાં બેઠો બેઠો જાલને ચોપરવાદી કરતો, જે ડાહયા ને બ્હાલા થવા નોકરો આવીને વળી ને નબલી ગતીના ને ઓછા ઠરાવવાલા જવાનને જાહેર કરતા. એથી પરીણામ વધારે માઠુંજ થયું. જાલ એ ડોસાને જયાદા ધિક્કારતાં શીખ્યો, ને કાલ્યા કોલી તેને પોતાનાં પીઠાંમાં તેડીને એ રીતે ઉ-તેજન આપતો હતો તેથી એક બે વખત તો જઇને તે પોતે તે લોઠા સાથ મ ાઇ પણ આવ્યો હતો.

એક વખત બટલર અનતુન શેઠને કેહતો આવ્યો. “સાહેબને એવી ગાલ આપેછ એ બુઢો પીઠાંમાં બેઠો બેઠો કે મને આજે એ ડોસા સાથે કજ્યો કરવો પરયો.” તેણે રીપોર્ટ કરયો, “મે બધા-ઓને કહ્યું જે એ ડોસો તદન જુઠો છે, ને મારા શેઠ તો ઘણા સારા માણુસ છે.”

“ઠીક છે, પણ ફરીથી તું બી એમ ના કરતો. પીઠાંના હલ-કતો આગળ તું મારો બચાવ કરવા ઉભો થાએ તેમાં બી મારી બેઇજ્જતીજ છે,” જાલે કહયું. “હુંજ એ ડોસાને એની એ બધી નજીસ ચાલનો અચ્છી રીતે સ્વાદ ચખાડશ.”—અને તે એમ બોલતાં ઉસ્કેરણીથી એવો તો લાલમલાલ થયો કે તે બુટલર બટીક બીહીધો કે ડોસાને “સવાદ ચખાડવાનુ” જે તે પોરયો કેહતો હતો તે કાંઇ નવું જુનું કરી નાંખવાનોજ હશે કે કેમ?

અને એવા સંજોગોમાં, અમોએ ઉપર કહયું તેમ, જી—રોજીને લાનોલીમાં એકલી છોડવા જાલનો જીવ ચાલતો ન હતો.

જી—રોજી ઘણી રડતી હતી, ને જાલ તેને દીલાસો આપતો હતો. તેટલાં વાડયા સોલીસીટર લાનોલીમાં તેણે તેડવા મુજબ તેને

મળવા આવ્યો. તેનો એક આદમી કાર્ડ લઇ આવ્યો, ને જાલ, ત્યારે, જી—રોજીને તુરત વેળા તો તેણીના પોતાના ઓરડામાં જઇ આસાએસ લેવાનું કહી બાહેર વાડયાને લેવા દોડયો.

એ વખત સમી સાંહાંજનો હતો, અને જી—રોજી ને જાલ આગળા ડાઇંગ રૂમને નાકેનાં એક ખુણામાં ઉપલી વાતચીત કરતાં મળ્યાં ને એકઠાં થયાં હતં, ત્યાંથી ઉઠી જવાને જાલનાં ગયા કેડે જી—રોજીએ તજવીજ કરી. તે જાલના હુકમ મુજબ હાલ તો પોતાના ઓરડામાં જતી રેહવા ચાહતી હતી, પણ જાલની જુદાઇના ખ્યાલથી તેના અવયવો સુન મારી ગયાં હોએ તેમ તે સોફા પરની બેઠક પરથી ઉઠીજ શકી નહી!

તેવામાં જાલ અને વાડયા સોલીસીટર વાત કરતા તે તરફ આવ્યા, ને બાજુએથી ચાલીને પાસેજ જે જાલે પોતાની લાયબ્રેરીનો રૂમ રાખ્યો હતો ત્યાં ગયા. બેઉએ તેણીને ત્યાં બેઠેલી જોઇ નહીં. બેઉ પોતાની વાતચીતમાં એટલા ગીરફતાર થઇ ગયા હતા કે એમાંથી એકની બી નજર જે ખુણામાં તે દબાઇને બેઠી હતી તે પર પડી નહીં. જાલ તો તેને પોતાના રૂમમાં ગયલીજ માનતો હતો એટલે તે ત્યાંજ હોવાનો તેને તો સ્વપ્નો બી નહી થયો.

હવે તે બેઠી હતી તેની લગોલગમાંજ જાલનો એ લાયબ્રેરી રૂમ હતો, ને ફકત તેનાં બારણાની વચમાં એક રેશમી પરદો પડતો હતો. જાલની રાઇટીંગ ડૅસ્ક બી તે બારણાંની લગોલગમાંજ હતી--એવી કે ત્યાં બેસીને વાત કરેલી જી--રોજી બોલેબોલ સાંભળી શકે; અને એક ઘણા કમભાગ્ય સંજોગનાં પરીણામમાં આએ વખતે તેમજ થયું!

——[૦]——

## પ્રકરણ ૩૧ સું.

તે સોલીસીટર ઘણા ગુસ્સાથી બોલતો ને બખાલતો હતો.

“હું ખાત્રી આપુંચ, મી૦ જાલ, કે જો એ વાત ખરી હોએ તો તમે ઘણુંજ હેમક પગલું લીધુંચ,” તે સોલીસીટર કેહતો હતો, “તમે શું એ મને લખ્યું તે ખરૂંજ છે કે તમે પરણી ચુકાય?”

“તદન ખરૂં, ને તે કેહવા ને કબુલ કરવાને હું મગરૂર છેઉં”, મી૦ વાડીયા,” જાલે તણાઇને જવાબ કરયો.

"લગનને કેટલુંક થયું ?"

"નજદીક મહીનો," જાલે કહ્યું.

"મહીનો ?—અફસોસ !" તે સોલીસીટરે કહ્યું. "મી૦ જાલ, તમે કેમ તમારી ખરાબી કીધીછ તેનો તમોને ખ્યાલ નથી. તમારા પપાનાં બેહુદાં વીલથી એ લગનના સબબે તમો અરધીએ અરધી વગરના ભીખારી થયાછ, ને તમારા પીતાની બધી બેશુમાર દોલત ને તમામ માલ મીલકતનો એકલો ને હકદાર માલેક પેલો લુચ્ચો પેસી થયોચ !"

જાલ આ સાંભળતાં દીવાનાની કીસમે ડોલા ફાડીને તે સોલી-સીટરનું કોહું જોવા પડયો !

"એ વાતમાં એક તલતસુ જેટલો બી સંદેહ માનતા ના," મી૦ વાડયાએ જારી રાખ્યું. "એને લીધેજ તમારૂં ભલું માની ફ્રેની બાનું સાથનાં લગનને વાસ્તે તમોને મેં કસમોથી બાંધી રાખ્યાતા. ગરીબ ફ્રેની ! કેવી અસરાફ ને તેને કેવો આએ ભયંકર દગો ! નહીં, ગુસ્સો ના કરો. તમારા ગુસ્સાની મને પરવાહ નથી."

"બોલો ત્યારે જે બોલવું હોએ તે—બકી જાઓ. ને તમો પુરૂં કરી રેહશો ત્યારેજ મારે જે કેહવું હોશે તે મારી તરફનું હું કેહવશ," જાલે તરડાઇને જવાબ કરયો.

"એ બધું લુચ્છા પેસીનુંજ કારસ્તાન છે, ને તે હું ખુલ્લું જોઇ શકુંછ," તે વકીલે જારી રાખ્યું, "પણ અંતે તો તે લુચ્છોજ ફાવ્યો ને આપરેજ બધા વેચાયા ને ગાહાત થયા. મારી ખાત્રી છે કે આએ લગન કરાવી નાખવાંમાં તમોને તે લુચ્છાની મદદ હતી અને છે. તે એ વીલની શરત જાણેછ. તેનું કરયું થયું ને તમો હેમક જેવા હાથ ધરતા રહી ગીયા !"

"પણ શું બધુંજ ?"

"ઘેરમાંનાં લાકરાં લાકરી સુદ્ધાં," તે સોલીસીટરે ભાર નાખી કહયું. "એ કરપીણ વસયત કરવા મારી ફરમે તમારા બાવાને સાફ ના કહયું ત્યારે મોટા શેઠ જે બજીદાઇના મદમાંજ ઉતરી ગીયાતા તેવણે બીજા હાઉસ પાસ તે કરાવી લીધું. તેવણુને તો એમજ લાગું કે તેવણ તમારૂં સારૂં કરતા હતા. પેસીએ તમારી સામે તેવણુને ખુબ ભંભેરી મેલ્યા હતા. તમો યારબાજ ને ઉડાઉ છેઓ

એવું બધું કહેલું, એટલે તમો જાંહાં તાંહાંથી ફ્રેની સાથે જલ્દી પરણીને ઘર પરો ને સુધરો તે ઉમીદ પર એ વાહીયાત વીલ તમારા પપાએ કરેલું છે. એવણનાં મરવા પછી એક વરસની તમોને મેહેતલ છે. જો એક વરસ તકમાં ફ્રેની તમારી પરણી મોહોરદાર થાએ તો અને તોજ પૈસીને પાણીચું મળે; નહીં તો નહીંજ."

"ત્યારે એ વીલનો ભેદ મને કોઇએ આજવેર કેહગો કેમ નહીં ?" જાલે તરખાત કરયો.

"તે કેહવાને અમો છુટા ન હતા," તે વકીલે સમજાવ્યું. "નખ્ખોદ બેશુમાર તો એ છે કે ગરીબ બીચારી ફ્રેનીની દોલત બી એ મુજી પૈસીનેજ બસ પરી છે! તમો જો ફ્રેનીને નહીં પરણો તો ફ્રેની ૨૫ વરસની થાએ ત્યાં તુલક તમારા પપાએ મજકુર વીલની રાહે એ કોચીના સાહુકારને એકલાને ફ્રેનીનો વાલી ને ટ્રસ્ટી ઠરાવ્યો છે! ગરીબ બિચારી! ૨૫ વરસની થશે ને બધું પોતાના અખ્ત્યારમાં લઇ શકશે. પણ તે આગમચ તો એ પેહલાં નંબરનો ઉડાઉગીર એની દોલતની પૈએ પૈનો ફનાફાટયો કરી મેલશે! ખચ્ચીત, મી૦ જાલ, તમારાં આએ લગને તો બધું સમેતીને જાણે નખ્ખોદજ વારી મુકયુંછ!"

"હવે ત્યારે ઉપાય શું?"

"ઉપાય એજ કે ધારાની બારીકીનો કોઇ તોર સોહધીને આએ તમારાં લગન રદ બાતલ કરાવાં પડશે," તે વકીલે સહમજ આપી;—અને વ્હાલાં વાંચનારાંઓએ ખ્યાલ રાખવો કે આ બધું હીણનસીબ જી—રોજી બોલેબોલ સાંભળતી હતી!!—"એ પણું મુશ્કેલ થવાનું નથી. આખર પણ એ તમારી પરણી બૈરી કોઇ અભણ જેવી ગમાર છે, ને એને કાએદાનું કશુંજ જ્ઞાન થવાનું નથી, વાસ્તે એવી એકથી તમોને છુટા કરવાનું—"

પણ હયાં—ખુદાની દયા વચ્ચે કહો કે અણહદ કમનસીબી વચ્ચે કહો—કમનસીબ જી—રોજી બેહોસ થઇ ગઇ. આ તેણીએ જે સાંભલ્યું હતું તે એટલું સીતું ચીરીને ચાક કરી નાખનારૂં હતું કે તેમાં નીમક ભરવા જેવું તે લગન રદ બાતલ કરવાનું બોલાયું તેજ બસ હતું, ને તે આગળ સાંભળી શકી નહીં. આગળ કાંઇબી

બોલાએ અથવા જાલ કાંઇ બી જવાબ કરે તેટલાં તો તે પોતાનાં ગુમતાં મગજ પરનો અખ્ત્યાર ખોહી બેસીને બિચારી બેહોશ થઇ ગઇ!

ખરેખર તો એ બેવડું કમનસીબ થયું. બેવડું કમનસીબ એટલામાટે થયું કે પ્રમાણીક જાલનો જુસ્સાદાર જવાબ તે સુંદરીએ મુતલગ સાંભળ્યો નહીં.

અને જાલે જવાબમાં શું કહ્યું?

"ચુપ કરો, મી० વાડયા," તેણે મોટા ગુસ્સાથી ગગડાટ કર્યો. "તમારા જેવા એક કેળવાયલા સદગ્રહસ્થ તરફથી એવી એક પાપી દરખાસ્ત રજુ થાએ એ દુખભરેલુંજ નહીં પણ શરમભરેલું છે. મારી બૈરી મારે મન મને આખા દુન્યાનાં શાહાનશાહતથી જ્યાદા છે. હું તમોને ખાત્રી આપુંચ કે-"

પણ એવામાં બટલર એક "તાકીદનો" તાર લેઇને ત્યાં દાખલ થયો. તે તાર પેસી તરફનો નિલગીરીઝ ખાતેથી આવેલો હતો. તે આ મુજબ હતોઃ-

"તમારા પપા હક થવાનો ફ્રેનીનો તાર અતર ઘડી આવ્યો છે, બપોરે ૧॥ વાગતે ગુજરયા. તમો તરત આવજો. હું બી ત્યાંજ જાઉં છું. હવે મને અત્રે ખોટી થવા કાંઇ કારણ નથી."

જાલે વાંચીને દુખનાં એક દચકાં સાથે તે વાડયાંને પાસ કર્યો.

"મારા ગરીબ પપા," તેણે ગુંગળાતે અવાજે કહયું; "આખર બિચારા હક થયા!"-અને તે જરા વારમાં હીમત હારી બેઅખ્ત્યાર રડી પડયો.

———:o:———

## પ્રકરણ ૩૨ મું.

મી० વાડયાએ તેને, અલબત, ઘટીટ શબ્દોમાં ધીરજ આપી. ખરેખર તો આ જવાન કે જે ખુબસુરતીની તકલીદ મોહીનીમાં અઘવેલો થયલો પોતાના બુઝોર્ગ મુરબીને મરતી ઘડીએ કશાબી વસવસાં વગર છોડીને અત્યાર તક અત્રે નિરાંત માનો રહયો હતો તેને માટે હવે તે સોલીસીટરને કશુંજ માન કે હેત બરપા થઇ શકયું ન હતું--પોતે તે મરતા વાલીદની બુઝોર્ગ છાતીપર હાથ મેલી લીધેલા કસમોને કમકમાતભરી હદ સુધી જુઠો થઇ તે હેમક

જવાન ફ્રેની જેવી એક તનોમન સુંદરતાને દગાબાજ પુરવાર થયો હતો તે વાસ્તે બી તે ધારાશાસ્ત્રીને તેને માટે ખરાં દીલનો અણગમો આવ્યો હતો; પણ એમ છતાં, આવી ઘડીએ જરૂરી દીલાસાના બે ચાર બોલો તે જવાનને કહયા વના તે ભલા જરથોસ્તીને જાણે ચાલ્યું નહીં.

"મારે જવું જોઇએ," બધી વાત પડતી મેલીને તે સોલીસીટરે હવે એકદમ ત્યાંથી રૂખસદ ચાહતાં કહયું. તે તો સનવારે આવેલો છેક સોમવારે પાછો જનાર હતો, પણ હવે આવા સંજોગોમાં તેણે ત્યાં થોબવાનું તદન નામુનાસેબ માની લીધું. "સારાં નસીબે પોણા સાતે એક ટ્રેન છે ને તેજ હું હાથ કરવા માંગુંછ."

"હું તમારી પછવાડે રાતની દસની ગારીમાં આવશ," જાલે શોકાતુર અદાઓથી જવાબ કરયો. "હું બી હમણાંજ તમારી સાથે આવતે, પણ મારે અત્રેનો થોડોક જરૂરી બંદોબસ્ત કરી લેવો જોઇશે, કેમજે કદચ મારે આંઠ પંદર દાહરા મારે ઘેર રોકાવું પડશે."--અને એ રીતે તે બે વચ્ચેની મીલાકાતનું તદન નહીં ધારેલું ટુકડેથીજ સેવટ આવી ગયું!

તે પછી જાલ નજદીક અરધો કલાક તે ઓરડાના એકાંતમાં એકલો થોભ્યો. તેણે ટેબલપર માથુ નાંખી રડીને પોતાની ગુંગલાતી છાતીને રાહત બક્ષી કેવો ભલો ને હેતવંતો બાપ—કેવો તેનાપર છેકના છેડાવેર વ્હાલથી વ્હીલો પડનારો, ને તે આ શું ગજબ કરી ગયો! કેવાં એહુંદાં વીલથી કેવો આગળ રહીને તેણે પોતાના એકપુરા વારસ બેટાનો બધો કચડઘાંણ વાલી દીધો!!

તેને પેસીની બધી બુરી ચાલ ને ઉંડાં પાણીમાં રમત કરયા કરીને તેને પોતાને પણ રમાડી લેવાની દગાબાજીભરી કુનેહનો હવેજ પુરો ખ્યાલ આવી શકયો! નિર્દોશ અને ભલી ફ્રે એ બુરાને માટે ધિક્કાર કરતી હતી તે, હવેજ તે અંધાપો પામેલા પ્યારઘેલાં જવાંને જોયું કે, કેવળ વાસ્તવિક અને વાજબી હતું. અફસોસ કે પોતાની મતલબને સર તે હેમક પોતે એ લબાડ લતરાજબેરને નમતો ગયો, અને પોતેજ આગળ રહીને જાણે પોતાનાં પગમાં કોહાડી મારી!

તેણે તે સોલીસીટર કને, એમ છતાં, છુટા પડતાં વિનંતીથી માંગી લીધું હતુ કે ફ્રેની આગળ તે ધારાશાસ્ત્રીએ પોતે ફરોજ ભેદ

ખુલવો નહીં. "હું પોતેજ એ વ્હાલીને ધીરજ આપી હવે ખરેખરી વાત બધી કેહી દેવાનો છેઉં," તેણે ગુંગલાતે અવાજે કહયું હતું;—અને ખરૂં કહીએ તો તે સોલીસીટર જાલને માટે સામટા સરવાલામાં ઉપર કેહવા મુજબ ઘણું હલકુ મત લઇનેજ ત્યાંથી રૂખસદ પાંમ્યો હતો. તે જવાનને માટે તે બાપ જેવા બુઝ્રોર્ગ અને ભલા આદમીને આ આગમચ જે માન, હેત અને સારૂં મત હતું તે બધું પેલી સરકસની રાત પછી મરતુંજ આવ્યું હતું. તકલીદ ખુબસુરતીપર મરવાવાલો જે પોતાના જૈફ બાપને તેની સેવટની ઘડીઓમાં વટીક આટલી આસાનીથી વીસારી આપી શકે તેને માટે માન ને હેત તે કોણને રહે ને કેમ રહે? વળી તેનું લબાડપણું એજ અને એકજ ન હતું. તે ફ્રેનીને દગાબાજ અને જુઠો પુરવાર થયો હતો, જે ફ્રેનીનાં ભલાંમાં ભલું માનનાર તે ભલા જરથોસ્તી માટે ઝેર જેવુંજ જબુન હતું. સામટી રીને, તેથી, જાલને ત્યાંથી વાડયા તદન ઉંચે મને અને તે જવાન માટે ઘણું ઓછું મત લઇનેજ બાહેર પડયો તે માટે આપણે કરીજ રીને અજબ થઇશું નહીં.

જાલ, બીજા હાથપર, પોતે ઓછો દુખી ને કમતી જખમાયલો ન હતો. તેના મુરબીનાં મોહોતનો એકજ અફસોસ તેને ન હતો. તે હેતવંતા બાપની આખીર પળોમાં તે પોતે ગેરહાજર હતો તે ખ્યાલની નામોશીથીજ તે હાલમાં હવે છેક અધમુવો થયો હતો—અને તેમાં પેલાં વીલની રાહે પોતે ભીખારી થઇ ગયલો હોવાનો સંતાપ તાબરતોબ તેની પુઠે પડયો હતો!

તેને પોતાને પૈસાની પરવાહ કે મોહ ન હતો. તે પોતાને માટે એ મોહતાજીની ઝાઝી ગણના નહીં કરતો હતો,—પણ અરે, જી—રોજીને પોતાના મેહેલ જેવાં મકાંનમાં દમામથી લઇ જવા ને તે અજબજેવી ખુબસુરતીને તેના વર્ગનાં શ્રીમંતોની દુન્યામાં મગરૂરી સાથે રજુ કરવાની તેની ઉમેદો કેવી એક લેહજામાં ભાગીને સરયામ ભ્રષ્ટ થઇ ગઇ હતી? તે વાતથી તે હદ વનાનો દુખી થતો હતો.

તે ગજવાંમાં હાથ નાંખી ઉંડા વિચારમાં ભ્રમીત ખ્યાલો સાથે અવલ તો પોતાના ઓરડાનાં એકાંતમાં દિવાના સરખો દોડયા ને ભમ્યા કીધો. તેને જ્યારે ઘણું કરવાનું હતું ને ઘણી તાકીદથી કામ લેવાનું હતું ત્યારેજ તે સુનોસાવજ ને બેહેરો બેબાખરો બની ગયો!

અંતે તેણે ટાઇમટેબલમાં ટ્રેન જોઇ લીધી. ૧૦ ને ૨૦ ની એક ગાડી તેને બામદાદ પેહેલાં ઘેર પુગાડે તેવી હતી, અને ફ્રેનીની હીંમત હારી ન જાય માટે તેણે પોતે સહવાર પહેલાં ઘેર આવી પુગવાની ખબર આપવાનો તેથી તરત એક ખાસ તાકીદનો તેણી ઉપર તાર મોકલ્યો. અલબત, તે જોઇ શકયો તે તાર ખંડાલાથી ગયલો જોતાંજ ફ્રેનીને વધતો ઓછો વેહેમ પડવાનો, કેમજે તે તો તેને નિલગીરીઝમાંજ રહેલો હજી તુલક માનતી ને જાણતી હતી; પણ તે છતાં તે પાયદસ્તક્રિયા વખતે હાજર થનાર ને આવી પુગનાર હતો એમ જોતાં તે અની ઘણી હીંમત પાંમશે એ તરત સહમજાતું હતું, અને તે સધ્યારો મોટો હતો. હવે તેને તો બધું ખરેખરૂં તે માહબુબ આગળ ભેદ ખોલીને કબુલ કરી દેવુંજ હતું, તો પછી તેણીના વ્હેમ કે વસવસામાં તે શું ડરી જવું હોએ ?

——:o:——

## પ્રકરણ ૩૩ મું.

તેણે ગાડી પોણાદસે તૈયાર કરવાનો હુકમ આપ્યો. ફકત બિછાંણુંજ બાંધી લેવાનું હતું. તેનાં કપડાં ચપડાં ને બીજો અસબાબ તો બધો બીજા છ જાલને પુરો પડે એટલો બધો હજી તેના મુંબાઇના બંગલામાં બેશુમાર મોજુદ હતો.

પેલા હાથપર જી—રોજી પોતાના ઓરડાનું બારણું અંદરથી બંધ કરીને ઓરડામાંજ ભરાઇ રહી હતી, અને ખાણાંનો બીજો ઘંટ થવા પછીજ તે, નોકર નફરોમાં માઠું ન લાગે માટે, જેમ તેમ જીવપર જોરાવરી કરીને બાહાર આવી. તે તદન ફીકકી, મરેહાલ અને હદ વનાની ઉદાસ હતી.

જાલ તેને સામો જઇ મલ્યો.

"કેટલો વાર, વાહલી!" તેણે ઠપકાની ઢપે કહયું. "હું ત્રણ ત્રણ વખત તારાં બારણાં પર ટકોરા મારી ગીયો!"—અને પછી અત્યંત ઉદાસ વૃતીથી વધારયું, "તું જાણેછ જીગર—મારા પપા બિચારા અંતે બેહેસ્તમુકામ પામ્યાછ તે?"

જી—રોજી જવાબમાં કશું બોલી નહીં.

"હું વાહાડયા સાથે વાત કરતોતો તેવામાંજ એ ખોહારીના અજબનો તાર આયો," જાલે જારી રાખ્યું. "વાહાડયો તો તરતજ પોણા સાતની ગાડી કેંચ કરવા ઉપડી ગીઓ તેથી તુંને મળવાનું બી રેહી ગીયું, અને હવે હું દસને વીસની ગાડીમાં જાઉંચ."

જી—રોજી હજીએ કશું બોલી નહીં।

જી—રોજી હજીએ કશું બોલી નહીં, અને જાલ મનથી ઘણોજ તાજુબ થયો. લગન તોડી નાખાવાની વાહાડયા સોલીસીટરની પાપભરી દરખાસ્ત એ મનોહર પરણેતરે સાંભળી હોએ, ને તેથી તે રીસાયલી અને ઉદાસ હોએ એવો તો એકે ભય કે દુરનો સ્વપ્નોબી તે વ્હાલા જવાનને થયોજ નહીં; કે જ્યારે ખરેખર તો તે બાળાનાં તનબદનમાં જ્વાલાજ જલતા થયા હતા! "એ ગામરચન બોય," "એને લાંબી સહમજ કે પોંહોંચ હોએ એમ દેખાતું નથી," "એની સાથનાં લગન કાએદાની કોઇ બારીકીનો આધાર સોહધીને તોડી નાંખવાનું જરાબી મુસ્કીલ થવાનું નથી," એ મકસદનું તે સોલીસીટરે કહેલું બધું હાલમાં હજી પાછું ને પાછું તેના કાનમાં વાગતું રહયું હતું, ને ત્યારે તે ભયંકર ભણકારાઓ દરમ્યાન કેમ તે જબાંન ખોલીને પોતે એવા એક અધરમી ખાવંદ સાથ વાત કરી શકે? કેમ તે તેના વાલીદનાં ગુજર પામવા બાબે વટીક દીલ ખોલીને દીલાસાનું તેને કશું કહી શકે? તે તો એમજ માનતી ને સહમજતી હતી કે જાલ પોતે બી એ દોજખી દરખાસ્તને એકમત થયોજ હતો. તેણે જાલનો જવાબ સાંભળ્યોજ કયાં હતો?

"શું છે, જી–રોજી, તું કંઇજ બોલતી નથી?" જાલે તેનો ન્હાનો નરમ નાજુક સુવાલો હાથ પોતાના હાથમાં લઇ પ્યારથી પસવારવા જતાં પુછ્યું; "કેહે મને, વાહલી, તું કંઇ બીમાર થઇછ? પપા ગુજરી ગીયા તે વટીક સાંભળીને તું ખામોશ કેમ રહી શકેછ?"

તેણીએ પોતાનો હાથ એક ધાટકી અછાત સાથે તેના હાથમાંથી છટકાવી નાખ્યો.

"મને કંઇજ પુછો ના, જાલ; મને મુતલગ બોલાવો ના," તેણીએ જવાબ કર્યો, –અને તેનાં તે બોલવામાં ગુસ્સા કરતાં બી કાકલુદી વધારે હતી! "મારા જીવને સારૂં નથી–મને મારે મારગે મરી રેહવા દેઓ."

જાલ હેરત થયો ને હેરત રહયો.

"વળી એ શું ઘેલાપણું અચમુચ તારાપર ગાલેબ આયુંછ, જી-રોજી ?" તેણે મોટી તાજુબીમાં પુછયું,-અને પછી એ રૂસણું તેનાં ત્યાંથી જવાનાં પરીણામનું જ હોવું જોઇએ એમ માની લેતાં તેણે જોરાવરીથી તેણીને પોતાની ગોદમાં ખેંચી લીધી, ને હેતથી ચુંમીઓ કરી.

ઓ, શું તે છેલ્લુંજ હતું ? જી-રોજીને તો એમજ લાગતું હતું ! તે હવે પાછો આવનાર નથી ને કાંઇ બી કાયદાની બારીકી સોહધી કાઢી તેને રવડાવી દેતાં હવે તે ફ્રેની સાથેજ પરણવાનો હતો એવો તે અભાગણી છોકરીને પુરતો સંદેહ બરપા થઇ ચુકયો હતો !

"હું જલ્દીજ પાછો આવશ—તું જોજે તો ખરી !" જાલ હીંમત આપતો હતો. "કદાચ ચારમની રાત્રેજ આવતો રેહવશ. મને તારા વગર જરા થઇને ગમવાનું નથી તો !"

તેઓ જમવા બેઠાં, પણ તે બધું મન મનાવાનું અને જુઠો દેખાવ કરવાનુંજ હતું. બેમાથી એક બી બુકબાચકો ખાઇ શકયાં નહીં. મોટા શેઠ ગુજરી ગયલા હોવાથી ગોસ્તું નહીં ખપવાનું કારણ બતાવી તેઓ અણુમણ્યાંજ ઉઠી ગયાં, અને ભરેલી ડીશીસ એમની એમ પાછી રાંધણીમાં ગઇ.

તેઓ, તે પછી, ડ્રોઇંગ રૂમમાં પાછાં ફર્યાં, ને તેટલાં તો વખત જાણે પાણીના રેલા માફક ધસડાઇ તણાઇ ગયો, અને ગાડી તૈયાર હોવાની આદમીએ આવીને ખબર આપી.

જાલ કાંઇ સમજીજ શકયો નહીં. વળી જી-રોજીને એ શું અજબ જેવું બ્હારૂં આવી ગયું હતું, અને એકાએક તેનાં આવાં મોટાં દુખને વખતે કેમ તે એટલી ઠંડી, સુસ્ત, બેકદર ને બેદરકાર થઇ ગઇ હતી તે વાતે તેને ઘણો ગુંચવાબ્યો ને અતી ઘણો અજબ કર્યો.

"જી—રોજી," તેણે મોટાં દુખથી કહયું, "એવી વખતે બી તું એમ કરે તો મને કેમ જવા ગમે ? મારી પર આએ આવું મોટું દુઃખ આવી પડયુંચ તેટલો તો ખ્યાલ કર ?"

પણ તે મનાઇ શકી નહીં, અને જાલ ત્યારે કપાલ કુટી તેને જેમ તેમ બગલગીર થઇ, આંસુઓ નુછતો, બાહાર પડયો. તે તો બેઠી હતી ત્યાં મીનનાં પુતલાં પેરે બેસીજ રહી.

ત્યાં બાહેર ગાડી આગળ તે વિદાય થતા શેઠને વળાવા નોકર નફરોનું એક મેજરૂ એકઠું મલ્યું હતું. તેમાં પેલો અન્તુન બટલરખી હતો—પેલો કે જે, વાંચનાર યાદ કરશે કે, કાલીયા કોલીનાં પીઠાંમાં જાલ તરફથી બચાવમાં ઘરડા ફલાબા સાથ કજ્યો કરી આવ્યો હતો. તેણે આવીને તે પોતાના શેઠની બાંહેધરી કરવાની "બાહદરી"ની વાત જાલને કહી હતી, કે જયારે જાલે ફરીથી તેનો એવા હલકટો વચ્ચે બચાવ કરવાની તેની સામી મના ફરમાવી હતી, અને તે ડોસાનો પોતેજ કાંઇ "રસ્તો કરી નાંખવા"નું ઘણું ઝનુનમાં કહી દીધું હતું—એવી રીતે કે બટલર અન્તુન પણ જરા તરા તરખાયો ને દઘાયો હતો કે તેનો શેઠ કંઇ નવું જુનું કરી નાંખવાનો હશે કે કેમ?

અને એતેફાક હવે થયું એમ કે સઇસે જાલની બ્રોહામનું બારણું ઉઘાડયું ને તેણે પાવરા પર પગ મેલ્યો ત્યારેજ તેને પાછું મન થયું કે તેની જી—રોજી તેના ગયા પછી શું કરતી હતી તે તેણે છુપ્યો જઇને એકાદ નજરે એકાદ પળ જોઇ આવવું. એથી તે નોકરોને કશુંબી કહયા વના ગાડીમાં ન બેસતાં બાગનાં અંધારાંમાં થઇને એકદમ પાછલી મેર દોડયો, ને ચકરાવો લઇને કયારાઓ અંધારામાં બેપરવાહીથી કચડતો તે ડ્રાઇંગ રૂમની બારી ભણી ગયો.

તે કાચની બારીઓ બંધ હતી, ને તેમાંથી તેણે છુપીને તેની જી—રોજીને સોફાપર ઉંધે મસ્તકે પડીને હજી બી રડતી જોઇ. આથી તેનો જીવ બળી ગયો. તેને એ જોતાં એટલું તો લાગ્યું કે કેટલીક મિનીટ સુધી તો તેણે સરયાંમ હેમક બેફામીમાંજ એ તમાસો જોયા કર્યો!

તેને બેઅખ્તયાર જુસ્સો થયો કે તે મોટો સલંગ કાચ ભાંજીને તે ડ્રાઇંગ રૂમમાં પાછો કુદી પડે, ને "તેની જુદાઇનો" એ મુજબ શોક કરતી તે મીઠી મધુરીને પોતાની જોરાવર બાથમાં સમેતી લીએ; પણ નહીં તેજ પળે તેની વધારે ગંભીર ફરજની તેને જીવસતોસત યાદ થઇ. ટ્રેનનો વખત છેક માંથોમાંથ થવા આવ્યો

હતો, ને એ છેલ્લીજ ગાડી હતી. જો એ તે ચુકયો તો સહવારની ઘેહેસારણુંની ક્રિયામાં તે પોંહચેજ નહીં, અને ત્યારે નખ્ખોદ ! ત્યારે બેઇજ્જતીની હદ કયાં રહે ? આ ખ્યાલથી જી-રોજી માટેનાં પોતાની છાતીમાં ઉભરાઇ આવેલાં હેતને એક સુકકાં દચકાંથી જોર જુલમ સાથે છાતીમાંજ પાછું દાબી દઇ તે એવી કોઇ નબળાઇથી બચવા ને બાઝ આવવા, જાણે ભુત પુઠે પડયો હોએ તેવી ગભરાવલી અદાઓ સાથે, તે તરફથી એકદમ ન'હાઠો. તે વળી પાછો કુડાંઓ ને કયારાઓનો અંધારાંમાં પુરતી બેપરવાહીથી કચડધાંણ કાઢનો તે ગાડી આગળ જયાં નોકરો તેની એ અજબજેવી ગેરહાજરી માટે તાજુબ થતા હજી સુધી ખોટી હતા ત્યાં આવ્યો, ને હવે ગાડીમાં બેસી ગાડી એકદમ ને યાહોમ હાંકવાનો તેણે હુકમ આપ્યો ! એ વખતે તેનો હાલ લેવાયલો ને ઉસ્કેરાયલો ગભરાયલો હતો, અને એવું તે એ શું થયું હશે તે માટે તે બધા નોકરનફરો—હેડ બટલર અન્તુન સુદ્ધાં—ખજબ થયા વના અલબત રહી શકયા નહીં.

——:o:——

## પ્રકરણ ૩૪ મું.

જી-રોજી મોહોબત માંગતી હતી ! તે તો પરણી ને પરણી પોતાને ઠગાએલી જાણતાં હરદમ મોહોબતનીજ આરજુમાં જીવતી હતી તે આપણે આગળ પણ દમ બ દમ વાંચી આવ્યાં છીએ, ને હાલમાં આ હીણભાગ્ય રાત્રે—જયારે કે તેણીએ તે લગન તોડી નખાવાની યોજનાઓ થતી સાંભળી હતી, અને તે પછી નહીં ધારેલો તેનો ખાવંદ તેને એટલો ઉતાવલે છોડી ગયો હતો ત્યારે—તે, વધારે ઉલટમંદ, મોહોબતની મીઠી ગોદની પનાહભરી ઓથનીજ આરજુ કરતી પડી હતી !

તેણે જાલની ગાડી ધસારાબંધ ઉપડી જવાનો અવાજ તે જયાં હતી ત્યાં સાંભળ્યો હતો, અને તેની સાથેજ જાણે તેણીનો પ્યારો જાન આખર થઇ ગયો હતો. "મુઇ હું પણતી અદરાતી !" તેણીએ કકલાટ કરયો; "હું મરીજ કાંએ નહીં ગેઇ ! ઓ, હું મરીજ કાંએ નથી જતી ?"

તે એક શાંત અને શીહા રાત્રી હતી. નોકરો વગેસગે થયાં હતાં, બધાં સુઇ ગયાં હતાં—સિવાય કે બાગમાં ભમતા છોડી મુકેલા

મોટા ચોકીઆત કુત્રાઓ દરેક ઓળાથી ચમકીને મોટે સાદે ભસવાનું રોખરૂં કરતા રહયા હતા. તે વતરોગે તે શિથીલ રાત્રીની શાંત્તામાં ખલલ કરનારૂં બીજું એકે તત્વ મોજુદ ન હતું.

જી—રોજી તેના ઓરડામાં લપેડા ખાતી અને ઘસડાતી ફસડાતી સુવા ગઇ હતી, પણ તેનાં કરભાગ કરતાં મગજે નિંદ્રાદેવીને નહસાડીને મેલી હતી, ને મધરાત થઇ ગયલી હોવા છતાં હજીએ તે પોતાનાં સુખકારક બિછાંણાંમાં જાગતીજ પડી રહેલી હતી. એવામા અચપુચ તેનું બારણું થોકાયું—અને તે ચમકી ઉઠી. તેણે બાજુમાં સુતેલી આયાને તરત જગાડી, અને પોતાનાં બદનપર સાડી ફેંકી લઇને બારણું ખુલ્લાવ્યું.

ત્યાં બાહેર નોકર નફરોનો એક રસાલો એકઠો થઇ ઉભો હતો. તેઓ સનાનના સમાચાર લાવ્યાં હતાં! તેમને જોતાંજ જી—રોજીનું લોહી તેનાં બદનમાં ફરતું જાણે બંધાઇ ગયું!

"એ શું છે?" તેણીએ મોટી ફાલ ખાઇ પુછયું.

"ઘણું બુરૂં થયુંછ, બાઇજી," અન્તુન બટલરે ઉંડી ગમખારીથી કહયું. "નહીં બોલી શકાએ ને નહીં માની શકાએ એટલું બધું બુરૂં થયુંછ."

"અરે પણ શું?"

"તમારા મોટાબાવા ફલાબાનું કોઇએ કરપીણપણે ખુન કીધુંછ," તેણીને જવાબ મલ્યો,—અને અસહય ગભરાત ને તાજુબીની એક ચીસ સાથે જી—રોજી છલાંગ મારી બિછાંણાંમાંથી બાહેર આવી.

ગભરાત વધી પડયો. તે આખું ઘર ઉઠયું ને જાગ્યું. ઘણાજ અજાયબ સંજોગોમાં એ ખુન છેક મોડી રાત્રે પકડાયું હતું. તે રાત્રે કુત્રાઓનું ખબેરૂં નહીં સહન થાએ એટલું બધું થયું, ને તેમનું ભસવું—જાણે ફર યાદનો સોહોર મચાવાનુંજ હોએ તેમ—ડ્રાઇંગ રૂમની પાછલી વીંગ તરફથીજ સંભળાતું હતું, આથી પેલા ખટપટયા અન્તુનને કાંઇ અજબજેવી ચટપટ થયા કરી, જેથી તે મસાલચી મહમદને અને દરબાંનને લઇને ફાનુસ સાથે અંતે બાગમાં ઉતરયો—અને ઓ ગજબ, તેઓ ફલાબાને પોતાના ઓરડામાં દારૂનાં બેચાર કોપટાં ચઢાવી પેહેલી રાતથી સુતેલો માનતા હતા તેને બદલે તે તો ત્યાં ડ્રાઇંગરૂમની બારી નજીક બાગમાં લાંબો છર પડેલો હતો!

તદન દેખીતી રીતે તેનું કોઇ હેરેમંદે ખુન કરેલું હતું! તેનાં ગલાંમાં રૂમાલનો ફાંસો આપીને કરપીણપણે કોઇએ ટોટો ભચડી મેલેલો હતો, ને તેને ગુંગળાવી મારેલો હતો, કેમજે ગલાપર નખરયાં ઘણાંજ પ્રગટ પડેલાં નજરે આવતાં હતાં તે તરફના કયારાઓ ને કુંડાઓનો બી બધો કચડઘાંણ નિકળી ગયો હતો— અને અન્તુને મોટા ગભરાટમાં યાદ કરયું કે તેનો શેઠ એ ડોસાનો "રસ્તો કરવા"નું કપટનાં ઝનુનમાં તેના આગળ બોલ્યો હતો એટલુંજ નહીં પણ તે રાત્રે વળી ગાડીમાં બેસવા આગમચ તે એજ તરફ અંધારામાં દોડયો હતો, ને પાંચદસ મિનીટમાં ભખી ખાધેલો જેવો માહ ગભરાત વચ્ચેજ ગાડી તરફ પાછો આવી મુંબાઇ જવા ઉપડી ગયો હતો!!

તે ડોસાની લાસને પોલીસવાલાઓ આવ્યા પછી ઉપાડીને બંગલામાં લાવવામાં આવી, ને તે વખતનો જી-રોજીનો સંતાપ ને કકલાત ઘણો દીલ જખમાવનારો થઇ પડયો હતો. તેને એ મરનાર ડોસાપર અજબજેવું હેત આવતું હતું. તે છેલ્લાં છેલ્લાં પોતાની ચાલથી કાંઇક તેણીને અકારો થયો હતો ખરો, પણ તોબી સામટી રીતે તે તેણીને માટે એક મીઠી માવીતરથી અધીક હતો કેમજે હીણભાગ્ય જી-રોજી તેનેજ ઓથે આખી જીંદગી ભર ઉતરી હતી

તે જેણે કરયું હોએ તેને માટે હીચકારૂં તોપણ એક અતી આસાન કારય હતું. ફલાબા જેવા મરીચરી રહેલા ડોસાને ગુંગલાવી ને ટોટો પીસી મારી નાંખવાનું કામ કશીજ રીતે મુસ્કેલ ન હતું, ને એવા દયાહીણુ કરપીણુ કે જેણે એ બચ્ચાં જેવા બેતાકાત ડોસાને એમ વગર દયાએ રેંહસી નાંખ્યો તેના ઉપર જી—રોજીએ કદુવાનો એક વરસાદ વરસાવ્યો.

તે બિચારો ડોસો ઘણી તાણતોડથી મુવો હોય તેમ તે બુઢાના મોહોતમાં વટીક ડોલા ફાટી ગયા હતા. તેના હાથની ટાઇટ મુઠીઓ વળી ગઇ હતી, અને તેને માંથે લપેટવાનો સુંદરીનો મોટો રૂમાલ કે જેનો તેનાં ગલાંમાં ફાંસો નાંખવામાં આવ્યો હતો તે ઘણેક ઠેકાણેથી ચીરાઇ ગયલો મળી આવ્યો હતો.

દાદાબાઇ ચીનાઇ જે. જી—રોજીના માસ્તર તરીકે આવ્યો ને રહયો હતો તે બાપ જેવો બુઝોગ આ એણ વખતે ઘણો કામ

આવ્યો. ઘરમા "માતીદા" તરીકે આગેવાન તેજ હતો, ને તેણે ઘણી જરૂરી દોડ પોંહચાડી. પોલીસનાં માણસો ઉપરાંત તબીબને બી તેણેજ બોલાવ્યો, ને સરજ્યન મેજર કૉલી જે તે વખતે તે તરફ રેહતો હતો તેણે આવીને જીંદગી કેટલાક કલાકોથી ખતમ થઇ રહેલી હોવાની—દીસ્તુંજ હતું તે મતલબની—બાતમી આપી.

——:o:——

## પ્રકરણ ૩૫ મું.

પોલીસે રાતોરાત ઘણી બારીક જુસ્તેજો કરી. તેઓએ જોયું કે ડરોઇંગ રૂમની પશ્ચીમ તરફની વીંગ આગળ જ્યાં ખુન થયું હતું તે તરફના કયારાઓ અને કુંડાંઓનો બધો કચડઘાંણ નિકળી ગયો હતો, અને ત્યારે સત્તાવાલાઓ પેહલાં તો એવાંજ અનુમાન ઉપર આવી શકયા કે ઘરના શેઠની ગેરહાજરીનો લાભ લઇ કોઇ બદમાસો ઘર લુટવાના એરાદાથી ડ્રોઇંગ રૂમની બારીને રસ્તે ઘરમાં ઉતરવા બાગમાં દાખલ થયા હોએ, અને ફ્લાબાતું બી એજ વખત તે તરફ આવી લાગવું થયું હોએ, કે જયારે હોજાતોજી થઇ પડવાથી સ્વબચાવમાં તે બુરાઓએ એ ડોસાનો ત્યાં ને ત્યાં જીવ લીધો હોએ. ફ્લાબા મજકુર રાત્રે ઘર કયારે આવ્યો હતો તે કોઇ જાણતું કે કહી શકતું ન હતું. તે બુઢો અત્રે આવ્યા કેડે હાલહવાલ થઇ જવા પછી તેનો કોઇ નિયમજ ન હતો. રાત્રે તે બે ભાગ ખાવાની બી દરકાર નહીં કરતો હતો, ને મોડો વેહલ્લો આવીને પોતાના ઓરડામાં જઇ ગોટું મારી જતો હતો. કોઇ વખત તે છ વાગતામાં બબે થોકાને ઘોંટણવાસો લેઇ લેતો, ને કોઇ વખત વળી રાત્રે દસ બાર વાગે બી આવતો! કાલીઆ કોલીનું પીઠું છેક મોડી રાત્રે બંધ થતું ત્યાં બેસી રેહતો, અને નહીં તો વળી હાથમાં એક મોટી ડાંગ લેઇને મોડો રાત્રે બી ફરતો ફરતો એકલો અથવા પોતાના જેવા બોરયા બાપરયાઓ સાથે બેવડાંની ખુમારી ઉતારવા છેક "રીવરસીંગ" સુધી ચાલી જતો, ને ત્યાંની ઠંડી હવાની લેહેકીની લેહેર ભોગવતો કોઇ પથરાની પાલ પર છેક મોડી રાત સુધી બેસીને વાત કરયા કે ઝુકાયા કરતો. એવી હાલતમાં નોકરોએ તેને અનેક વાર જોયલો હતો, ને અનેકવાર દરવાંને મોડી રાત્રે બી બારણું ઉઘાડી તેને ઘેરમાં લીધો હતો. ટુંકમા, ફુલપાણ કે જે નિલગીરીઝ ખાતે તો તેની જીંદગીનોજ એક ભાગ હતો તે પરથી મરતે દાહડે

દીલ તમામ ઉઠી જવા પછી તે છેક અસાધારણ હદ સુધીની અનિયમીત જીંદગી ગુજારતો હતો, અને પરીણામમાં મજકુર ખુનની રાત્રે તે ઘર આવ્યો હતો કે નહીં તે કોઇ જાણતું કે કહી શકતું ન હતું.

પણ દેખીતી રીતે તે ઘર નહીંજ આવેલો હોવો જોઇએ, કેમજે ખુન બાહાર બાગમાં થયું ને બટલર ને મસાલ બારણું ઉંઘાડી દરબાન સાથે તેહકીક કરવા બાહાર નિસરયા ત્યાં સુધી તો ઘરના સઘળાં બારી બારણા સુવા પેહલાં જેમ દરબાને ચોકસાઇથી તપાસીને બંધ કરેલાં હતાં તેમ બંધજ હતાં. એ ઉપરથી સેહેજ સમજાતું હતું કે જો પોલીસનું અનુમાન ખરૂં હોય તો તે મોડી રાત્રે ઘર પાછો ફરતાં ઘરપર દરોરો પારવા આવેલા બદમાશ કે બદમાશોના સપાટામાં આવી ગયો હોવો જોઇએ.

પણ નોકર નફરો તેમની ખાનગી ઘુસઘુસમાં પોલીસના એ અનુમાનને મુતલગ એકમત ન હતાં. તેઓ તો વળી કાંઇ બીજુંજ ને જુદુંજ ધારતાં હતાં, ને તેમને તે મતનાં બનાવાના બાતેનમાં પેલો બટલર અન્તુન વધારે કરીને હતો. અને તેઓ ત્યારે શું ધારતા હતા?

તેઓ પોતાના જવાન શેઠ જાલનેજ આ ઘોર કરમનો ખાત્રીપુર્વક અપરાધી માનતા હતા!! તે મરનાર ડોસાપર એ જવાન શેઠયાને જબરો દાંત હતો તે સઘળાં જાણતાં હતાં, ને અન્તુનને તો તેનો "રસ્તો કરી નાંખવા" નું તેણે પોતે દાંત કચકચાવી જુસ્સા ને કપટનાં ઝનુનમાં—છેક તે ગોટલું ડરી જાએ તે ફીસમે—આગળ એક વાર કહ્યું બી હતું તે એ ગેપાઉં હજી ભુલી ગયો ન હતો. વળી તેજ રાત્રે ગાડીમાં બેસવા આવતાં વિચાર ફેરવીને જાલ એકદમ બાગના એજ ભાગ તરફ દોડયો હતો, અને કોચમેન, સઇસ ને બીજા બધા ત્યાં તેને વિદાય થતો જોવા જમા થએલાં નોકરનફરોની ઘણી અજાયબી વચ્ચે તેઓને પાંચ દશ મિનીટ તપાવીને પછીજ તે હદ વગરનો ઉસ્કેરાયલો ગાડી તરફ પાછો આવ્યો હતો, ને ગાડી ચારે પગે મારી મુકવાનો તેણે હુકમ આપ્યો હતો તેજ. અન્તુનની બાંહેધરી ને આગેવાની હસ્તક તે "સમજદાર" મંડળે પોતાની જુરી ભરીને છુપો ચુકાદો આપ્યો કે જાલને ખુની ઠરાવાને કાંઇ કમ જબાની નહીંજ હતી!

હવાં ધ્યાન રાખવાનું છે કે અન્તુન ખાસ કરીને દીલનો મેલો ન હતો. તેને જાલ સામે કશુંજ કપટ હતું નહીં. તેનેજ નહીં પણ ‘કોઇ બી નોકર ને તેમના એ ભલા જવાન શેઠ માટે જરાએ અભાવ ન હતો. તેથી ઉલટું તે બધાં તેને ખરાં દીલથી ચાહતાં ને માન આપતાં હતાં, પણ હાલ મામલો એમ એકદમ ઉલટાઇ એટલા માટે ગયો હતો કે આ બચ્ચાં જેવા બેતાકાત બુઢાનો એમ હીચકારાપણે જીવ લેવાનું કરપીણપણું તેઓને કોઇને મુતલગ ગમ્યું ન હતું. ફ્લાબા બુરો તો હતો; તે ચીરડાઉ, ચીઠડાંફાડુ ને કજ્યાખોર થઇ એ નોકર મંડળને બી ઘણો સતાવતો ને પજવતો હતો, પણ તેથી તેને આમ મારીજ નાંખવામાં આવે તે અન્તુનનું પ્રમાણીક દીલ તામોશા કરી શકયું નહીં, ને તેથી તે એકદમ જાલની વિરુદ્ધ થઇ જતાં તેણેજ તે કીસમે બીજા બધાંને એક પછી એક પોતાના વિશ્વાસમાં લઇ એ મુજબ તેના સાંમે ઉશ્કેરીને ભંભેરી મેલ્યા હતાં!

મગર હજી પોતાની એ જુબાની ને એ આનગી અનુમાનો તેઓએ પોલીસ કને હીંમતથી જાહેર કરયાં હતાં નહીં. તેઓ હજી તો શું થાએ છે તે માંજણુ જોતાં ખોટી હતાં, પણ કોઇ નિર્દોશ પર કાંતી આવે તો પછી ચુપ બેસવું નહીં, ને “ખરી હકીકત” ખુદાની રાહે ગમે તે થાએ પણ હીંમતથી જાહેર કરીજ દેવી એમ તેઓએ એકમતે ઠરાવ્યું અને ચુકવ્યું હતું!

વળી એમ ઠરાવાનો સબબ બી અલબત જોરાવરજ હતો. પોલીસે જોકે પેહલાં તો કોઇ ચોર બદમાશોનું અનુમાન ઉપર મુજબ રજુ કરયું, પણ વળતે દિવસે સહવારે મરનારની લાશપર પંચનામું (જુરી) ભરાવાનું હતું તેથી બને એટલી બીજી બાતમીઓ બી તે લોક એકઠી કરતાજ રહ્યા હતા. હવે એ જાતની તેમની તપાસ ને તેહકીક દરમ્યાંન માલમ પડયું હતું કે ફ્લાબાને પેલા પારસી માલી રતના સાથે મુતલગ બનાવ ન હતો, ને તેઓ વચ્ચે લગભગ રોજની મારામારી ને ગાલાગાલી ચાલુ હતી, એ ઉપરથી રતનાને તુરતવેળા પોલીસે શક પરથી પહરેજ કરયો, ને તે બિચારાએ ગભરાતમાં પડીને “આતશ બેહેરામ પાદશાહ” ના વિગેરે મોટા મોટા કસમોથી પોતાનું તમામ નિર્દોશપણું જાહેર કરયું, એટલે નોકર મંડળની દીલસોજી તે ગરીબ બાગબાન તરફ સ્વભાવિક રીતે ઘણી ઉશ્કેરાઇ ગઇ. તેઓ તો જાણતાંજ હતાં કે “ખરો ખુની” કોણ હતો, તો પછી કેમ તેઓ

આ બેગુન્હાને એમ નાહક વગર વાંકે ફસી જવા ને ફાંસી જવા દે? એ મુજબ વખતે દિવસની જુરી આગળ અનતુનની આગેવાની હેઠલ જરૂર પડે તો જાલ પોતેજ એ ડોસાનો ખુની હોવાનું જાહેર કરી દેવાનો, તેથી, તે બધાં બેબદામનાંઓએ મુસ્તકીમ એરાદો કરયો હતો।

——:o:——

## પ્રકરણ ૩૬ મું.

અને જી--રોજી પોતે? વાંચનાર તાજુબ થશે કે તે તનોમન મધુરી બાળા પોતે પણ ખાનગીમાં ને એકાંતમાં પોતાના મનથી એજ ગલીચ અનુમાનપર આવી થોભી હતી! નહીં કે નોકરનફરોનો તે એરાદો અને અનુમાનો તે પોતે જાણતી હતી, પણ તેણીએ ભરાઇ છુપાઇને જાલને એ તેના જૈફ મોટાબા બાબે એકલો એકલો બી એક દીવાના તોરથી પટપટતો એવો જાબજા સાંભળ્યો હતો, અને મરનાર માટેના તે વાહલા જવાનના હદ વગરના અભાવ ને અણગમાથી તે અત્યાર આગમચમા પુરતી જખમી થઇ ચુકેલી અર્ધ દીવાની છોકરી એવી હદ સુધી માહીર ને માહીતગાર હતી કે તે પોતે પણુ જાલનેજ એ ઘોર કરમનો કરપીણુ અપરાધી મનથી જાણતી અને મનશાનીથી માનતી હતી!

તેણીએ, તેથી, જાલપર એ બુરા બનાવ બાબેનો તાર વટીક કરાવા કે કાગળ વટીક લખાવા દીધાં નહીં. તે પોતાના બુજોર્ગ વાલીદના મોહોતના સબબે અત્રેથી ગયો હતો તે એ નવાં માહેતમના સમાચાર જાણતાં પુરો "ગભરાઇ જશે" એવું જુઠું બાંહણું ચીનાઇ માસ્તરને આપીને તેણીએ તે ગ્રહસ્થને તાર કરતો રોકયો એટલુંજ નહીં, પણ વળી કાંઇક અજબ જેવી ને તારીફ લાયક સમયસુચકતાથી કામ લઇ મુંબાઇનાં ન્યુસપેપરોને એવી કોઇ જરૂરી બનાવોની માહીતી આપનાર ત્યાંના એક એકલડોકલ ખબરપત્રી વટીકને તેણીએ માસ્તર મારફતે ભાલ કઢાવી પોતાની રૂબરૂ પકડી મંગાવ્યો, અને તેઓ ત્યાં છુપ્યાં રહેલાં હતાં માટે આ ફીટનો મુંબાઇનાં પેપરોમાં જાહેર નહીં કરવા માટે તે નાજનીને તેના કને વિનંતીથી માંગીને પ્રૉમીસ વટીક લઇ લીધું!

તેના એ બધાં ચાલુ મોટાં દુખમાં તેને એ એટલું બધું ભાંણુ કેમ આવ્યું, ને તે ગામરેની ગોરીને એ એણુ વખતે એટલી

બધી અકલ વટીક કર્યાથી સુઝી તેજ એક અજાયબી હતી, પણ જાલને તે જેટલી ધિક્કારતી તેટલીજ હજી બી બાતેનમાં ચાહતી બી હતી, જેથી તે આવા હીણભાગ્ય સંજોગો વચ્ચે અત્રે પાછો નહીંજ ફરે અને ફસી નહીંજ પડે એ તે ખરાં દીલથી ચાહતી હતી. તે સારી રવેસે જાણતી હતી કે જાલ પોતેજ ખુની હોવાથી તેને એ ખબરમાં નવું કશું થવાનું નથી, કે જ્યારે હવે તે તેને મળવાજ ચાહતી ન હતી, અને તેથી તે ગયો તેનો, આ વાતની માહીતી મળવાના જવાબમાં, એક કે બીજાં બહાણાથી પાછો ફરે ને ફસી જાએ તે જોવા તે માંગતીજ ન હતી.

મીસીસ થોમસન–પેલી એક મા જેવી મેહેરબાન "કંપેન્યન" જે તેણીએ પોતાની નોકરીમાં રાખી હતી તેનો સાહરો ને સબ્યારો આ વખતે જી––રોજીને ઘણો મલ્યો. જાણે પોતાના વધારા સુધારા માટે નહીં પણ આ ભયંકાર દુઃખમાં તેણીને મદદ થવા એક એજગેબી બસારતથીજ તે માહબુબે માસ્તર ચીનાઇને અને આ ભલી મીસીસ થોમસનને પોતાની ખીદમતમાં રાખ્યાં હોએ એવુંજ કાંઇ હવે તેનાં જીગરમાં લાગતું હતું। એ એની બાંહેધરી ને દસ્તગીરી વગર આ હીણભાગ્ય સંજોગો દરમ્યાન તે સુંદરી વાએજાહાંન એકલી તે જંગલ વચ્ચે શું કરી શકતે? અરોસપરોસમાં પારસી કુટુંબો કાંઇ વસતાં હતાં નહીં, ને છેટે છેટે જે એકાદ બે હતાં તે બધાં માલેતુજાર હતાં. જાલ ને જી––રોજીએ પોતેજ તેમની સાથ પીછાંણ પાડવા કે તેમને મળવા ભેટવાની આ આગમચ કદી દરકાર કરી ન હતી, તો પછી તેઓને શી પરવાહ હોએ કે તેઓ આ વખતે મદદે આવે?

છતાં જરથોસ્તી સીક્કો એ બેદાદ તોરનો હર હાલ થઇ શકતો નથી એ આપણે ખ્યાલ રાખવો છે. બેહલું દીલ ને દયાધરમ એ ખુસંદ અને પુરાતન જરથોસ્તી મજહબનું ગોયા બીજું નામ છે, તો પછી દાદાભાઇ માસ્તરે પાછળથી માંગેલી ને મંગાવેલી મદદ આસપાસનાં થોડાંક જરથોસ્તીઓએ દોડી આવીને પુરતાં પ્રમાણમાં ને ખરાં દીલથીજ આપી તે આપણને અજબ કેમ કરી શકે?

જી—રોજનાં દુખનો પ્યાલો તો એ બનાવથી જાણે છેક આંથા સુધી છલાછલ તેને મન ભરાઇ ગયો હતો. તેનો ભરથાર

કાયદાની કોઇ બારીકીનો લાભ લઈ તેનાથી છુટો થઇ જનાર હતો, અને ફ્રેની સાથ પરણનાર હતો તે દુઃખ શું ઓછું હતું કે ઓ પરવર !—તેણીએ કકલાટ કરયો—આ નવી આફ્તનો પાહાડ તે ગરીબડી પર ગબ્બડી આવ્યો હતો ? તે તેના મોટાબાનાં ખુનના એ બનાવથી તદન કચડાઇ ગઇ, આજેજ થઇ ગઇ, હોસફ્રાંમોસ બની ગઇ !

તેણીએ પેહેલી હરોલની ગોઠવણો, ઉપર કેહવા મુજબ, છેક્ તારીફ્લાયક દેલાવરી ને સમયસુચકતાથી ચીનાઇ માસ્તર સાથ મત કરી કરીને કરી લીધી, અને પછી "રીઍકશન" થયું હોએ તેમ તે હીંમત હારી એકદમ નિરોશ અને આજેજ બની ગઇ. તે પોતાના મોટાબાની લાશ આગળ ફાટેલે ડોળે કલાકોતક બેસી રહી, ને મોહોતમાં જોબાને ભયભીન બનેલો તે જૈફ ચેહેરો જોયા કરતાં તે પોતે દુખ ને ફીકરથી દીવાની થઇ જતી હોએ એવુંજ તેણીને લાગ્યું ! ઓ, તે ભંયકાર રાતની સતાવણીઓ ! તે રાતની અસરો ને દેખાવો તેની જીંદગીની આખીર તક તેના મનમાંથી ભુસાવાની નથી એમ તેણીને ખરાં દીલથી લાગતું હતું. તેની જવાન જીંદગીની જોતાં-જોતાંમાં તમામ ધુંલ વલી ગઇ હતી. પોતાનાં આશીરવાદ પામેલાં કુવારાંપણાંમાં તે બચ્ચાં જેવી રમતયાલ ને ખુશાલ એક પતંગ્યાં સરીખું ફુલ જેવું હલકું જીગર રાખી આખ્ખાં નિલગીરીઝમાં નાચતી કુદતી હતી, અને આ એકાએક નહીં ધારેલા ને નવા ફેરફારનો બધો કેવો ગજબ થઇ ગયો ? આ એકાએક શું થઇ ગયું કે જાલ જેવા એક ઠગારા પર મોહીત થઇ તે પરણી, ને પરણી ને પરણી જન્મોજન્મ સુધીની દુખીજ થઇ ગઈ ?

બીજી સહવારે મરનારની લાશ પર સરેસ્તાનુ પંચનામું ભરવામાં આવ્યું, કે જે આગમચ. અલબત, ઉપર કેહવા મુજબ પોલીસે ગરીબ અને બેગુન્હા રતનને ગીરફ્તાર કરયો હતો, અને તેનેજ હાલ મરનારના ખુની તરીકે કોરોનર સામે ઉભો કરવામાં આવ્યો હતો; પણ તેનાપર અપરાધ લાગુ કરવા જેવી કશીજ પાધરી જુબાંની પડી શકી નહીં. રતનએ મરનાર સાથનો મોટો ને બાથુ-કુપા અણબનાવ બેતકરાર કબુલ રાખ્યો; તેણે એ બી કબુલ કીધું કે અનેક મરતબા તેઓ વચ્ચે ગંભીર બોલાચાલી ને ગાળાગાળી

વટીક થઇ હતી, પણ તેણે "આતશએહેરાંમ બાદશાહ" નાં પાક નામના પવિત્ર કસમોથી કહયું કે તે ખુન તેણે કરયું નથી, અને તેમ તે સરકાર માબાપને ખાતરજમા આપતો હતો ત્યારે તે જે બોલતો હતો તે એવી દેખીતી નિર્દોશતા ને સચ્ચાઇના ભારથી બોલતો હતો કે તેનું માસુલી બેગુન્હાપણું ગોયા તેના ચહેરાપર પ્રત્યક્ષ વંચાતું હતું. વળી તે સાક્ષીઓ બોલાવી પુરવાર કરી શકયો કે ખુનની રાત્રે તે તો લાનોલી ગયલો હતો, ને ઘણી મોડી રાત્રેજ પોતાને ઘર પાછો ફરયો હતો;—અને ત્યારે કોરોનરને તેને એ વાંકમાંથી મુકત કરી "હાલ તો બાજુ ઉભો રેહે." એવો હુકમ આપ્યા વના જાણે ચાલ્યુંજ નહીં.

તે પછી બટલર અન્તુનની જુબાંની લેવામાં આવી. તે ગોટલું ઘણો ઉસ્કેરાયલો ને ગુસ્સે થયલો દેખાતો હતો.

તેણે જુબાનીમાં કહયું કે રત્નો તો તે સાંહાંજનો કામથી ફારેગ થઇ ધારા પ્રમાણે અમારે ત્યાંથી જતો રહયો હતો, ને રત્નો ખુની હોએ તે વાત તે પોતે જીનહાર માનતોજ ન હતો. કાંએ નથી માનતો તે પુછવામાં આનવાથી તેણે કહયું કે ખુન શેઠ બાઇ ખાઇ જમીને પરવારીયા પછી થયું હતું, ને તે કુતરાંઓનાં ખએરાંથી દરબાનને લઇને પાછલી વીંગ તરફ તપાસ કરવા ગયો ત્યારે ત્યાં કુંડાંઓ ભાગેલાં ને રોપાઓ કોઇના પગ તલે તદન ચંપાઇ ગયલા તેણે જોયા હતા. તે જાલ શેઠથી બી થયું હોએ, કેમજે રાત્રે મુંબાઇ જવા બંગલામાંથી ઉપડી જવા આગમચ તેણે ને બીજા બધાં નોકરનફરોએ જાલ શેઠને એ બાજુ ઉતાવલમાં જતાં ને ત્યાંથી ઘણા ગભરાતમાં પાછા ફરતા જોયા હતા—એક હકીકત કે જેને. અલબત, દરબાન મસાલચી ને એક બે બીજાઓએ પોતાની જુબાનીમાં ટેકો આપ્યો.

તે પછી જી—રોજીને સાક્ષી તરીકે બોલાવવામાં આવી. તે ફીકકી, ધ્રુજતી, બીમાર, કાહેલી આવી. મીસીસ થોમસન તેને હીંમત આપી પોતાની સાથે લઇ આવી. તેણીએ અન્તુનની જુબાંની સાંભળી હતી, ને તે સાંભળતાં તેણીની અત્યાર સુધીની શંકાશીલ છાતી વધતી ધ્રુજી આવી હતી, કેમજે જાલને માટે તેણીને જે ધખારો ને શંકા હતાં તેને આ જુબાનીથી એકદમ ટેકો મલ્યો, ને

જાસને મુંબાઇ ઉપડી જવા આગમચ તે તરફ ઉતાવળમાં જતો ને મોટા ગભરાતથી પાછો ફરતો જોનારાં સાક્ષીઓ વટીક મોજુદ હતાં, તો એ દુષ્ટતા માટેની તેની જવાબદારી થકી બીજો સંદેહજ શો હોએ ?

તોએ આખર કરે પણ તે તેનો ખાવંદ—તેનો ભરથાર, તેનો સરતાજ હતો. તે પોતે કેમ એવી જુબાની આપે કે જેથી તે વ્હાલો જવાન ફાંસીએ લટકતો થાએ ? તેણીએ દીલાવરીથી તેનો બચાવ કર્યો. જાસ કયાં છે એ પુછવામાં આવતાં તેણીએ કહયું કે તેના પીતાજી હક થવાનો તાર આવવાથી તેવણને એકદમ મુંબાઇ ઉપડી જવું પડયું હતું. કાંઇ એ બે વચ્ચે અણબનાવ હતો કે નહીં તે પુછવામાં આવતાં તેણીએ જોઇએ તે કરતાં જરાક જાસ્તી જુસ્સાથી સાફ ના કહી. "અણબનાવ હોતે તો એવણ મરનારને નિલગીરીઝથી સાથે અહીં સુધી લાવતેજ શું કામ ?" તેણીએ કહ્યું.

"કંઇ બોલચાલી જેવું બી નહીં ?"

"બીલકુલજ નહીં."

—અને ત્યારે કોરોનરે તેનો ઉપકાર માની તેને કેટલોક સધ્યારો આપ્યો, અને પછી તેણીને રૂખસદ કરી. તે પછી જુરીએ એકમતે અભિપ્રાય આપ્યો કે કોઇ નહીં જણાએલા આસામી અથવા આસામીઓએ ધરડા ફલાબાનું કરપીણપણે અને જાણી જોઇને ખુન કરયું હતું, અને જુરીએ સેહરો વધારયો કે પોલીસ પોતાની કુનેહથી જાસ્તી જુસ્તેજો કરી હજી બી ગુન્હેગારો પકડી કાઢી શીક્ષા કરાવશે એવી આ જુરી સંપુર્ણ ઉમીદ રાખે છે.

———:૦:———

## પ્રકરણ ૩૭ મું.

એ પછી તે મરનારની લાશની સેવટની વ્યવસ્થા કરવામાં આવી, અને જી—રોજી જેણે સમજની થવા પછીથી એવું કશું નજરે કદી જોયલું કે પોતે અનુંભવેલું નહીં તે એ સઘળી માહા દુ:ખકારક તૈયારીઓ જોતાં બીલકુલ થથરી ગઇ. તે એક ઘણો દુ:ખકારક ને ડરામણો અનુંભવ હતો, ને ફલાબાનું "રવાંન કાઢવા પછી" તે કકલાત કરતી તે આખા બંગલામાં ભટકયા કીધી. તેની આગળ પાછળ 'ભલી મીસીસ થોમસન સિવાય બીજું' કોઇ હતું

નહીં. આસપાસના બંગલાઓમાંથી કોઇ ગણત્રીના બે ચાર જે આવ્યાં હતાં તેઓ જતાં રહયાં હતાં, ને જી—રોજી એકલીજ હતી.

તેને જાલપર હવે હદ વનાનો કેહેર અને ખાર આવતો હતો, ને જે બપાવાએ તેને એક માવીતરનીજ ઓથ આપી ઉધારી તેનાં ગમે એ ઉંમરે નિપજેલાં આવાં એક જબુન મોહોતથી તે છોકરી માહા ખેદ પાંમી. "જો એવણુ ખુદરતી મોહતે મરતે તો મને એટલું લાગતે નહી," તે કકલાત કરતી કેહતી હતી.

મીસીસ થોમસન કાળજીથી તેની આગળ ને આગળ રહી હતી; પણ જી—રોજીએ તેનું બી જરા થઇને માન્યુ નહીં. "તમો નહીં સમજો, મીસીસ થોમસન." તેણીએ કહ્યું. "હું કેવી દુઃખી છેઉં તેનો તમોને તો કદી ખ્યાલ બી નથી થવાનો મને હવે જીવવાનુ ઝેર જેવું થઇ પરયુંછ !"

"તેજ તારી ભુલ છે, બેટી," તે ભલી બાંનુએ કહ્યું; "કોઇને વાસ્તે નહીં તો તારા ચાહતા ભરથારને ખાતર તારે એવું બોલવું ને ચાહવું નહીંજ જોઇએ."

"મારો ચાહતો ભરથાર ?" જી—રોજીએ મોટા તુંચ્છકારથી કહ્યું; "મારો ચાહતો ભરથાર કોઇ છેજ નહીં. ને જે છે તે મને ચાહતો નથી, ને હવે પાછો આવવાનો નથી. હું આએ જેહાંનથી ગુજર પામી ગેઇ એમ જાણવાથી તે તો સાંબો ઘણો ખુશી થશે."

મીસીસ થોમસન ડોલા ફાડી જોવા લાગી! આવાં એક મોહોતથી આએ છોકરી ઘેલીજ થઇ ગઇ હતી કે શું કે તે એક એવા ખરા હેતવંતા ભરથાર માટે આમ બધું ઘેલુ ગાડું બકતી —બોલતી હતી ?

"એવું નહીં બોલ્યે, દીકરી," તેણીએ તેને શાંત કરવાની મતલબથી પટાવી પસવારીને કહ્યું; "તારો વર કંઇ જેવો તેવો નેક ને અશરાફ નથી. ને તો—"

"ચુપ કરો, મીસીસ થોમસન," જાલની તારીફ થતી ન સમજી શકાવાથી જી—રોજીએ જરા તરડાઇ પડતાં કહ્યું; "તમે શું જાણો મારાં જીગરનો ભેદ? તમો શું જાણો મારા દુઃખની વાત ?"

"સૌને પોતાનું દુઃખ ઘણું જબુન લાગે," તે મોટાં દીલની બાંનુએ એમ છતાં તેને ધીરજ આપતાં પાછું કહ્યું;' "હું પોતે શું

થોડી દુઃખી છેઉં ? મારાં દુખની કેફયત તું સાંભળે, જી—રોજી, તો હેરત થઇ જાએ !"

"તે વળી શું છે ?" જી—રોજીએ પોતાનાં મોટાં દુઃખ છતાં બેરાંઓને બરની જીજ્ઞાસાથી તેણીની હકીકત જાણવા ગમવાથી જાણવા માંગ્યું.

માસીસ થોમસનની આંખોમાં આંસુ ધસી આવ્યાં.

"મારી કાહણી ખરેખરાં દુઃખનીજ એક કેફયત છે." તેણે ઉંડી ગમખારીથી કહ્યું. "તારા જેટલી ઉંમરે હું એમ જાણુતી હતી કે મારા જેવી સુખી કોઇબી છોકરી આએ દુન્યામાં હોશે નહીં. મારા પીતાનો મારા પર હદ વનાનો પ્યાર હતો, અને તેવણુ મારો પડતો બોલ ઉપાડી લેનાર હોવાથી પૈસા જે સુખ ખરીદી શકે તે બધું મારાં મોંહ આગળ મોજુદ થતું હતું. અમારૂં ઘેરનું ઘેર હતું, ને ઘેરના ગાડીઘોડા ને નોકરનફરો વિગેરે હોવાના સબબથી હું કશીજ વાતે મોહતાજમંદ નહીં જાણુતી હતી. દુઃખ ફકત મારી માતા મને જનમ આપતાં છેક મારી બચ્ચગીમાં મરણુ પામી હતી તે હતું, પણ તે બનાવ બન્યો ત્યારે ગોયા હું આએ દુન્યાની હસ્તીમાં બીલકુલ નવી ને તદન નાસમજ હતી, અને પછીથી વખતે તે દુઃખ તો તદન ભુલાવે નાંખ્યું હતું.

"પણુ મારાં એ બધા સુખ વચ્ચે સુખનું ખરૂં ને મોટુ સાંધન તો મેં પસંદ કરેલા મારા ભવિશના ભરથારનો મારે વાસ્તેનો હદ વગરનો પ્યાર હતો. હું તેને સર્વ મરદોમાં એક રાજા જેવો લેખતી ને જાણુતી. પણ તેટલાં મારાં પીતાજીને કાંઇ તેની આગળી પાછળી બાતમી મળી, ને તેવણે તેથી હુકમ કરયો જે તે બુરો ને નાલાયક હતો માટે મારે તેને એકદમ ખેરવી નાંખવો ને ભુલી જવો ! મેં તે માન્યું નહીં. આવા ઉમરાવી તોરનો બાદશાહ જેવો ઉદાર ને બાહોશ તે એવો નાલાયક હોઇ ને થઇજ કેમ શકે ? —મેં તકરાર ઉઠાવી. મને મારી નાદાન અક્કલે સારૂં સુઝ-યુંજ નહીં !

"મારા પીતાનો મારીપર મેં કહયું તેમ હદ વગરનો પ્યાર હતો, પણુ આએ બાબદમાં મારી સાથ તેવણુ એવા તો કરડા ને સખત થયા કે હું થથરી ગઇ. એમ છતાં મે કાંઇ

કહેલુ' માન્યું નહીં, ને મને તે નહીં માનવા જેટલી તે મારા ભવિશના ભરથારે જાણે આંજીજ નાંખી હતી. તેણે કસમો ખાઇને તે મારા બાપને મળેલી બધી ગલીચ બાતમી ગલત હોવાની મને ખાત્રી આપી, અને—અને અમો છુપાંછાનાં અંતે એકમત થઇને એક દાહાડો પરણી ગયાં. હુ' ધારતી હતી કે હું પછીથી પપાને સમજાવી લેવશ—પણ અરે, અમારાં લગનની વાતની તેવણને પેહલી માહીતી થતાંજ તેવણને એક "ફીટ" થઇ આવ્યો, ને તેવણ બિચારા બેભાંન થઇ ગયા, જે બેફાંમીમાંથી જરા બી હુસ્યાર થયા વગરજ તેઓ બિચારા બીજી સહવારે બેહેસ્ત પાંમ્યા! એથી મારો ભાઇ મારી પર એટલો ખીજવાયો ને છેડાયો કે મને ધકેલો મારીને ઘેરમાથી તેણે હાંકી મેલી, અને પછીથી તેણે કદી બી મને માંફ કીધુ'જ નહીં. ટુ'કમાં, હુ' મારી નાતાબેદારીથી મારા હેતવ'તા બાપની ખુની પુરવાર થએલી એક બી અરધી વનાની તે વ્હાલું બાપીકુ' મકાંન સદા સુધીનુ' છોડી ગઇ.

"બસ એ થયું ને થયું મારો બુરો ભરથાર તેના ખરા આકારમાં એકદમ પ્રગટ પડયો. મને પૈસા ટકા વગરની થઇ ગએલી ને ચોખ્ખી તેને માંથે પડેલી જોતાંજ તેનું માંથુ ફરી ગયુ, ને તે જે હતો તેમાંથી ઉલટાઇ જઇને એક નવોજ આસામી નવીજ ચાલઢાલનો મારી સાંમે જાહેર થયો, અને ત્યારેજ—ઓ ત્યારેજ મેં મારી ભુલ જોઇ કે હુ' તો દીવો લેઇ કુવામાં ઉતરી હતી. ત્યારેજ—ઓ ત્યારેજ મારા મેહેરબાંન બાપની બધી તાકીદ સમજાવત ને શીખાંમણ કેવી બેકીંમતી ને કેટલી મારાં ભલાંમાં હતી તે હુ' જોઇ શકી—ને તેવા એક કાળજીવ'ત ને વાહલા બાપનોજ મેં મારી નાતાબેદારીથી જીવ લીધો હતો તે માટેનો મારો તે વખતનો અતવતો ને અફસોસ હુ' કદી કોઇ કાલે બી ભુલી જઇ શકવાની નથી.

"મેં જોવુ' કે હું એક માહા મુજી ઠગારાથી વહવાઇ હતી, કે જે મને નહીં પણ મારા બાપના પૈસાનેજ ચાહનો હતો. તે છાકટો, જુગારી, ખારીલો અને ટુ'કમાં દરેક બ્યસનોમાં પુરો પુરવાર થયો, ને એવા એક કુછ'દી ને કપાત્રને બસ મેં મારા ભવની ધુલધાંણી કરી મેલી હતી એમ મારી ખાત્રી થતાં ગારી

છાતી ફાટી ગઇ. તે અકેકી મોંઢે છુટી એવી ગાળો દેતો ને એવાં નીચ વચનો મને સંભળાવતો કે તે આગળનો મારા પ્યારની આરજુ કરતો આવેલો અસલ થોમસન હોએ એમ બી જાણે હું માની નહીં શકતી હતી. છેલ્લે છેલ્લે તે કરપીણ પોતે હાથનો બી છુટો થયો, ને મને મારીને બાજે વખત તો મારાં હાડકાં ભંજી નાંખતો !"

ત્યાં તે બલી બાંનુ દુખનું એક દચકું દબાવા એક પળ થોભી, અને પછી આંસુ લોહી નાંખી તેણીએ પાછું આગળ ચલાવ્યું.

"વખતોવખત તંગદસ્તી ને મુફલસી એવી ગાલેબ આવતી," તેણીએ શોકાતુર અદાઓથી જારી રાખતાં કહ્યું, "કે અમોને ખાધાના બી વાખા પડતા ! મારો ભરથાર કામચોર ને હરામખોર હતો. તે એટલો અયાસી ને આળસુ હતો કે પોતે કશોજ કામ ધંધો કરતો નહીં, ને હું જે ભરી સીવીને થોડુંક પેદા કરતી તે બધું જોર જબરીથી લુટી લઇ જઇને દારૂ ને જુગારની ખોહારીના ખાડામાં એદેહેસ્તં હોમાવી આવતો !

"પણ જલ્દીજ એ બધી સત્યાનાસીનો બી છેડો આવી ગયો. મારો ભરથાર કોઇ અનીતીનાં ધામમાં એક કોઇ તેના જેવાજ બદફેલ દોસ્ત સાથ એક રાત્રે કોઇ વાતનો વાંધો ઉઠતાં મરાયો અને અંતે ગાલાગાલી પરથી મારામારીમાં આવતાં તે એટલો ઉસ્કેરાયો કે તેણે તે દોસ્તનાં પેટમાં પાસેની ટેબલપરથી એક વહેતી છુરી ઉંચકી લઇ ચલાવી દીધી, ને તે દોસ્તનાં તે ખુન સારૂ પકડાવાથી પાછળથી તેને સરકાર તરફથી જનમ દેશનિકાલની સજા ફરમાવામાં આવી !"

જી—રેજી એ બધું સાંભળતાં હેબતની મારી તેની બેઠકમાંથી ચમકી ઉઠી ! ઓ, શું તેનો જાલ બી તેવોજ એક ખુની નહીં હતો ? તે દારૂડીઓ, જુગારી કે કુછંદી નહીં હતો તો શું થયું ?—શું તે પોતે બી એમ છતાં આ અભાગણી મીસીસ થોમસન જેટલીજ દુખી ન હતી ?

——:o:——

## પ્રકરણ ૩૮ મું.

"હજી તો મારી પર ગુજરવાનું ઘણું બાકી હતું," ગરીબ મીસીસ થોમસને જારી રાખ્યું. "મારા ભરથારના મરવા પછી મારા બાપની તમામ દોલત ખાઇ બેઠેલા મારા ભાઇને મેં અનેક મીનતનાં

કાગળો લખ્યાં, પણ તે દયાહીણુ પર ખી તેની કશીજ અસર થઇ નહીં. ઉલટું બધું એમ ઉતરવાથી તેનું તો સામુ ઘણું ચઢી વાગ્યું, અને તે વધારે કરડો ને વધારે કરપીણુ થઇ શકયો.

"એ દરમ્યાનમાં મારે ત્યાં એક ગુલાબ જેવી બેટીનો જનમ થયો. ઓ, મેં કેવી ખરાં જીગરની બંદગીથી માંગ્યું કે હું ને મારૂં બચ્ચું બેઉં મોહોતની નિંદમાં આરામ પામ્યે, પણ તેમ કાંઇ થયું નહીં. મારૂં દુધ સારૂં ને પુરતું હોવાથી મારૂં બચ્ચું ઘણું તનદોરસ્ત ઉઘરયું, ને પછીથી તેના પ્યારા પટપટારા ને મીઠાં હસવાથી જાણે હું મારૂં દુખ ભુલતી ચાલી. મેં તો જાણે બધો મારો જીવ હવે મારી ન્હાની બાલકી ઍનીમાંજ ભરી મુકયો. મારી દુન્યા, મારૂં સુખ, મારૂં સર્વસ્વ, મારી ન્હાની ઍની હતી! હું તેથી સસેકસમાં અમો રેહતાં હતાં ત્યાંથી હિંદુસ્તાન ન્હાસી આવી. એ ઘણા ખરચ ને ઘણી જેહમતનું કામ થયું, પણ ખુદાએ મને તે માટે સમર્થ કરી. મારી બેબી મોટી થાએ ને ત્યાંના લોકોમાં તેને તેના કફોડા બાપની હીણપસ્તીની નામોશીમાં સદાનું શરમાયાં કરવું પડે ત ખ્યાલ હું ખમી શકી નહીં. તે ઉપરથી હું અજાણ્યા મુલક ને અજાણ્યાં લોકો વચ્ચે આવતી રહી, ને આએ તરફ આવીને કલકતામાં રહી. ત્યાં અમો ઘણાં સુખી હતાં. હું ઘણી ખુશીથી ને ઘણી મોજથી મારી વ્હાલી ઍનીના નીભાવ સારૂં સારો દહાડો દલદેશરી કરતી હતી, અને હવે તે ખુદા રાખે મોટી બૈરી જેવી થઇ ત્યારેજ મારૂં કરમ રૂઠયું. તે બિચારી ત્રામમાંથી ઉતરતાં એક દહાડો પંડી ગઇ, ને તેની કરોડનુ હાડકું એવી જુલમગાર કીસમે ભાગી ગીયુંછ કે તે નથી બીચારી સાજી થતી કે નથી બિચારી મરી જતી! તે હંમેશની કાહેલી ને બીમાર થઇ ગેઇછ—તે મારી જીંદગીની જોત—મારી આંખોનો કરાર!"—અને હયાં તે કમનસીબ બાનુ બેઅખ્ત્યાર રડી. "દોઢ વરસ થયું તે બિચારી જૅનરલ હૉસપીટાલમાં ઘરબાર કરી પડેલી છે. પેહલાં તો મહીનાઓ તક હું તેની પાસેથી ખસી નહીં, પણ પછી ડાકટરોએ મારૂં રેહવાનું તદન ફુઝુલ જાહેર કરયું. તેઓએ મને ઘણી માયાથી સમજાવ્યું કે તે બિચારી સારી તો થવાનીજ નથી પણ એમ ને એમ કદાપી વરસો બી ખાટલાપરજ જીવે ને રીબે! મને, તેથી, તે વ્હાલીના ગુજારા ને નીભાવખરચ વાસ્તે હવે ઘણી વધારે મેહેનત કરવાની

હતી, અને હું મુશ્કેલીથી તેમ કરી શકતી હતી—તેટલાં મેં તમારી જાહેર ખબર જોઇ, ને મારા જીવને કાપીને હું એ વાહલાં બચ્ચાંને ખાતરજ અહીં સુધી તમારી નોકરીમાં આવેલી ને રહેલી છેઉં."

"અને શું ઍની એના નાલાયક બાપની નામોશીની વાત હજી કશી જાણતીજ નથી?" જી—રોજીએ આ ખરાં દુખની કેફીયત સાંભળી દયાથી દાઝી જતાં પુછયું.

"હજી તક નહીં," તે માતાએ જવાબ કરયો. "કદાચ હવે એ મોટી થએલી હોવાથી હું એને કેહતે, પણ હવે તેની આએ મરતી ને રીબતી હાલત વચ્ચે કેહવાથી ફાએદો શું? હવે મારી એકજ આરજુ છે. થોડા ઘણા પૈસા હું બચાવી શકું તો હાસ્પીટાલમાંથી એ મારી ફુલની કલીને હું મારે ઘેર લાઉં, ને હુંજ એની મારે હાથે જાતે માવજત કરૂં. ઓ, કેવું હું ચાહું છ કે એની આંખો મોહોતમાં બંધ થવા આગમચ મારી પોતાની બંધ થાએ ને હું એને મરતી જોવા જીવું નહી!"——અને તે ગરીબ અબળાએ પોતાની આંખો પર હાથ ઢાંકી કોઇનાં બી દીલમાં લાગી આવે તેવી કીસમે અતી ઘણું કલ્પાંત કરયું.

જી—રોજીએ તેને ઘણોક દીલાસો દીધો. "તમો એટલાં વાત કરતાં દુખી થવાનાં હતાં તો મારી આગળ વાત કીધીજ શું કામ?" તેણીએ દીલગીરીથી કહ્યું.

"ફકત તારી ખાત્રી કરવા, મારી બેટી, કે તું પોતાને ઘણી દુખી માને છે, પણ તારીથી લખ્ખો મરતબા વધારે દુખી આસામીઓ બી દુન્યામાં જોઇએ એટલાં મળી આવશે," તે મા જેવી મેહેરબાંને સમજ આપી.

પણ જી—રોજીના ધ્યાનમાં એ વાત ઉતરી નહીં, ને મીસીસ થોમસન અતી ઘણી અજબ થઈ. એ છોકરી કેહવાજ શું માંગતી હતી?

"તમોને મારી પર જે ગુજરેછ તેની કશીજ ખબર નથી, મીસીસ થોમસન," તે સુંદરીએ કહયું. "હું હજી તમોને બધું કેહી શકતી નથી, પણ કદાચ એક બે દિવસમાં તમો બધું જાણશો." —ને મીસીસ થોમસન હેરત થતી ગઇ કે તે જે બધું જોતી હતી તેમાં તેની આંખ વળી ભુલાવો ખાતી હતી કે શું? તેણીએ

જોયું હતું કે જૉલ જી—રોજી પરથી જાનોનિસાર મરતો હતો, અને તોણે આ છોકરી એટલી દુખી, એવી અસંતોષી, એવી પાજી થતી હતી તેનો ભેદ શો હતો ?

હવે બીજે દિવસે જાલનું જી—રોજી જોગું એક કાગળ આવ્યું ને તે કાગળે તો બલતાંમાંથી ઘી હોમાવ્યું !

જી—રોજી તે પ્યારા જાણીતા માનીતા હરફ જોઇને જરાએ રાજી થઇ નહીં. તેણીએ તદન અણુમન્યું તે કાગળ ઉખેડયું ને વાંચ્યું. તે આ મુજબ હતું:—

"જાન કરતાં જયાદા વાહલી મારી જી—રોજી,

મારા ગરીબ પીતાજીનાં રવાનને અવલમંજલ પોંહોંચાડયું છે. ખુદા તેવણુને બેહેસ્તમાં શાંતી ને ઘણું સુખ આપો. હું જયારે એવણુના હેત ભલાઇ ને એવણુ તરફની મારી છેલ્લી એકજ નાફરમાનીનો ખ્યાલ કરૂં છું ત્યારે મારૂં મગજ ખીસી જઇને હું મૅડ થઇ જતો હોઉં તેવું મને કંઇ થાએ છે. મને વ્હાલી ને ભલી ફેનીને મોંહોતુ બતાવાનું બી ભારી પરે છે— પણ તે છતાં હું તુંને પરણવા માટે ખુશી છું, ને ખાત્રી રાખજે, વાહલી, કે અહીં જરૂરતું આટોપી લઇને જલ્દીજ હું તારી તરફ પાછો ફરશ. તું ઘણી મજાહની ને સારી પેઠે રેહજે ને મને ખબર અંતરનાં કાગળો રોજ લખ્યા કરજે.

લી૦ મોહોત સુધી તારો,—જાલ."

જી—રોજીએ કમકમાટ સાથ તે કાગળનાં ચીરયાં ઉતારયાં. જેના હાથ એક જૈફ આસામીના ખુનમાં ખરડાયલા તે આવું એક દીલફરોસ કાગળ લખીજ કેમ શકે ! ઓ, કેવી પાક બેહયાઇ ! કેવા જુઠાં વેણુ ને વચનોનું (જી—રોજીને લાગ્યું કે) આ એક કાગળ હતું ! તે વળી કાન ખુલવતો બી લખતો હતો કે એ લગનથી તેનું નખ્ખોદ વલી ગયું હતું ને તેના બાપને નાફરમાન થવા વાસ્તે તે હવે ઘણો પસતાતો હતો; ને તે છતાં જી—રોજી તેને "જાનથી જયાદા" હોવાનું ને "મોહોત સુધી" તેનો હોવાનું સઘળું ઠગાઇભરયું તે કેટલી આસાનીથી લખી શકતો હતો !! ગજબ થયો. અવઘી થઇ. હદ વલી ગઇ.

હવે તે તેને મુતલગ મળવા ચાહતી ન હતી. તેનું જીગર પથ્થર થઇ ગયું હતું. તે જાલ સામે તદન રૂઠેલી હતી. તે તેનું "પાપી ધામ" ને "પલીદ આશરો" છોડીને ન્હાસી જવા ચાહતી હતી! તેનાં અંતરમાં હોલી સલગી હતી. તેનું માથું ખીસી ગયું હતું. તેનું ભેજું ચકભમ થઇ ગયું હતું. તે હેમક છોકરી સરબસર દીવાનીજ થઇ ગઇ હતી!

તે તેને કાએદાની કોઇ બારીકીનો લાભ લેઇ તલાક તો આપવાનોજ હનો? આ તો——તેણીને લાગ્યું કે—મીઠાં કાગળો લખી તે તેને વાહવાનો જાસ્તી ફરેબ રમતો હતો. તેના સોલીસીટરે તેને હુલકાવ્યો હતો, ને તે મુજબ તે અમલ કરનાર હતો;—નો તે બેવફાઇ ને બેહોરમતી સાથે તેને ખસની કરે તે પેહલાં તે પોતેજ કાંએ નહીં તેનાથી એકદમ અલગી થઇ જાએ? તેને બોખાર ચઢી આવતી હોએ એટલું તેનું દીલ ગરમ થયું, ને તેને લાગ્યું કે તે ખચ્ચીત ઘણી બીમાર થશે, પણ તે જાલના છાપડાં હેઠલ બીમાર થવા ને તેને મળવા હવે ચાહતીજ ન હતી. તેણીએ, તેથી, છેક દીવાન્યતના તોર ને જોરથી ચંગ વગાડયો, ને મીસીસ થોમસનને પોતાની રૂબરૂ બોલાવી મંગાવી.

તે ભલી યુરોપ્પન બાનુ તરત આવી, અને આવતાં સાથે તે છોકરીનો છેડાયલી નાગણ જેવો ઉસ્કેરાયલો છતાં લેવાયલો લુટાયલો ને બીમાર હાલ જોઇ તદન બીહી ગઇ. "તમે કાંએ નથી જાલ શેઠને તેડાવાનો તાર કરતાં?" તેણીએ ઓજરખ્વાહીથી કહ્યું; "તમે ખચ્ચીત બીમાર થશો. તમારા વરે આવવુંજ જોઇએ."

"મારો વર કોણ?" તેણીએ ચીસ પાડીને કહ્યું. "મારો વર કોઇ છેજ નહીં. હું કોઇ જાલ શેઠને ઓરખતીજ નથી. હું અહીંથી એકદમ જતી રેહવા માંગુંછ. આએ ઘેર મને અકારૂં થઇ પડયુંછ. હું આએ ઘેર—આએ દોજખને ખરાં દીલથી ધિક્કારૂંછ."

મીસીસ થોમસન વધતી ફકરમંદ થઇ. શું કરવું ને શું કેહવું તે તેને સમજ પડયું નહીં. શું આ છોકરી ખરેખર દીવાની થઇ ગઇ હતી?

"તમે એમ દીવાની તોરથી મારા સાંબે શું ટીકયા કરોછ, મીસીસ થોમસન?" તેણીએ બખાલ્યું; "હું કેહુંછ તે તદન ખરૂં"

તમે કેહોછ તેમ હું ખચ્ચીત બીમાર થવશ, ને તેથી તમે મને અત્રેથી લેઇ જાઓ તો કેવું બી હું આએ ઘેરમાંથી જતી રેહવા માંગું છ,"

"પણ છે શું તે તો મને સમજાવ, જી—રોજી?"

"નથી શું તે? બધુંજ છે! દગો છે—ભયંકર દગો," તેણીએ કહયું, "મારો વર મને દગાથી પરણ્યો. ઘણો ગરીબ આસામી હોવાના ઢેંગ કરીને તે મારી પાસ મારા પ્યારની ઉમેદ કરતો આવ્યો, ને હું આંધલી થઇ ગેઇ. તે તો મોટા લખપતીનો છોકરો હતો. તે વળી બીજી સાથ અહદરાઇ ચુકેલો ઉતો. તે હવે એ બીજીનોજ થવાનો છે. એના બાપનાં વીલની રાહે એને મારી સાથ છુટો થવુંજ પડવાનું છે, ને તેથી કાયદાની કોઇ બારીકીનો લાભ લેઇ એનો વકીલ એને તલાક અપાવાનો છે. મેં પોતે એ પાપી દગાની વાત બધી કાંનોકાન સાંભળેલી છે."

તે યુરોપ્યન બાંનુ હદ વનાની તાજુબીમાં થંભ થઇ ગઇ. જાલ એટલો બેવચની? એટલો જુઠો! એટલો દગાબાજ! તે તો તેને આદમીનાં રૂપમાં ફિરેસ્તોજ જાણુતી હતી. તે તો જી—રોજી પરતાં તેનાં વાહાલથી વીહીલો પડવામાં ખરાપણું ને તમામ સચ્ચાઇજ માનતી હતી! ઓ ત્યારે દુન્યામાં શું વફા વસ્તીજ નથી? શું મરદ માત્ર કમીના, જુઠા ને બેવચનીજ થતા હશે?

તે ભલી બાંનુને જી—રોજીએ પછીથી જીવ ઠેરવીને પોતાની તમામ વીટક વાત પોતાની પડખે બેસાડીને વધતી વીગતથી કહી અને તે સાંભળતાં તે અબળાને જાલ સામે સ્વભાવિક રવેસે થવું જોઇએ તેમ હદ વનાનો ગુસ્સો ને કેહેર એકદમ બરપા થયો. તે દયાળુ હતી. પોતે આ આગમય એવીજ આગમાં દાઝેલી હતી એટલે બની શકે તો આવા સંજોગોમાં તેને જી—રોજીની વધતી દયા આવી. તે પણ, તેથી, તરત એકમત થઇ કે જાલ તેને કરપીણુપણે દગો કરીને તલાક આપે તે કરતાં તે પેહલાં તેણીએજ તે ઘર બોળી બાલીને ત્યાંથી જતી રેહવું સજાવાર હતું, ને ભલાઇમાં ભલેલી તે ભલી બાંનુ તેની માએ થઇ તેને પોતાની ઓથે નહસાડી લઇ જવા કબુલ અને તૈયાર થઇ! તેને જી—રોજી પર ઘણું હેત આવવા લાગ્યું હતું. તે તેણીની ઍની જેવીજ એક સકુમારી હતી, ને ઍનીનાં મરૅંનાથી તે એકલી પડે તે પેહલાં જી—રોજીને લઇને તે કોઇ એકાં-

-તમાં રેહવા ચાહતી હતી, કે જ્યાં પોતાની વાહલી ઍનીને બી તે લાવી શકે, ને તે બિચારીની હૈયાતી આખર થાએ ત્યાં સુધી આંખમાં ઘાલીને પોતાની સાથે રાખી શકે.

જી--રોજીને પણ એ ઠરાવ ઘણોજ ગમ્યો. તે બી ઍનીને મળવા ને જોવા તરસતી હતી, અને તેણીને બી લાગતું હતું કે તે પોતે પણ હવે ઝાઝું જીવંવાની નહીંજ હતી. એટલાવાસ્તે તે મા જેવી મેહેરબાંનને આથે જેમ તેની એક દીકરી મરે તેમ તે પોતે બી તેનીજ દસ્તગીરી ને દયાલુ પનાહમાં મરે એવી તેણીએ એક મ્હેમક આજું દીલે વસાવી.

બધું ચુપાચુપ છુપાછુપ કામ લેવાનું હતું. નોકરનફરોને પણ ખરી વાતનો કોઇ વેહેમ નહીં જાએ તેમ કામ લેવાનું હતું. તેઓ કયાં ગયાં તેની કોઇને કશી બાતમીજ ન મળે તેવી તરકીબથી બધું કરી લેવાનું હતું.

જી--રોજીએ પોતાની આંગલીએથી તેની લગનની વીંટી હવે મોટા ગુસ્સામાં ખેચી કાહાડી. હવે એ વીંટી શું કામની હતી? તે પરણેલીજ કયાં હતી?

તેઓએ ગુપચુપ ને છુપાછુપ બધું પેકપુક ને બાંધરૂધ કીધું કીધુ. ફકત જરૂરી અસબાબ તેઓએ લઇ જવો હતો, ને ખરચી માટે પણ જી—રોજીએ પુરતું સાથે લઇ લીધું હતું. તે તેનો હક હતો. તે હવે પછી માટે છુટી થતી હતી--"જાનના દગા"ના સબ-બથી છુટી થતી હતી, પણ અત્યાર તક તે તેનાં ધણીની હકદાર ધણયાંણી હતી. તેણીએ જવા પહેલાં છેલ્લી સલાંગનો એક છેલ્લો કાગળ ટુંકમાં લખ્યોઃ—

"હું જાઉંછ. મારો સુખનો સ્વપ્નો આખર થઇ ગીયોછ, અને હું હવે ફરીથી તમને નજરે જોવાની કે જોવા ચાહવાની નથી. હું જીવવાનીજ નથી. પણ કદી જીવવા પાંમુ તોબી તમને મળવાની નથી. હું ફકત મોહોતનીજ ખુદાથી ઉમીદ કરતી અત્રેથી જતી રેહુંછ, કેમજે તમારે જાણવું જરૂરનું છે કે તમારી ને તમારા સોલીસીટરની પાપી યોજના ને ગલીચ ઠરાવોની મને રેજેરેજ ખબર છે. તમારે તેથી મારી સાથનાં તમારાં લગન

તોરી નાંખવાના એવા કોઇ બી પછારા મારવા જરૂર નથી. હું પોતેજ તમને એ જુલમની જુસરીથી મોકલા ને છુટા કરૂંછ. હુંજ તમારા રસ્તામાં છેઉં, ને મારે લીધેજ તમોને તમારા વારસા હીસ્સા ને તમારી ફેમીનીથી અલગ થવું પરે તે કરતાં હુંજ તમો જેવા ઠગારાથી હજારો ખુશીથી પાછી અલગી થાઉંછ. મારા ગરીબ મોટાબા! અમોને તો તમે જીંદગીથીજ ઉખેરી નાખ્યાંછ! તેવણ તમને ગમતાતાજ નહીં. ખેર, જે થયુંછ તે પછી તમારા હાથને હું મારો હાથ લગાડવાની નથી કે તમારૂં મોંહનું ફરીથી જોવા માંગતી નથી. જે થયુ તે મારાં નસીબે થયું. હું તો બધો ખરો ભેદ જાણુંછ, પણ તે ભેદ મારી સાથેજ મરશે. તે વાસ્તે ફકર ના કરતા--અને હવે છેલ્લી સલાંમ!"

અને દર્દગંદ દીલે ને બેદીલ કીસમે આ દયાહીણ કરપીણ અને તદન ગેરઇનસાફી કાગળ લખીને તે સુંદરીએ એક કવરમાં મેલી તે સીલ કરયો, અને તે પછી તે ઉપર ધુજતા હાથે જાલનું શીરનામું કરીને તેજ ટેબલ ઉપર તુરત નજર પડે તેમ દેખઇતો તે મુકયો; પણ એ થઇ રેહતાં તે હીણભાગ્ય છોકરી હીંમત તદન હારી ગઇ. તે તેજ ટેબલપર માંથુ નાંખી બેઅખતયાર રડી,—અને તેવામાં મીસીસ થોમસન પોતે તૈયાર થએલી હવે તેને ત્યાંથી લઇ જવા તે ઓરડામાં આવી!

——:o:——

## પ્રકરણ ૩૯ મું.

તે બંને દુખા અબળાઓ-મીસીસ થૉમસન અને જી-રોજીનાં આરસપરસ મન મળી જવાનું ઘણું કારણ હતું, ને તેથી આયંદા ત્યાંથી નાહસી જઇને કોઇ એકાંતમાં છુપાઇ રેહવાનો તે બંનેએ એરાદો કરયો ને તૈયારી કીધી. મીસીસ થૉમસન પોતાની આંખ્યોના કરાર-પોતાની એકનીએક ઍનીને હૉસ્પીટલમાંથી હવે પોતાને ઘેર લાવવા ચાહતી હતી, અને જો કે તે તો બિચારી ખાટલે અડેલી હતી, તોબી જી-રોજીને તે સમવયની હોવાથી બંનેને અરસપરસ ઘણું સધ્યારો માનવાનું મળશે એમ તેણીએ ધારયું હતું.

તેણીએ બધા "પ્લાન" પાકકે પાયે રચ્યા પછીજ પગ ઉછાલી ઘરમાંથી બાહેર પડવાનું નકકી કીધું. સુરતની પાસેનાં દુમસ ગામમાં

તેઓ ઘણાં સસતાંમાં ને સુખમાં જેમ જી--રોજી ચાહતી હતી તેમજ છુપ્યાં રહી શકશે એમ તે ભરોસાથી માનતી હતી, અને ત્યાં થર પડયા કેડે તે ઍનીને બી હૉસ્પીટલથી છુટી અપાવી જરૂરી સંભાળ સાથે ત્યાંજ લાવવાની ને રાખવાની હતી. દરયાની ખારી હવાથી એ વ્હાલાં બચ્ચાંને ઘણી રાહત થશે એમ તેણીને તમીબોએ સલ્લાહ આપી હતી, ને તેના કને પાનસો હજાર જે બચેલા ને માહા મુશ્કીલના જમા કરેલા હતા તેથી હાલ વરસ બે વરસ તો આસાનીથી ગાડું ગબડયા કરશે એમ તે ભલી વાસનાની યુરોપ્યન અબળાએ ગણત્રીઓ કરી હતી.

તેઓ ગયાં. બધું ચુપાચુપ ને છુપાછુપ કામ લેવાયું હતું, અને પોતાના "બેવફા" ખાવંદ જોગો એ પોતાની ન્હાસ જાહેર કરનારો એક સીલ કરેલો કાગળ પોતાના ઓરડામાં દેખીતો મુકીને જી--રોજી મીસીસ થૅામસન સાથે, આંસુઓના એક દરયાવ વચ્ચે, રાતોવહી ન્હાસી ગઇ.

તે જાલને ગેરઇન્સાફ કરતી હતી અથવા જી--રોજીનાં એ બધા ધાટકી અનુમાનો ભુલભરયાં હતાં એવો ભય તો ભલી મીસીસ થૅામસનને કદી થયોજ નહીં. કયાંથી થાએ ? જી--રોજીએ તે જવાંન ફ્રેની સાથ અદરાચલો હતો તે અને ફ્રેનીના સબબથી તેનો સોલીસીટર કાયદાની કોઇ બારીકી વચ્ચે લાવીને તેઓનાં લગન રદ બાતલ કરાવાનો હતો તે બધું તેને કહયું હતું, ને ત્યારે તેવા એક નાલાયક આસામીના બસથી બચવા તે કાંકની બાળા કદાપી જીવપર કરે તે કરતાં તે અનાથને પોતાની પનાહ ને ઓથ આપી એક દીકરી પેરે પોતાની પડખે રાખવામાં, તે માનતી હતી કે, તે તો ઓર એક ખરાં પુણનુંજ કામ કરતી હતી !

તેઓ અવલ તો જઇને સુરતના ટ્રૅવલર્સ બંગલામાં થોભ્યાં. તેમની સાથે લાવવામાં આવેલો જરૂરી અસબાબ ઘણો હતો, જે બે ત્રણ દિવસો તક નોકરો વટીક વેહેમાએ નહીં તેવી તરકીબથી થોડો થોડો ઘરની બાહેર લઇ જઇને મીસીસ થૅામસને જમાં કરયો હતો, અને તેઓ ડુમસમાં થર પડે તેટલાં તે બધો સ્ટેશનમાસ્તરને મળીને તેણીએ હાલ તુરત તો લગેજ રૂમમાં ખડકાવ્યો હતો.

તે પછી તે એકલીજ ડુમસમાં જઇને બધો બંદોબસ્ત આવી. તે તેનું આગળ જોયલું હતું ને પોતાની એક સહી

એક મહીનો એનીને લઇને તે એ તરફ રહી પણ ગયલી હતી. આથી તેને આ અણીની ધીકે ઘણીજ સવલતા થઇ. સારાં નસાબે તેજ મકાંન, કોઇ ખોજા ગ્રહસ્થનું, હાલ બી ખાલીજ હતું, ને કાલી ને જીવી નામનાં લાલી લાલાને હસ્તક તેની વરસો થકી વ્યવસ્થા થતી રહી હતી. તેમાંથી કાલી થોડું કનો મરી ગયો હતો, પણ ઘરડી જીવી હજી જીવતી હતી, અને એ બંગલાનો વરસોનો માનીતો ચાર્જ હજી, તેથી, તેજ સમાલતી હતી. દુમસમાં તે તેના ગુજારાનું ખાસ સાંધન હતું.

તે એક ન્હાની બેઠી સુઘડ બંગલી હતી—અને જે ઘણું ખુશનુમા હતું તે એ કે દરયાની લગોલગનાં એકાંતમાં તે મકાન આવેલું હતું. તે મીસીસ થૅામસનને આ નવી રવેસે જોતાં જ્યાદા ગમ્યું, ને જીવી બી આ "મૅમ છાબ"ને ઓળખીતી હોવાથી ખરાં દીલથી ખુશ થઇ. કાલી બી ખુશી થયો. ઘરડો કોલી કાલી તો ઉપર કહયું તેમ "મછાનમાં" પુગી ગયો હતો, પણ તેના મરવાથી જીવી એકલી પડી તેથી તેણે એક જંગલી કુતરૂં પાલ્યું હતું, જે નિમકહલાલ પ્રાંણી હાલમાં મોટું ને તેની સભાળ હેઠલ મજાહનું થયું હતું, ને દોઢડાહી જીવીએ પોતાના વરનું નામ રાખવા તેને કાલીજ નામ આપ્યું હતું.

એ બધી બંદોબસ્તીઓ મીસીસ થૅામસન ચાહી શકે તેવીજ થઇ. તે સામનસુતલ સાથનો તૈયાર બંગલો તેમની હાજતો ને અગતોને જવાબ કરતો ને બસ થતો હતો, ને વળી તે છતાં તેનું ભાડું મીસીસ થૅામસનને લાગ્યું કે ખરેખર ઘણું ન્હાનું ને નજીવું હતું. તેણીએ તે ઉપરથી તરત નકકી કરીને બંગલો ખુલાવ્યો ને સાફ કરાવ્યો, ને બીજે દિવસે જી—રોજી સાથે ત્યાં રેહવા આવવાનું પાકકું કરી તે સુરત તે પછી પાછી ફરી.

તે ટ્રૅવલર્સ બંગલાનું 'સીચ્યુએશન' પણ તે બંને અબળાઓને ઘણુંજ ગમ્યું હતું, અને રાત્રે ખુશનુમા ચંદણીમાં સામેની તાપી નદી આગળના સરકારી બગીચામાં ઉતરીને ત્યાંના એકાદ ઉંચા બાંકપર બેસી કલાકો તક તેઓએ આગળી પાછળી વાત કરયા કીધી હતી.

એ પછી બીજી સહવારે બડી બામદાદથી ઉઠીને મીસીસ થૅામસને બધી તૈયારીઓ કરી. તે દુન્યાદારીની લીલી સુકકી જોઇ ચુકેલી

એક ઘણી અનુભવી ને બાહોશ બાનું હતી. દુમસ જેવાં ગામમાં સીધું સોદો કંઇ જોઇએ એટલો મળવાનો નથી એમ જાણી તેણીએ આંઠ પંદર દાહડા ચાલે એટલા બધા જરૂરી માલ મસાલાની જોઇતી ખરીદીઓ સકાલેથી બજારમાં જઇને કરી લીધી, ને તેથી જ્યારે તેઓનું સીગરામનું ખડખડયું તેમને લઇને દુમસ જવા ઉપડયું ત્યારે તેઓને ઘણી અગવડથીજ બેસવાનું મળ્યું, કેમજે તે સીગરામ અનેક તરાંહના બોચકાંઓથી તમામ ચીકાર ભરાઇ ગયલી હતી.

જી—રોજીએ તેને ઘણો સખ્યારો આપ્યો હતો. તે તેને કશીજ રીતે માથે પડવાની નહીં હતી, કેમજે જોકે જાલનું આપેલું અપાવેલું બનતાં સુધી તે કશુજ પોતાની સાથે લાવી ન હતી તોપણ, નાચાર પાએ, તેણીએ પોતે એકઠી કરેલી એક મોટી રકમ પોતાની સાથે લીધી હતી. જાલનો ઉડારયો ને ખરચાલુ કારોબાર જોઇ તે બીહીધી હતી, અને જાણે આવા કોઇ દાહડાની બસારત થતી હોય તેમ તે હંમેશ થોડો થોડો અવેજ ઘરખરચમાંથી બચાવતી ને પોતાની કને ઉંચો કરતી ગઇ હતી,—અને તે આ હીણભાગ્ય અવસરે તેને કામ આવ્યો હતો.

પણ મીસીસ થૉમસનને તેની કોઇ વતની તુંભા ન હતી. તેની ઍની બચારી ઝાઝું જીવે એ સંભવતું ન હતું માટે પોતાની એકલવાઇ અને હદ વગરની દુખી જીંદગીને સાથ થવા ને રાહત આપવા ખુદાએ આ એક નવું સાધન તેના રસ્તામાં ઉતારયું હતું એમ તે ખરાં દીલથી માનતી હતી. તેને જી—રોજી પર ખરાં દીલનું હેત આવતું હતું. ગરતાંને બી મર નહી કહે એવી તે એક મધુરી હતી. ને એવા તો મીઠા ને ખેંચાણકારક ચેહરાની હતી, અને તેનામાં એટલું નમાણાપણું, ગરીબાઇ, સાદાઇ ને સચાઇ હતી કે એવી એકને દગલબાજ થવાની બેવફા જાલની છાતીજ કેમ ચાલી હશે તેજ જાણે તે માજેવી મેહેરબાનને હંમેશ અજબ કરતું રહ્યું હતું!

તે બંગલાને "સી વ્યુ" નામ આપેલું હતું, ને જીવી તેથી તેને "છી વ્યુ" નામથી ઓળખતી હતી. "અમારો છીવ્યું બંગલો તમો જોછો તો અજાબ થાછો," તે હંમેશ કેહતી હતી.

——:o:——

# પ્રકરણ ૪૦ મું.

તે બંગલાને લગતો પાછળી ગમ એક ન્હાનો બગીચો હતો, ને આગળી ગમ દરવાની બાજુએ એક રમકડાં જેવો વરંદા ખેંચેલો હતો,—અને જી—રોજીને તે મકાન ને તે છુપાવાનું એકાંત એ બધું એ કારણોથી અકસરકરીને ગમ્યું. જાણે અહીં આવીને તે અશોઇમાં મળી ગઇ, અને જુઠી ધોંધાટખોર દુન્યાને તે પોતાની પાછળ ઘણે લાંબે છોડી આવી હોએ એવી તેને લાગણીઓ થતી રહી. જાલની યાદ તો તેણે કચડીભચડીને પોતાના જીગરમાંથી કાઢી બાહાર ફેંકીજ દીધી હતી. હવે જાલ તેનો કયાં હતો? હવે જાલ તેને ચાહતો કયાં હતો? હવે જાલને તેને ચાહવાનો હકજ શો હતો?

સારાં નસીબે કાલીએ જલ્દીજ તેણીની સાથે દોસ્તી કરી નાંખી. જી—રોજીને જનાવરો પાલવાનો ઘણો શોખ હતો, અને તેના આ હાલનાં એકાંતમાં તેને આ એક મુંગા સાથીની સોબત, તેથી, ઘણી પ્યારી લાગી. કાલી પણ તેજ મીસાલે તેની જાતી પ્રેરણાથી જાણે જી—રોજીની નમ્રતા ને મીઠો સ્વભાવ જાણી શકયો. એ જાનવરોમાં કુદરતે એ કીસમની ખરેખરી તેજી બક્ષેલી હોએ છે કે જેઓ ભલાં ને તેમને ઓથ આપે એવાં હોએ તેમને તેઓ મળતાં સાથે પીછાણી શકે છે; અને તેથી મીસીસ થૅામસન જયારે ઘરમાં જઇને જીવી પાસ બધુ ઠીકઠાક કરવા પડી હતી ત્યારે જી—રોજી વરંદામાં કાલી સાથ રમત કરતી બેઠી હતી.

મરી ગઇ જીવી બી ઘણી ભલી પુરવાર થઇ. તે વરસોથી આ મકાનમાં રેહતી હતી. આ આગમચ એ મકાન કેટલાંક વરસો તક સુરતના એક શ્રીમંત પારસી રહીશે પોતાને સ્વાધીન રાખ્યું હતું, પણ તે પાછળથી મુંબાઇ જતો રહેવાથી ખાલી હતું, ને માલીક અવારનવાર હવાખુરી કાજે એ તરફ આવતો ને રેહતો હતો, જેથી વધારે—કરીને તો જાણે જીવીજ એ ઘરની ઘરધણયાંણી હતી. જીવીને, તેથી, મીસીસ થૅામસન અને જી—રોજીએ એકમત થઇ ઘરનાં કામકાજ માટે પગાર નકકી કરી રાખીજ લીધી.

તે આખો દહાડો ઘણી રોકાંણ ને ઘણાં કામકાજનો ગયો. બધું નવેસરથી ઘર માંડવાનું હતું, ને બધું ઝારીઝુટકીને સાફ ને સુખકારક કરાવી લેવાનું ઘણી જેહેમત ને ઘણી જંજાલનું કામ થયું;

પણ એ મુજબ થર પડવા પછી જી--રોજીને અત્રેનો વસવાત વગર શકે ઘણોજ ગમ્યો. તે વચારે કરીને એટલા માટે ખુશ થઇ કે તેઓ રેહતાં હતાં તે તરફ કશી વસ્તી ન હતી—મુળમાં ગામડુંજ ગરીબ અને રમણ્ય તોબી હાલહવાલ વસાયલું ને એકાંત હતું, અને ખણુ-ખોડ કરે કે કશી રીતની નિંદા ફેલાવે એવું કોઇ તે તરફ હતુંજ નહીં. તે સાંહાંજને છેડે દરયા આગળ ફરવા જતી—જીવી ને કાલીને સાથે લેતી, અને ત્યારે બી બાજ્જે વખત દરયા આગળનાં ઉંચાણમાં ગોઠવેલા બાંકો પર બેસીને પાછી આવતી, પણ તેને કોઇ જરથોસ્તી ઝાઝાં મળતાંજ નહીં, ને કોઇ વખત કોઇ મળતાં તો તેને બોલાવતાં નહીં ને તે બોલતી બી નહીં.

જીવીને સમજાવી લેવામાં આવી હતી. આ “મૅગછાબ” સાથે એક પારસણ અબળાને એમ મા દીકરીનાં વાહાલથી રહેલી જોઇ તે અજબ થઇ હતી ખરી, પણ પોતાના વરના દોસ્તદારની એક માએ બાપ વગરની દીકરીને, તેનાપર ઘણું હેત આવવાથી, તેણે દીકરી કરીને પોતાની સાથે રાખી હતી એમ તેને કેહવામાં આવ્યું, ને થોડાંમાં સંતોપ માનવાવાળી તે ભોલીને જાસ્તી ચુનોચેરા કરવાની તમેહજ ન હતી.

તે પછીના રવીવારે બીમાર ઍનીનું ટપાલમાં કાગળ આવ્યું. “મારાં અત્યંત વ્હાલાં ને હેતવંત મમા,” તે લખતી હતી, “તમારૂં કાગળ મળવાથી મારી ખુશાલીનો પાર રહયો નથી. મારો જીવ અત્રે મારી ખાટલીમાં પડી રહેતાં તદનજ કંટાલી ગયોછ, ને હું રોજ મોહોત માંગુંછ પણ મોહોત આવતું નથી, તેવામાં મને તેડાવી લેવા ને દુમસમાં તમારી સાથે રાખવાનો તમારો એરાદો જાણીને મને ઘણીજ ધીરજ ઉપજી. મને દુમસમાં ઘણુંજ ગમશે. હવે હું આવશ ને તમોને મળશ ત્યાં વેર મને રાત્રે ઉંઘ બી આવવાની નથી. નર્સ મીસીસ ફ્રમીની અમદાવાદમાં બદલી થવાનું મેં તમોને લખ્યું હતું, તેજ કેટલું નસીબવાન થયું કે તેનો મને સાથ મળશે, ને હું અત્રેની મારી આયાને લઇને તેનીજ સાથે આવી શકશ. નહીં તો તમુને બિચારાંને અહીં સુધી આવવાનો ધકેલો ને ખરચ લાગી જતે. હવે તમે મારી કશીજ ફીકર કરતાં ના. હું તો તમને મળવા ને તમારી સાથે રેહવાના હરખેજ અરધી તો સાજી થઇ ગેઇછ.

માસીસ ક્રમી મને તમરા જેટલીજ કાળજી ને સંભાળથી મુસાફરી કરાવશે. મારી નવી સહી જી--રોજી વાસ્તે તમે લખ્યું તે બધું કંઇ બરાબર સમજ પરતુ નથી, પણ તે બધું મોંહને મોંહનું વાત થવાથી હું જાણુશ. તમે લખોછ તેવીજ તે મીસ ભલી ને સુંદર છે તો મને ખચ્ચીતજ ઘણું ગમશે. ખુદાના રસ્તા ન્યારા છે. હું મરી જાઉં પછી તમારો બુઢાપો સચવાએ ને તમે તદ્દન એકલાં નહીં પડો તેથી જાણે અત્યારથીજ ખુદાએ એ મારી એક નવી બેહેન તમોને મેલવી આપીછ. ચાલો હવે ખુદાના શુકર કરજો ને ઘણાં ખુશીમાં રેહજો. ખુદા હુકમ કરશે તો આવતા સનવારે તો હું તમોને આવી મળશ. તમો સ્ટેશનપર જરૂર આવજો ને મને મળજો.”

અને તે ઉલટમંદ બાળાનું એ કાગળ મીસીસ થૅામસન ને જી--રોજીએ એકસરખા હરખથી વાચ્યું, ને તે ઉપર તે બંનેએ સાથે પોતાનાં આંસુ ભલ્યાં. દેખીતી રીતે તે બિચારી પોતાની કાહેલી ને દરદી જીંદગીથી કંટાલી ગઇ હતી, અને તેને અત્રે તેડાવી લેવાનો આ એક નહી ધારેલો નસીબવાન જોગ નહીં થને તો ઝુર-પંજર પડેલી તે કદાપી વધારે જલ્દી મરી જતે એમ તેઓ બંનેને લાગ્યું.

તે માતાએ સનીવારની કાગને ડોલે વાટ જોઇ, અને જી--રોજીની આતુરતા બી કોઇ રીતે જરાએ કમ ન હતી. મંગળવારે તેમનાં ઉપડવાનો તાર આવી ગયો, અને સનીવારે સહવારે તેઓ સુરત આવી લાગવાનું તેમાં લખેલું હતું. તે એક નાંધલી જેવી પારટીજ આવતી હતી. મીસીસ ક્રમી ઉપરાંત તેની બે દીકરીઓ ને એક મોટો છોકરો બી સાથે હતાં, ને તેઓ બધાંએ ઍનીને ઘણી સંભાળથી લાવવાની ખાત્રીઓ લખી વાલી હતી.

મીસીસ થૅામેસનને દર આંઠ દાહડે સુરત જઇ સીધુ સામાન ખરીદી લાવવો પડતો હતો, કેમજે અત્રેનાં જંગલમાં રોજની ચાલુ ખાધખોરાકી સિવાય બીજું કાંઇ મળતું ન હતું. એટલા વાસ્તે ઍની આવવાની હતી તેને આગળે દાહડે મીસીસ થૅામસન સુરત ગઇ ને રાતવાસો ત્યાંજ રહી હતી. તેણીએ સઘળી જરૂરી ખરીદીઓ કરી આગમચથી ઘરે મોકળી દીધા, ને બીજી સહવારે તે પોતાના જીવ-જીવનગારા જેવી એકનાએક બેટીને પોતાની ગોદમાં લઇને ઘણી સંભાળથી ઘર પાછી ફરી.

એ દરમ્યાંનમાં જી—રોજી એકલી હતી, ને એકલી પડતાં તેણીના વિચારો પાછા ને પાછા એક નહીં સહમજી શકાએ એવી બજીદાઇથી જાલ ભણી પાછા ફરતા. તેણે તેની ન્હાસ માટે અત્યાર સુધીમાં જાણ્યું હશે કે નહી, જાણીને તે ખુશ થયો હશે કે દીલગીર તે બધા તુરંગો તેના મનમાં ઉપરાસાપરી ઉભા થતા. 'પેહલે તે કદાચ અજબ ને નારાજ થશે ખરો,' તે વમાસતી હતી, 'પણ પછી તો તેને એ ઘણું ગમશે. તેના રસ્તામાંથી હું દુર થયલી હોવાથી તે હવે ફેની સાથે પરણી શકશે, ને તેના બાપનો વારસો પેલા કાશે મોહનેના કુત્રા પેસીના હાથમાં જતો બચી જશે તે બધાંથી તે ઘણો રાજી થશે. તે ફેની સાથે પરણવાથી સુખી થશે, કેમજે ફેની તેના પોતાના વર્ગની અને શ્રીમંત છે; પણ હયાં તેને પોતાને અદેખાઇનો એક એવો ઝટકો આવ્યો કે જાણે તે ઝેરથી તે પોતેજ ઝેરી ને ઝનુની બની; અને એવી તેનાં મનની એ તમામ અસ્વસ્થ હાલતનાં દરમ્યાનમાં ઍનીનું અત્રે આવવું ને રેહવું થયું તે ઘણુંજ સવેળાનું અને ચાહવા જોગજ બન્યું.

અલબત આમ એકલી પડતાં તે જે આવા તુરંગોની મોજ ભોગવતી તેથી બની શકે તો જાલ સામે તે જારતી ઉશ્કેરાતી ને જયાદા સંગદીલ થતી. તે તેને માફ કરવા કે મળી જવાનો ખ્યાલ તો કરીજ ન શકી. બધુંજ પોતાની ઉશ્કેરણીઓને જવાબ કરતી સહરાગતી આંખોએ તે જોતી હોવાથી સારૂં તેને કશું સુઝતુંજ ન હતું. તેની કમળાની આંખ બની ગઇ હતી. જેમ કમળાની આંખે પીળુંજ જોવાએ તેમ અદેખાઇનાં જબુન ઝેરમાં આંધળી બનેલી તે હેમક છોકરીને બધું ઉલટું ને ઉધુંજ દેખાતું. તે તમામ ખાત્રીપુર્વક માની શકતી હતી કે જાલેજ તેના બુઢા બપાવા ફલાણાને જાનથી મારયો હતો. તે તો પોતાનાં મનસે તે જવાનનાં એ જબુન પાપ માટે જાણે તદન માહીતગાર હતી. તેજ, તેણીને લાગ્યું કે, તેનું બખતર થશે. તે ધારીજ ન શકતી હતી કે જાલ હવે આ દુરદરાઝ એકાંતમાં તેને કદી બી સોહધી કાઢી શકશે, પણ જો તે તેમ કરી શકયો તો તેને તેનો પીછો મુકવાની ફરજ પાડવાનું—ને અભાગનીને લાગ્યું કે—આ એક મોતેબર હથ્યાર હતું. તેનું તે પાપ તેને તે છચોક કહી સંભળવશે, અને જુરીમાં પોતે સરંયામ જુઠી જુબાની આપીને તેને ફં

લાકડે લટકતો તેણીએ બચાવ્યો હતો એ બધી બાતમી આપતાંજ જાલ તેના સામે ટકવાનો કે થોભવાનો નથી એમ તે કમઅકકલે પોતાનાં મનથી ગણત્રીઓ કરી મેલી હતી!

અને એવી તેણીની તે અસ્વસ્થ હાલત દરમ્યાન ઍનીનું આવવું થયું તે, ઉપર કહયું તેમ, ખરેખર ઘણું નેક થયું. તે દુખી માતા તે દરદી બેટીને સ્ટેશનપર સાંમી લેવા ગઇ હતી, અને ઘણી તજુમલથી સુરતી સીગરામનાં ખડખડયાંમાં તે એ બીમાર ફરજંદને ઘણાંજ હરષીત જીગરે ઘર તેડી લાવી હતી.

——:o:——

## પ્રકરણ ૪૧ મું.

જી—રોજી ગાડીનો અવાજ થતાંજ સ્ત્રીઓને બરની જીગ્નાસા સાથે તેને સામી લેવા વરંડાપર દોડી. તેની આંખ્યોમાં તે બંને દુખી માદીકરી માટે દયાનાજ ચમકારા ચાલુ થયલા નજરે આવતા હતા. તે પોતે તેઓને માટે હર તરાંહ દર્દમંદ અને દીલસોઝ હતી.

ઍની સાથે તેની પેલી ક્રીસ્ચયન આયા બી આવી હતી. તેણે, જીવીએ અને જી—રોજીએ તે ભાગેલી કરોડની નૌજુવાન બાળકીને સીગરામમાં અરધી સુવાડેલી બાહેર ખેંચી કાઢી. તે ખરેખર એક ઘણું મુસ્કેલ કારજ હતું, અને તેણીને ગાડીમાંથી કાઢીને જયારે આગળા ખંડમાં એક સોફાપર લેટાડવામાં આવી ત્યારે જી—રોજી ઘણીજ મમતાલુ કાળજીથી તેના ઉપર વાંકી વળી.

"તમે જી—રોજી કે?" ઍનીએ મીઠાસથી હસીને કહયું; "મમાએ તમારી એટલી બધી મારી આગળ વાત કરેલી છે કે ખચ્ચીતકરીને આપરે બે બેહેનોજ થઇને રેહીશું, ઓ, હું કેવી ખુશી છેઉં કે મારાં બિચારાં દુખી મમાને તમારો પડોશ ને સાહરો મળયોછ—જોકે તમારા સંબંધના જે કમનસીબ સંજોગોને લીધે આપરે એમ એકઠાં થયલાં ને સાથે રહેલાં છઇએ તે મને જરા બી ગમતા નથી, ને તેને વાસ્તે હું ખરાં દીલથી દીલગીર છેઉં."

"મારા તકદીરના લેખ," જી—રોજીએ ફીકકું હસીને જવાબ કરયો. "હું બી તમોને જોઇને અતી ઘણી રાજી થઇ. હવે અહીં દરયાની હવાથી તમુને જલ્દી આરામ થશે. હું બી તમારાં ભલાં મમા

સાથે હાથે જાતે તમારી માવજત કરશ."—અને જી—રોજી ઍનીને જોવા પછી ભરોસાથી માનતી હતી કે એ બિચારી બાળકી ઝાઝું જીવનાર નહીં હતી. મોહોતનો જોરાવર ને જુલમગાર દસ્ત તે નાતવાન ઓલાપર દેખીતો લાગુ થઇ ચુકયો હતો. ઉઠવાની તેનામાં કશી ઝાઝી તાકાત ન હતી, ને તે ગળાઇને છેક ગુરો બની ગયલી હતી. તેની આંખ્યો સુસ્ત હતી, ને ગાલમાં ઉંડા ખાડા પડી ગયા હતા. તે બિચારી મુંસ્કેલીમાંજ જીવતી દેખીતી એક તમામ હાડપીંજર માત્ર હતી !

"ઓ, તમે કેટલાં ખુબસુરત છો," ઍનીએ ખરાં દીલનાં જોશથી કહયું; "હું સ્વપ્નામાં પરીઓ ને ફીરેસ્તાઓને જોઉંછું તેઓને મળતોજ જાણે તમારો તો ચહેરો છે !"

જી—રોજી મીઠાસથી હસી.

"તમે બી ઓછાં ખુબસુરત નથી," તેણીએ તે તારીફનો તરત પાછો પડવા કરતાં કહયું. "તમે બિચારાં આવાં કાહેલી ને દુખી નહીં હોતે તો તમે બી એક ખરી ખુબસુરતીજ લેખાતે."

એ રીતે, વ્હાલાં વાંચનારાંઓ, તે બંને નાજનીનોનાં મન મેળી જતાં ને અરસપરસ હેત પ્રીતમા ખેંચાતાં કશોજ વીલંબ થયો નહી. જાત પરજાતનો અંતર કે આંકોરા તો જાણે તેઓ વચ્ચે કશો બરપા થયોજ નહીં ! તેઓ એક કુટુંબનાં હોએ તેમજ તેઓ બધાં એકઠાં થઇને રહેલાં હતાં.

ઍની તે પછી જરા વારમાં ઉંઘી ગઇ. તેને તેના રૂમમાં લઇ જઇને સુવાડવામાં આવી, જયાં મુસાફરીની રંજ અને હીલા આંચકાથી અતી ઘણી થાકી ગયલી તે ઉંઘાવા પડી. તે બિચારી હંમેશની ઉંઘમાં બી જલ્દીજ ઉંઘાશે એમ સહજ નજરે આવતું હતું. આયા મેરી બી તેજ મતની હતી. તે હાસ્પીટાલનીજ આયા હતી ને પોતે અરધી નર્સ હતી. તે ઉંમરે પુગેલી ને બાહોસ હતી. તેણે તરેહવાર દુખ દરદો હાસ્પીટાલના પોતાના લંબાણ વસવાટ ને અનુભવ દરમ્યાંન જોયાં ને જાણ્યાં હતાં, ને તેણે જી—રોજીને એકાંતમાં મત આપ્યું કે બરડાની કરોડનું ભાંગી જવું સૌથી માહા બુરૂં દુખ હતું. એવા કેસો સાજા થઇ કે જીવી શકતાજ નથી ને રીબ્યા કરે છે, મગર તેનાં કેહવા મુજબ તો તે અત્રે આવવા

નિકલી ત્યારે હાસ્પીટાલના આગેવાન તબીબોએ તેને એકાંતમાં કહી મેલ્યું હતું કે તે બિચારી હવે તો એક આખો મહીનો બી જીવી શકવાની ન હતી;—અને ગરીબ જી—રોજી તે સાંભળીને હદ વગરની દીલગીર થઇ. ઓ, શું આ જુઠા જમાનામાં સાચાં ને ભલાંઓનેજ ખુદાએ ખરાં સુખની મના ફરમાવીછ ?

તેમજ થયું. ઍની બિચારી આવી ને આવી તેનો કેસ એકદમ બિગડતો ચાલ્યો ને તેને એટલી જેહમતથી મુસાફરી કરાવામાં તેણીએ ઘણી ભુલ કરી એમ તે કમનસીબ માતાને હવે ઘણાં દુખ સાથનો પશ્ચાતાપ થયો. વળી દુમસમાં ડાકટરની મદદ જેવું કશું હતું નહી તે ઓછું રંજીદા થવાનું પુરવાર થયું નહીં, ને અધુરામાં પુરૂં—હવા એકદમ બગડી ગઇ ને તુંફાંણી થઇ આકાશ ઘેરામાં ને ઘેરામાં રહયું, ને બીજી સહવારથી તો કંટાલો આવી જાએ તે ફીસમે ટપકટપક વરસાદ જારી થયો, જે એજ ધીમી ફીસમે આખો દાહડો ટપકયાજ કીધો; ને તે સરદી ને ભીનાસે પણ બીમાર ઍનીનું દુખ ઘણું વધારી આપ્યું.

અને તેમ છતાં તે ગરીબ બીમાર સુખી ને સંતોષી દેખાતી હતી. તે પોતાની હાલત ને નજીક આવેલો અંત મનથી સમજી ગઇ હતી, પણ આ ચાલુ બીમારીથી એટલી કાયર પડી ગઇ હતી કે મરવાને જરા બી બીહીતી કે નારાજ થતી ન હતી. તે તો મોહોત સાંસુ રોજ માંગતી હતી, ને મોહોતની ઓથ ને ગોદનીજ રોજની આરજુ કરતી ગરીબ બાપડી જીવતી હતી. એમ છતાં, ઉપર કહયું તેમ, તે સુખી ને સંતોષી એટલા માટે હતી કે તે હવે તેની મોહબતવંતી ને અની હેતવંતી માતાની ગોદમાંજ મરનાર હતી ! એ ખ્યાલથી ધીરજ પાંમી તે ખુશ ને ખુશ રેહતી હતી.

એક વખત જી—રોજી સાથે વાત કરતાં કરતાં તેને એકદમ કમરમાં એક જોરનો આંચકો આવ્યો, ને તેનો જીવ જીમાઇ ગયો. તે એક દરદીથી નહીં ખમાએ ને સામાંથી નહીં જોવાએ એવું જબુન દુખ હતું.

"એ કમરમાં આંચકા આવેછ ત્યારે હું મરીજ જતી હોઉંની એવુંજ કાંઇ મને લાગેછ." જરા શાંત થવા પછી તે કાહેલી છોકરીએ ઘણી ઉંડી ગમગીનીથી કહયું.

"હું આયાને તમારી આગળ તેડું?" તેનાં કપાળ પર મોટાં ફોરાંમાં ફુટી નિકળેલો પરસેવા લુછતાં જી—રોજીએ હેતભરી કાળજીથી પુછયું.

"તે શું કરવાની છે? કોઇ બી આવીને શું કરવાનું છે?" ઍનીએ જવાબ કરયો; "હવે હુંજ મારો ડાકટર છેઉં. હવે તો દાંત પીસીને દુખ ઉભરે ત્યારે ખમવા વગર બીજો છુટકજ નથી. ડાકટરો બી હારી ખાઇને ઘણું થયું અલગ થઇ ચુકેલા છે!"

અને એ રીતે દુખે પાપે બીજા સાત દીવસ ગુજરયા પછી ગરીબ એની અંતે આખર થઇ. તે એક શાંત મોહોત હતું. તે સુસાફરીની જેહમત ઉઠાવતી ફકત તે મોહબતવંતી માવતરની મીઠી પાંખમાં પનાહ પામતી મરવાજ આવી હતી. આવ્યા પછીની નવમા દાહડાની સાંહજે તો તે બિચારી શાંતી સાથે સ્વર્ગવાસ પામી!

તે સેવટ સુધી હુસ્યાર હતી. જયારે કે બધી નાડીઓના ઢપકારા આખર થવા હતા ત્યારે બી જીવ ફરાર થતાં સુધી તે મલક મલક ચોગરદમ નજર ફેરવતી બધાંને જોતી પડી હતી, અને જીવમાં જીવ હતો ત્યાં વેર આખીરમાં બી જે બોલી તે તેની દુખી માતાને દીલાસો આપવા ને સમાલવાને લગતો જી—રોજીને તેણીએ કરેલો આગ્રહ હતો. ને એક ખરેખરાં મોટાં દુખનો દેખાવ હતો, ને તે માતાનું કલ્પાંત તેટલુંજ હ્રદયભેદક ને અતીઘણું દુખકારક હતું.

———:o:———

## પ્રકરણ ૪૨.

હવે આપણે ત્યાં જી—રોજીને તુરત વેળા તો પડતી મુકશું, અને જાલ કે જેને આપણે તેનાં બાપનાં બેહેસ્ત પામવા પછી મુંબાઇ જતો છેલ્લો છોડી આવ્યાં છીએ તેની તરફ જરા પાછી નજર ફેરવશું. તેનો શો હાલ હતો ને તે શું કરતો હતો?

તે ગમખાર અદાઓથી લાનોલીથી ઉપડેલો પોતાના બાપીકા મેહેલમાં જવા નિકળ્યો હતો. જી—રોજી એટલી તો હદ સુધી આજે તેના તરફ ઠંડી ને સુસ્ત હતી કે તેનાં હાલનાં આ પાહાડ જેવાં મોટાં દુખ દરમ્યાન તે એવી કેમ થઇ શકી તે કાંઇ તેને જાણે સહમજજ પડી શકયું નહીં. તે તેને રડતી છોડી આવ્યો હતો.

લાનોલીના બંગલાના પાછલા ભાગમાંથી બારીઓના કાચમાં થીમાઇને તેણે તેને બેઅખ્તયાર રડતી સોફાપર નિસોસ પડેલી જોઇ હતી, અને તેથી તેનામાં તેના જીવ લાગી રહેલા હોવાને સબબે આખે રસ્તે તેને તે રાત્રે ટ્રેનમાં ઉંઘબી પણ આવી નહીં, અને જરા થઇને કાંઇ ગમ્યું નહી.

તે પછી તે પાછલી રાત્રે અંધારે અંધારે ઘેર પુગ્યો. તેને તેની જોડીની ગાડી સાંમી લેવા આવી હતી, અને ગાડી પર રાજુ આવ્યો હતો, પણ તેનું દીલ એટલું તંગ હતું કે બધાં કેમ છે એટલું બી પુછવા તે હીંમત એકઠી કરી શકયો નહીં. તે અંતે પોતાનાં મુરબ્બીના બેહેસ્તમુકામ થવા પછીજ પોતાને ઘેર પાછો ફરતો હતો તે ખેજાલતનો ગારયો પણ તે કશું બોલી શકયો નહીં.

ગાડી બંગલે પોંહચી. ઓરડે ઓરડે બતીઓ જલતી બાહારથી દેખાતી હતી, ને વરંદા પર થોડાક અતલગનાએ બેઠેલા હતા. તેઓને ઉતાવલે મળી ભેટી તે રૂવાનવાલા હૉલમાં ગયો, ને ઠંડા પથરોપર સીકુડાઇ પડેલાં તે વાહલા બાપનાં અશો રવાનને તેણે જમીન પર છેક નીચો નમીને બેઅખ્ત્યાર રડતાં સેજડો કરયો.

ફ્રેની એ વખતે પાથરણાંપરજ બેઠેલી હતી, ને તે તેની બાજુમાં તાબરનોબ દોડી આવી. તે બી તેની ખાંધપર માંથુ નાંખીને ઘણું રડી, ને તેઓ ઘણાંજ નિખાલેસ હેતમાં, જાણે એકમેકનો સધ્યારો સોહોધતાં હોએ તેમ, બગલગીર થયાં.

જાલ તે પછી ઘણો વખત તક ત્યાંજ એક ખુરસી પર બેઠો, અને બધી આગળી પાછળી ખબર અંતરો ભલી ફ્રેનીથી મેલવી. તેના બાપ તે ગયા પછીથી કદી બી પુરતી સુધ્ધીમાં આવ્યાજ ન હતા, ને કશુંબી કહયા કે બોલ્યા વના એમ ને એમજ આખર થયા હતા એ ખીના એક લેખે તેને સધ્યારારૂપ થઇ પડી. તે વ્હાલા મરેનારે એ બેદીલ બેટાની છેલ્લી ગેરહાજરી કે નાફરમાની કશી જાણી ન હતી, અને તેને માટેનાં રૂડાં મત ને સાંચાં હેત વચ્ચેજ તે વાલીદ જીન્નતગુજર થયા એમ ખાત્રી આવતાં તે જવાનને ઘણી ધીરજ મળી.

તે પછી તે જરા આસાએસ કરવા ને નાહવા ધોવા પોતાના ઓરડામાં ગયો, અને મિજલસનો વખત થાએ તે પહેલાં તૈયાર

થઇને પરવારી ગયો—તેવામાં તેના ઓરડામાં સોલીસીટર મી૦ વાડયા તેને સોહોધતો આવ્યો.

"પેલો લુચ્ચો કંઇ તમને મળવા બલવા આયોતો કે ?" તેને જોતાં સાથે ગુસ્સાનો ચીલ્લો ચઢાવી જાલે પુછ્યું.

"કોણ—પેસી ?" તે સોલીસીટરે પુછ્યું, અને પછી તરત જવાબમાં વધારયું, "નહીં; પણ તે આએજ તરફ કેયે ભમતો રહેલો હોવાની વાત મારે કાને આવેલી છે. તે બેશક એટલે પાયદસ્તે તો આવવાનોજ હોશે, ને વીલ વંચાતી વખતે હાજર થયા વગર રહેવાનો નથી. બંધુ તેની ગણત્રી ને ગોઠવણ મુજબજ પાર ઉતરયું'છ એટલે તે તો મનમાં મલકાતો હોશે, ને તમોને મોંનેમોંનું ચવાના બી હવે તો ચોખ્ખા અખારાજ કરશે એમ મને લાગેછ."

"તે જો મને જરા બી બોલાવતો આવશે તો હું તેનો ટોટોજ પીસી નાંખશ." જાલે જંગલી ભુંડ જેવો લાલ ચણોટી ચેહરો બનાવી ઉશ્કેરાઇ આવતાં કહયું.

"હા, મગર તમે તમારૂં હવે શું ધારયુંચ ?"

"શું ?"

"એ લુચ્ચાને હફાવા ને હરાવવાને વાસ્તે ?" તે સોલીસીટરે પુછ્યું. "એ બદમાશ ફાવી નહીં જાએ તેમ કામ લેવાનું બધું તમારા પોતાના હાથમાં છે. હું તમારા તરફથી લડવા ને તેને માહાત કરવા તૈયાર છેઉં."

"હું કંઇ કરી શકું એમ નથી, મી૦ વાડયા," જાલે ગમખ-રીથી જવાબ કરયો; "હું આજેજ વ્હાલી ફ્રે આગળ પાયદસ્તેથી આવ્યા બાદ બધું કબુલ કરી દેવાનો છેઉં, કેમજે મીસીસ જાલ લાનોલીમાં એકલાં છે, ને મારે જલ્દી ત્યાં પાછો ફરવા જરૂર ને ફરજ છે."

તે સોલીસીટર મોટા તુચ્છકારનું હસ્યો.

"મને કેહવાને માફ કરજો, મી૦ જાલ," તેણે કહયું, "કે એ તમારો એક દેખીતી આંખનો અંધાપો છે. તમે તમારી ને ગરીબ ફ્રેનીની ખરાબી આગળ રેહીને સોહોધોછ. ખરાબી કેટલી હદ સુધી થશે તેનો તમોને ખ્યાલ હોએ એમ જરા બી જણાતું નથી !"

"એટલે—ત્યારે તમો કેહવા શું માંગોછ ?"

"હું એમ કેહવા માંગુછ કે તમારા પીતાના મોહતના બિછાંણાં આગળ તમોએ લીધેલા કસમ અદા થવાજ જોઇએ," તે સોલીસીટરે ભાર નાખી કહયું.

"પણ હું તો મેં તમોને કેહયું તેમ પરણેલો છેઉં ?"

"તે લગન રદબાતલ કરાવી શકાશે," તેને જવાબ મલ્યો; "તમો મને રજા આપો ને તે હું કરી શકશ."

"હું ઘણોજ અજબ થાઉંછ, મી૦ વાહાડયા, કે તમારા જેવા સુધરેલા વિચારના કેળવાયલા સદગ્રહસ્થ મને એવી પાપભરી સલાહ આપી શકોછ," જાલે ઘણા તીખાસથી કહયું, "તમારી જગ્યે જો કોઇ બીજો હોતે તો એવું ગલીચ બોલવા વાસ્તે હું તેને કદી માફ કરતે નહીં. તમારે જાણવું જોઇએ કે હું એક જેન્ટલમેન છેઉં. મેં મારી ઢીલ ને ઘચુપચુપણાંથી અત્યાર સુધીમાં ઘણી ખરાબી થવા દીધીછ, ને હવે તેથી મારાં એ લગનની વાત હું જરા બી છુપાવા ચાહતો નથી; વાસ્તે જો તમો મારાં માન ને એખલાસની પરવાહ કરતા હોવ તો ફરીથી એવું શરમભરેલું તમારે મોંહનેથી મને સાંભળવા દેશો નહીં."—અને ત્યારે આએ તાણાજાણી ને હરકતથી હદ વગરનો ગુસ્સે થએલો તે ધારાશાસ્ત્રી ખિજવાત સમેત તે ઓરડો છોડી, બીજું કશું બી કહયા કે બોલ્યા વના, એકદમ ત્યાંથી ચાલતોજ થયો.

તે (જાલ) તેના જવા પછી ત્યાં પાછો એકલો પડયો. તેની છાતી એ વખતે મોટા ગુસ્સાનાં જોશથી ઉકલતી હતી. તેની જાનથી જ્યાદા જી—રોજીને—તે નિર્દોશ રાંક ગાય જેવી ગરીબ મધુરીને દગલબાજ થવાની તેના સામે દરખાસ્ત રજુ થાએ એ તે શુધ્ધો જવાન સહન કરી શકે તેથી બેશક ઘણું જ્યાદા હતું.

* * *

તે મરણની મિજલસ મોટી ને દબદબાભરી થઇ. શેઠયો નામે ઓટલે આવ્યો હતો, અને ગરીબ તેમજ તવંગર વર્ગના જરથોસ્તીઓ સેંહેંકડોબંધ સંખ્યામાં મરનારને સેવટનું માન આપવા હાજર થયા હતા.

પાએદસ્ત જાહેર કરેલા વખતસરજ કાઢવામાં આવી. "પાએદસ્ત સાત વાગે કાઢવામાં આવશે" એમ છપાવીને મીજલસીઓને નવ વાગતા તક તપાવામાં આવે છે તે કઢંગા રીવાજનો જાલ શત્રુ હતો. કામકાજના આદમીઓ ચાહીને મરનારને માન આપવા સામીલ થાએ તેમના વખતની કીંમત જાણવાની તે જવાંન પુરતી અગત પીછાંણુનો હતો.

પાએદસ્તે પણ બેશુમાર લોક ગયું, અને પછી--સઘળું આખીર થઇ ગયું. સગાંવાહલાં ઠરીઠામ પડયાં ને બીજાં બધાં પોતપોતાને ઘેરેબારે વિદાય થયાં.

જાલ બી છેક બપોર પછી ફુરસદ પાંમ્યો, ને ત્યારે વગર ઢીલે તેણે વ્હાલી ફ્રેનીને મળીને સઘળું પ્રમાણીકપણે કબુલ કરી દેવાનો એકદમ કસ્દ કરયો. એ એક મોટી કસોટી હતી. કેમ તે પોતે પરણેલો હોવાનું તેને અખંડ વ્હાલ ને જાનોનિસાર હેતથી ચાહવાવાલી તે વિશ્વવાસુ વ્હાલીને કહી શકશે એ તેની બસ મોટી મુસ્કેલી હતી;--પણ હવે ઉપાયજ ન હતો.

તેણે રાજુને મોકલીને ફ્રેનીને પોતાના ઓરડાનાં એકાંતમાં ખાસ મળવા બોલાવી, ને ત્યારે તે બુજેર્ગ મરનારનાં મોહોતની ઘરમાં અતી ઘણી ગમખ્વારી છતાં ફ્રેની હર્ષીત જીગરે ને ખુશીમાં ગુલાબી થયલા રૂખસારો સાથે તાબરતોબ તેને તેના ઓરડાનાં તે એકાંતમાં, તેને શું કેહવું હશે તે માટે મનથી ઘણી તાજુબ થતી આવી મળી.

——:o:——

## પ્રકરણ ૪૩ મું.

જાલ એ વખતે બારી બાહાર બેધ્યાંન હાલે જોતો ને ટીકતો ઉભો હતો, જે પોતાની પીઠ પાછળનાં તે ફુલ જેવાં નરમ નાજુક કદમનો સણસારો સાંભળી ઝટ ફરયો—અને ત્યારે ફ્રેની તદન દબાઇ ગઇ! તે તો તેને ઘણોજ ઉમંગી, હસતો, તેને પાસાંમાં ખેંચી લે તે ડીગમના ખુશાલ તોરનો રંગીલો જોવાની ઉમેદથીજ એ તરફ આવી, અને તે છતાં તેણીએ જ્યારે, તેથી ઉલટું, તેને એટલો કાહેલી, દર્દમંદ, નાસબર અને દુખી જોગો ત્યારે તે એ માનીતા જવાનનો મીઠો મનહર મુખડો એવો બખી ખાયેલો જેવો જોઇને જાણે સરબસર થથરીજ ગઇ! એ શું હતું?

"ઓ જાલ, તમોને શું છે?" તેણીએ તરત તેથી મોટા ગભરાટ વચ્ચે સવાલ કરયો; અને ત્યારે જાલે જોયું કે તેની સાંમેની તે બંને મીઠી ચીંતાતુર ચતુર ચશ્મોમાં હજી બી ફકત હયા, દયા, અને બેસુમાર મોહબ્બત વતરોગે બીજું કશુંજ વાંચી લઇ શકાતું ન હતું!

તેણે તેને ગમગીન અદાઓથી પાસામાં લીધી, અને તે ઠંડાં કપાલ પર બેવડા ઠંડા થઇ ગયલા પોતાના હોઠો દાબ્યા, કે જ્યારે ફ્રેની બની શકે તો જાસ્તીજ બીહીધી ને વધતી બેતાબ બની.

"બોલોની, જાલ, એ આજે એમ કાંએ કરોછ? શું છે?" તેણીએ પાછી તેજ સવાલના જવાબની તલબ કરી;—અને ત્યારે જાલ શું બોલવું ને કેમ શરૂ કરવું તે નહીં સહમજ પડવાથી એકાદ પળ વધતો ગભરાયો ને જાસ્તી ગુચવાયો, કે જ્યારે દુખતું એક ડચકું, તેની મરજી ઉપરાંત, તેની છાતીમાંથી અવાજ કરતું બાહેર પડયું!

"ફ્રે, હું ચાહુંછ કે મારે તુંને જે કેહવુંછ તે કેહવાને વાસ્તે હું આજે તારી સામે જીવતોજ નહીં રેહયો હોતે," તેણે અંતે પોતાની જુબાન પર કાબુ મેલવી શરમીંદગીભરી અદાઓ વચ્ચે સરયાંમ નિચું જોતાં ઓજરખ્વાહી સાથે કહયું. "ઓ, હું ચાહુંછ—હું ચાહુંછ કે હું અત્યાર આગમચનો મરીજ ગીયો હોતે!"

"પણ એવું તે શું છે?"—અને ફ્રેની હજી વધારે બીહીધેલી નજરે આવી. તેણીએ તે ગભરાટના અવેશમાં પોતાના હાથની ટાઇટ મુઠીઓ વાલી દીધેલી હતી, અને તે જાલથી એકાદ બે કદમ હવે અલગજ ઉભેલી હતી. નહીં કે ખરી હકીકતનો તેને કશો એ વેહેમ બરપા થયો હતો;—જરા એ નહીં. તે ફકત બીહીધેલી હતી, અને એવું તે એ બીહીધરાવનારૂં તે માનીતા જવાનને શું કેહવું હશે તેનો કશો ખ્યાલ કરવાને વટીક જાણે અશક્ત થઇ પડી હતી!!

"હું કેમ બોલું? હું કેમ તે મારી ભયંકાર ઠગાઇની વાત જાહેર કરીને તુંને કેહું?" જાલે હજી આનાકાની કરવાનું ચાલુજ રાખ્યું; "મારી જબાંપર જાણે તે કેહતાં ને બોલતાં છાગરા ઉઠેછ!"

ફ્રેની છેક હોઠ સુધી ફીકકી પડી.

હવેજ તેને કાંઇક જાલની બેવફાઇનો ભાસ થવા માંડયો, ને ત પાનખર રૂતુમાં હાલતાં એક સુકકાં ઝાડની કાથી પેરે તનબદનમાં તદન ધ્રુજવા લાગી.

"તમોને શું કેહવું છ તે મને એકદમ કેહી દેઓ," તેણીએ હવે જરા જોરથી તકાજો કરયો. "મને એમ ટવલાવ્યા ના કરો. કંઇ બી ઘણું માઠું ને બુરૂં તો થયલું છેજ એ હું જોઇ શકુંછ. તમારી ભયભીત ગેરહાજરીથીજ મને હજારો તરેહના વેહેમ વસવસા ખરપા થઇ ચુકયાતા. બોલો, જાલ, ખોદાને ખાતર બોલો,—તમે શું કેહેવા માંગોછ?"

"તું મારી ઇજજત અને ખરાં દીલમાં માનવાવાલી છે?"

"એ તમારો સવાલજ બેહુંદો છે," ફ્રેનીએ ગુસ્સાથી નહીં તો ઘણાં દુખથી જવાબ કરયો. "આખી દુન્યાના મરદોના મેં તમોને શાહ જાણયાછ, ને ઘણીજ બુલંદ ફીદાગીરી સાથે મેં તો મારૂં બધું તન મન ને ધન એક હંમેશગી માટે તમોને અર્પણ કીધુંછ, ત્યારે તે છતાં તમો મને એમ પુછીજ કેમ શકો કે—"

"અને ત્યારે, મારી મીઠી ફ્રે, તે છતાં હુ એ બધા તાહરા બુલંદ ચાહને નાકદર ને નાલાયક પુરવાર થયોછ," જાલે હજારો ઓશકની ઓજરખવાહીથી અંતે ખરા ખુલાસા પર આવતાં કહયું; "તું મને માફ કરશે?"

"એટલે?"—અને તેણીની આંખમાં એકદમ જવાળા સળગી ઉઠેલો પ્રગટ નજરે આવતો હતો।

"તારા એવા બુલંદ ને પવિત્ર પ્યારને હું તદન નાલાયક છેઉં, મારી વ્હાલી ફ્રે," જાલે પાછું કહ્યું. "આપરૂં અદરાવાનું બધું મારી મરજી ઉપરાંતનું થયું હતું, ને તે એક જીવતી ઠગાઇ બલ્કે એક કંગાલ ફાર્સ હતો. ફકત પપાને અને તેવણના મલત્યાઓને એ જીવસતોસત પળોમાં રાજી રાખવાની ફરજજ થઇ પડવાથી એ હેમક હટીંગને, હું તુંને ખાત્રી આપુંછ કે, હું ઘણી જોરાવરી વચ્ચે ને મારી મરજી ઉપરાંત તાબે થયલો છેઉં. તે ફાર્સ—"

"ફાર્સ?" ફ્રેનીએ તમામ ધીરજ ખોહી દઇને એ બધું સાંભળીતાં હવે એકદમ ગગડાત કરયો;—કે જ્યારે સીધાં સરોવર જેવાં કદની તે સીધી ઉચી પતલી સકુમારી સુંદરીને ગુસ્સાનાં ફડકતાં નેણો

સાથે એક શાહનશાહઆંનુના રોબ તોર ને થથેરાથી ઉભેલી જેવાતું વટીક એક કાયર આસામીને કુમલાવીને એકદમ બુઝદીલ ને નાહીંમત કરી મેલવા બસ હતું! "ફ્લાર્સ ?" તેણીએ પોકારયું; "આખી દુન્યામાં જે ક્રિયા સૌથી ગંભાર સંજોગોમાં થયલી, સૌથી વધારે અશો, સૌથી વધારે પરહેજગારીભરી પાક ને પવિત્ર તે ક્રિયાને, મી૦ જાલ, તમો એક કંગલ ફ્લાર્સનું નામ આપવાની હીંમત કરોછ ? ઓ, એવું માહા પાપી બોલીને ખોદાને ખાતર ખુદાની નજરમાં વધારે ગુન્હેગાર ના થાઓ. તમે શું કેહવા માંગોછ તે હું હવે તમારાં વગર કેહવે બરાબર સહમજી ગેઇછ. તમારે મનથી મારો પ્યાર તે એક માટીતું રમકરૂં ઉતું, કે જે તમે જીવ ચાહે તેમ ને ત્યારે ભાંજીનોરીને તમારા પગ તરે ભચરી શકો!—એમજ કેની?"

"ફે—ફેની ?"

"ચુપ કરો!" તે માહબુબે વધતા જુસ્સાથી પુકારયું; "તમે શું કંઇ એમ ધારતાતા કે એ વચન ને કસમોથી તમો બચવા ને છુટવા માંગતે તો હું તમોને છુટાજ નહીં કરતે ? ઓ, આએ તમારી દગાબાજી જેટલી કરપીણ તેટલીજ નીચ, જેટલી હોશફરાં મોશં કરનારી તેટલીજ ગલીચ ને શરમભરેલી છે!"—ને તે ગુસ્સામાં પીઠ ફેરવી ફરી ગઇ.

અને જાલ ? જાલની તો જાણે બદનની ચામડીજ ઉતરી જતી હતી! તે માબબુબનો બોલેબોલ તેનું કલેજું કાપીને કટકા કરતો હતો. આટલી હદ્ધુત, આટલી તાણજાણી—છેક એ રકમની ફેનીની હુસ્યારીની તેણે એ ચાતુરી તરફથી કદાપી વકી બી નહીંજ રાખી હશે.

"બસ કર—હવે ઘણું થયું, ફેની," તેણે કકલાત કરયો. "કંઇ માહરો બચાવ તો સાંભળ ? કંઇ મારાં કારણો તો પુછ ? તું મને એટલી ચાહનારી તે શું મારી શત્રુ થશે ? ઓ, હું તો જાણું જે મારી ને મારી પરણી બૈરીની તું જાવેદાન તકની જાની દોસ્ત થશે ને રેહશે!"

"પરણી બૈરી ?" ફેનીએ ચીસ પાડી; "ઓ, વાત શું ત્યારે છેક એકદમ એટલી બધી હદ સુધી બેહકી ગઇછ ?"—અને ત્યારે ને ત્યાર પછી તેણીની મરજી ઉપરાંત જાલે—લગભગ જોરાવરીથી

—તેને પોતાની પડખે બેસાડી, અને બેસાડીને ગુલબદન જી—રોજીને લગતી અત્યારસુધીની પોતાની તમામ વીટક વાત ખરાપણાંનાં એવાં જોશ અને સચ્ચાઇના સઘળા એવા તો ભારથી તેણીને કહી સંભળાવી કે ફેની કે જે પા કલાક આગમચ તેને કદી માફ નહી કરવાની હાલતમાં હતી તે તેટલામાં તો અરધી તેના લાભમાં મનાઇ ગઇ ને પીગળી ગઇ!

તે આખર કરે પણ એક અબળા હતી—અને અબળા બી વળી એવી કે જેના જાલને વાસ્તેના પ્રૌઢ પ્યારમા ક્રિસ્તાઇ શુધ્ધના સિવાય બીજું કશું હતુંજ નહીં. ઢોંગનું તો તેમાં એક તત્વ એક જરાએ પ્રમાણમાં સામીલ ન હતું; અને ત્યારે એવા ચોખ્ખા નિખાલેશ પવિત્ર અને બુલંદ પ્યારથી ચાહવાવાલી, પોતાનો સમૂલગો નાશ થઇ ગયલો જોવા ને જાણવા છતાં, કેમ તે વાહલા જવાન સાથ તેના આટલા આગ્રહ, કાલાવાલા, પગપાંણી ને નીનતજારી છતાં સખ્ત થઇ શકે ને સખ્તપણેજ વરતતી રહી શકે?

અફસોસ, તેણીના બધા સુખી સ્વપ્નાઓનો હવાઇ અમલો તો હવે એક લેહજામાં ને જોતાં જોતાંમાં જમીનદોસ્ત થઇ તેની નજરો સમક્ષ નાશ પામ્યો હતો! કેવી તેની ઉમેદો, કેવો તેનો પ્યાર, કેવી તેણીની ગણત્રીઓ—ને તે કેવું સર્વ ધુલ વલી ગયું હતું!—અને ત્યારે જાલની ખાંધપર માથું નાંખી તે મીઠી મધુરી છેક હૃદય ફાટી જાએ તે કીસમે આંસુઓનો એક આખો દરયાવ રડી તેમાં આપણે અચરત થઇશું?

——:૦:——

## પ્રકરણ ૪૪ મું.

પેસી ઓટલે બી આબ્યો ન હતો. રાજુ તેને રસ્તામાં મળ્યો હતો, ને તેની સાંમેની તે આખા ઘરની ઉસ્કેરણી—જાલ સુધ્ધાંની—તેની વિરૂધ્ધ અચુક રવેસે પ્રગટી નિકળી હતી એમ તેનાથી માહીતી મેળવતાંજ તેણે બાહરોબાર પોબાર થઇ જવાનું પોતાને માટે વધારે શાણપત અને સલામતીભરયું માની લીધું હતું.

તેને હૈયે તમામ નેહ હતી. તેને હવે પુરતી ધીરજ હતી. તેણે વાવેલા બીજનું એક ફળદ્રુપ દરખ્ત હવે તૈયાર થઇ ચુકયું હતું. તો તેને હવે અધીર કે ઉતાવળ હોઆેજ શાંની? તે તો જોનો હનો

કે તે પોતે ચોપાસથી હવે સલામત હતો. તેણે આગળ રહી મરનાર ડોસાને ઉંધું ચત્તું સમજાવી સીસામાં ઉતારી લઇને કરાવી લીધેલું તેના ને તેના એકલાના લાભનું વીલ મોજુદ અને સાબુત હતું, તો હવે તેણે બીહવાનું કે બીજાં કોઇની બી પરવાહ કરવાનુંજ શું હોએ ? જાલ પરણી ચુકયો હતો. તેની ઘણી "ના--મના" છતાં તે "હુંલવેલ્યો ને ઉતાવલો પોરયો" કુવામાં પડીને જી--રોજી સાથે પરણી ગયો હતો એ તેના જેવા એક ગણત્રીબાજ બાંગડ માટે ઘણુંજ મોટું સુભાગ્ય પુરવાર થયું હતું.--તે સબબથી તે મરનાર ડોસાની તમામ માલ મીલકત ને અસકેયામતનો હવે તે અને તે પોતેજ એકલો ને હકદાર માલીક બેતકરાર હતો, તો પછી રેવાનની મિજલસમાં હાજર થઇ નાહક ફીટનો જગાડવા કરતાં જાલની ને બીજાં બધાંની ચશમોથી દુરજ રેહવામાં એ પહેલાં નંબરના ઉઠાઉગીરે, ઉપર કેહવા મુજબ, વધતી શાણપત ને સલામતી માની લીધાં હતાં.

'સીધીભાઇ ચાંદ દેખો તો-આપસે નજર આયગા' એવો એ લતરાજખોર લુચ્ચાનો પ્રત્યક્ષ હાલ નજરે આવતો હતો. ધનને તેને સોહધવા જવાની જરૂરજ શી હતી ? તે જાણતોજ હતો કે નકકી થઇ ચુકયું હતું તેમ દસ્માંને દાહડે વીલ વંચાવાનું હતું, ને વીલ વંચાયું તો પછી 'તે આવ્યો-તેણે જોયું-તે જીત્યો !'-એવોજ બધો તેના લાભને જવાબ કરનો એક દીલજીત મામલો હતો !

અને એ મોહકાણમાં ગરીબ જાલ આએ તરફ હાલમાં હજી છેક દસ્માં સુધી પહરેજ પડેલો હતો. તે તો બધાંને ઝાડુ મારીને તેની મીઠી જી-રોજીની ખબર લેવા તેટલાં એક ફેરો લાનોલી જઇબી આવતે, પણ સહવાર સ્હાંજ રોજબરોજ બાંનુઓ તેમજ ગ્રહસ્થો, હમજાત તેમજ પરજાતનાં-એટલા ટોલેટોલાં તેને "દીલાસા" થકી મળવાને આવતાં હતાં કે એવા હીંગામમાં સૌનો તીરસ્કાર કરીને તેને તે બાપીકુ મકાંન છોડી જવાની છાતીજ થઇ નહીં, અને તેથી તે અત્રેજ પહરેજ પડયો રહયો હતો.

મગર વધારે ગભરાવનારૂં તો એ હતું કે જી-રોજી તેનાં કાગળોના કશાજ જવાબો કરતી ન હતી ! એ શું ? શું તે કંઇ બિમાર હતી કે હજી બી તેના સાથ ગુસ્સેજ હતી ?

વીલ દસ્માંને દાહડેજ વંચાયું, અને તે સાંભળવા બેહેસ્તીનાં બધાં અમસાંપોતીકાં ને અભેતાંતણેનાં મોટી સંખ્યયામાં ઉતરી પડયાં હતાં. મી૦ વાહડયાએ તેનાં ઇજન કાઢયાં હનાં, અને દખમાંના ખલીરની પેઠે ડોકાં તાણતાં, એકાદ "કુત્રાના બુક" માટે આરજુમંદ, નાધલા મોટા ફાલાની ઉમીદ કરતાં, તે બધાં સગાંવાહલાં મોટી ઉલટ વચ્ચે તે વીલ સાંભળવા ખાસ ઉતરી પડયાં હતાં.

ખરી રીતે તો એ બેહુદા વીલની બેવકુફીભરી બધી વીગતો વધતી ઓછી અજવાળાંમાં આગમચથીજ આવી ગઇ હતી, ને એક કાનથી બીજે કાન ખુબ ફેલાવો પાંમી ગઇ હતી. સૌને, તેથી, તે મરનાર શેઠયાપર ઘણો કેહેર આવતો હતો. તે શું ખરેખર દીવાનો થઇ ગયો હશે કે પોતાના જણેતા એક પુરા જાન જેવા વાહાલા દીકરાનો હક ડુબાડી તેણે પેસી જેવા એક પ્રપંચી પંચીનેજ નવાજી નેહાલ કરયો હતો ?

જાલ વીલ વંચાતી વખતે હાજર થયો હતો ખરો, પણ બેદાદ રવેસે અદબ વાલીને નાકેની એક બારી આગળ અઢેલો મારી ઉભો રહયો. ફ્રેની બી હાજર હતી. તે ઉદાસ ફીકકી અને દુખી નજરે આવતી હતી. તે મી૦ વાહાડયા સોલીસીટરની બાજુમાં એક રાજ કરતી રાણી જેવી દમામદાર અદાથી બેઠેલી હતી.

તે વીલ કાંઇ ઘણું લાંબુ લખાયલું નોહતું. તેમાં સઘળી હકીકત ટુંકમાંજ આટોપી લીધેલી હતી, અને તેમા સમાવેલી કફીયતો મરનારનો લુંચ્ચા પેસીપર કેવી અજબ જેવી હદ સુધીનો એતબાર હતો તે આયના પેરે પ્રદરશીત કરતી હતી. "મારો દીકરો જાલ," મરનારે લખાવ્યું હતું, "હજી બચ્ચાં જેવો નાદાન ઉતાવલ્યો ને હુલવેલ્યો છે. તેને હજી સારાંનરસાંની પીછાંણ કે જાણ નથી. એટલા વાસ્તે હજીબી હું એને પેસીની સંભાળ હેઠલજ મુકી જાઉંછ, અને ફરમાઉંછ કે મારાં મરણ પછી એક વરસ તકમાં જો એ વ્હાલી ફ્રેની સાથ નહીં પરણે તો તેને મારી તમામ દોલત ને અસકેયામતમાંથી ફકત દસ હજાર રોકડા મળે, ને બાકીની મારી તમામ માયાપુંજી માલ મીલકત વિગેરે મારા વિશ્વાસુ પેસીને હાથ જાએ, ને તેનાપર જાલનો કશોજ હક પુગે નહીં. એ જાલનું ભલું માંનીનેજ હું ફરમાવી જાઉંછ, કેમજે જાલ જો નાફરમાન ને

નાલાયક રેહયો હોશે તોજ ફ્રેની સાથે પરણવાનું મારૂં ફરમાન નામંજુર રાખશે, ને તેમ હોએ તો નાધલી ઉંમરે એ મારા પૈસા ટકાથી ધનવાન થવાના સબબે બધી પોતાની વધતી ખરાબી કરી નાંખશે એવી મારી ખાત્રી છે. બીજા હાથપર જો જાલ ફ્રેનીને પરણે તો પેસીની સારી ચાલ અને જાલનાં ભલાંની કાળજીના પીછાંણમાં જાશે જે તેનું ધ્યાંન પુગે તે એક સારી જેવી ધરખમ રકમની પોતાની મરજી મુજબની પેસીપર નવાજીશ કરવી. છેલ્લે, મારી વરસી સુધીનાં એક વરસની હું જે જાલને છુટ આપું છું તે દરમ્યાંન સોલીસીટર મી૦ વાહાડયા અને જાલના મરનાર માએના મામા મી૦ હોરમજજી એલચીદાણાને હું ત્રસ્ટી ઠરાવી જાઉં છું, અને મારી સઘળી મીલકતોની ને દોલતની વ્યવસ્થા તે એક વરસ તક એજ સાહેબોની કારસાજી હેઠળ છોડી જાઉં છું."

એ ઉપરાંત તે વીલમાં બીજુ જે હતું તે એટલું કાંઇ જાણવા-જોગ નહીં હતું નાધલી મોટી રકમો રૂ. હજારથી દસ હજાર સુધીની ચોકકસ ગરીબ સગાંવાહલાં ને વિશ્વાસુ નોકરનફરોમાં મરનારે વેંહેંચી આપી હતી, અને એ વીલ વંચાઇ રેહતાં જાલ કશું બી બોલ્યા વગર ગુસ્સામાં ઉઠીને બાહાર ચાલી ગયો.

તેની છાતી એ વખતે ગુસ્સા ને જુસ્સાનાં જોશથી ઉછલતી હતી, અને તોબી તે પોતાના મરનાર બાપને મનથી વડીક વાંકુ સમું કશું બોલ્યો નહીં. "મારા ભોલા બાપ," તે પટપટયો; "કેટલી હદ સુધી એ બેબદામના લુચ્છાને હાથ વેચાઈ ગીએલા હોવા જોઇએ!"

પણ લોકો ઝાઝાં તાજુબ થયાં નહીં. વીલ ઘણું કઢંગુ ને વિચિત્ર હતું ખરૂં, પણ જાલ તો ફ્રેની સાથેજ અદરાઇ ચુકેલો હતો એમ સર્વ કોઇ નકકીપણે માનતું ને જાણતું હતું, તેથી બધું વીલ મુજબ જાલનેજ મળશે ને પેસી હાથ મસલતો રહી જશે એમજ તે બધાં સગાંવાહલાં બી ભરોસાથી માનતાં હતાં! લોક શું જાલનો ભેદ જાણે?

તે દાહડે બપોર પછી સોલીસીટર મી૦ વાહાડયા અને મી૦ હોરમજજી એલચીદાણા (જાલનાં બેહેસ્તન માએના મામા) ત્રસ્ટીઓ તરીકે તે જવાનને મળવા ખાસ તેના ઓરડામાં ગયા. મી૦ વાહાડયાએ એ આગમચ મી૦ એલચીદાણાને સઘળી વાત ભડકો

ફ્રોડીને કહી દીધી હતી, ને તેવણુની અટવટ અને અજાયબીનો તો શુંમારજ રહી શકયો ન હતો. શું એ પોરગો સરબસર માથાંથી ગીએલો હતો જે આવી મોટી દોલત ને ફ્રેની જેવી એક ધણેતર ધણ્યાંણીને ઠોકરે મારી કોઇ ગામરેની ગોરીનેજ પરણી ગયો ?

તેવણે જાલને એ બાબે ઘણો ધમકાવ્યો, પણ જાલે તો એ વિશે કશી બી વધારે વાત કરવા કે ખુલાસાઓ આપવા તતરાવીને નાજ કહ્યું, ને ત્યારે તે ડોસાજીને ફરજ્યાત ચુપ થવુંજ પડયું.

"હવે તમે ત્યારે શું કરવા ધારોછ?" હ્યાં સોલીસીટર મી૦ વાહડયાએ પુછ્યું.

"બીજુ કંઇજ નહી," જાલે ગમગીનીથી કહયું, "આજે રાત્રે હું આએ મારાં બાપીકાં મકાંનને સદાની છેલ્લી સલામ કરી અહીંથી જતો રેહવશ."

"તેવી કંઇજ જરૂર નથી," મી૦ વાહડયાએ યાદ આપી. "અસલ વીલ ફેરવાવીને માહા મહેનતે મરનારને જે કરવાને અમે સમજાવી શકયાતા તે એટલુંજ હતું કે તેવણના હક થવા પછીથી બી તમોને એક આખાં વરસ જેટલો ટાઇમ મળે, ને તેથી એ એક વરસ આખર થતાં સુધી તો વીલની રાહે તમોજ અત્રે માલીક છેઓ, ને તમોને તેથી એટલા ઉતાવલે અહીંથી જતા રેહવાની કશી બી જરૂર નથી. એક આખું વરસ કોણે જોયુંછ ? એક આખાં વરસના દરમ્યાનમા તો—"

"હું મારો ઠરાવ તમોને કેહી ચુકોચ, મી૦ વાહડયા," જાલે અધીરાઇથી એ મીલાકાત ટુંકી કરવાની તલબ કરતાં ટુંકમાં જવાબ કરયો. "મને હવે આએ મારૂં બાપીકું મકાન ખેવડું કડવા આવેછ. હું આહીં રહી શકવાનો નથી, ને વગર અગતે કદી બી અત્રે હવે પાછો આવવા ચાહતો નથી. એજ માહરો જવાબ છે."

"તમો કાંહાં જશો ?"

"હું મારી પરણી મોહરદાર સાથે કોઇ મુકામ કેઠે નક્કી કરી ચેર ભાડે લઇને રેહવશ," જાલે કહ્યું. "લેનાલીનો બંગલો જે હાલ મારા સ્વાધીનમા છે તે બી હું પેસીને ખાલી કરી આપવા ચાહુંછ.

મને પપાનું હવે કંઇજ જોઇતું નથી. એવણે જે દશ હજાર મારાં નામ પર કરેલા છે તે બી કોઇ લાયક ધરમખાતું નકકી કરીને તેમાં પપાના પુનને વાસ્તે મારે નામે ભરી દેવાને હું તમો બેઉ સાહેબોને હવે પછી મારી તરફની અખ્ત્યારી લખી વાલશ.”—જરા થોભીને—“હું મારો મોટો વારસો ગુમાવા થકી જરા બી દુખી દલગીર કે અસંતોશી નથી. હું મહેનત કરવાને સમર્થ છેઉં તો કાંઇ કામ ધંધો કરીને મારૂં પુરૂં કરી શકશ. પેસી અહીં ચાર્જ લઇ શકે ત્યાં વેર તમો સાહેબો અત્રે જોઇતી સંભાળ રાખજો એટલે બસ. તે લુચ્છો મારાં લગન થઇ ચુકેલાં છે એટલે હવે કદાચ એકદમના કબ્જા માટે બી કોર્ટને અરજી આપશેજ. જે ખુદાનો હુકમ. મારાં નસીબ. મારા પપા મારે માટે એટલું ઓછું ને હલકું મત રાખી-નેજ આખર થયા તે દુખ મને ખરેખર ઘણું લાગેછ.”—અને તે જવાન હીંમત હારી એમ કેહતાં હવે રડી પડયો.

તે એક ઘણો દીલગીરીનો અને દયાજનક દેખાવ હતો, ને તે બંને ત્રસ્ટીઓએ તે બેહુંદા જવાનને પોતાના ગમે એવા અણગમાં છતાં ઘણોક દીલાસો આપ્યે; અને પછી તેઓ તેના ઠરાવો ને તેના કીસમત પર લાચારીથી તેને પડતો મેલી તે મકાન છોડી ગયા.

——:o:——

## પ્રકરણ ૪૫ મું.

હવે જાલને માટે સૌથી મુસ્કેલ કારજ તો ભલી ફ્રેનીથી રજા લઇ છુટો પડવાનું હતું! ઓ, કેમ તે નાજનીનની રજા ચાહી તેનાથી તે સદાનો અલગ થઇ શકે—તે કે જેણીએ પોતાનો તમામ જાન એક દીલાવર ફીદાગીરીથી તેનામાંજ ભરી મેલી તેનેજ સમરપ્યો હતો? એ શું એક ખરી કમનસીબી નહી હતી કે તેણે જી—રોજીને જોઇ ને તેની ઉપર તે મોહીત થયો? ક્રૂર સરજત! જો જી—રોજી નહીં જોવામાં આવતે તો ફ્રેની એક ગમવા ને ચાહવા જોગજ સકળગુણસંપન્ન સકુમારી હતી;—પણ નહીં. ખુદાને—નખરાંબાજ નસીબને જુદુંજ ગમ્યું હતું!

અને ઇનસાફને અર્થે આપણે એકદમ કબુલ કરશું કે તે આવા ઘાટકી સંજોગો છતાં બી તેની વ્હાલી જી—રોજી તરફ જરા

એ બેદીલ કે બેવફા વિચારો પોતાનાં મનમા ઉભા થવા દઇ શકયો નહીં. જરા એ નહીં. તે રગેરગ ઉમરાવ હતો. તે પોતાના પરણ્યા ઇમાનને સાચો હતો. ફ્રેની માટે તેણે કોલ આપી કસમ લીધા હતા ખરા, પણ તે ફકત એક મરતા મુરબ્બીને તેની છેલ્લી ઘડીમાં રાહત આપવાના નેકમાંનેક એરાદાથીજ હતું. તેનાં દીલમાં દગો જરા એ ન હતો.

તે જાણે એક છેલ્લી મીલાકાત હોએ તેમ તે ત્યાં ઉધરયો હતો, ને તેને એ વાહલું બાપીકું ગકાન તથી સ્વભાવિક રવેશે ખરેખર ઘણું પ્યારૂં હતું, તે ખાસકરીને પોતાનાં વડવાઓનાં મોટાં પીકચરો આગળ ખોટી થયો, ને પોતાની મરનાર માવતરની આખાં કદની મોટી સબી હેઠળ આંસુભરી આંખો સાથે જરા જાસ્તી થોભ્યો. તે પછી તે પોતાના બાપની છેલ્લામાંછેલ્લી મોટી તસ્વીરને નમ્યો —તે ભોલો ભુલેલો બાપ કે જે અજાણ ભોલાઇમાં તેનો આ ફીસમે નાશ કરી સદા સુધી માટે હાલમાં ચાલતો થયો હતો!

તે પછીજ તેણે ફ્રેનીની રજા મેળવવાનો પાછો ખ્યાલ કરયો. તે કેમ કરવું? તેણે એક ટુંક ચીઠીજ લખવાનું વધારે દુરસ્ત માન્યું અને લખ્યું:—

**"મારી વ્હાલી ફ્રે,**

આજ રાતે હું મારૂ બાપીકું ઘેર સદા સુધીનુ છોડી જાઉંછ. તેં પપાનું વીલ સાંભરેલું છે, ને તેથી મારે હવે આએ છાપરાં હેઠળ થોભવાનું મારે લગતા હાલના સંજોગમાં કેટલું નામુનાસેબ ને નબેજું છે તે તુંને વિસ્તારથી સમજાવાની જરૂર નથી. લુચ્ચા પેસીને તું વ્હાલી હંમેશ ધિક્કારતી હતી તે વાસ્તે હું મનથી ખફા થતો હતો, પણ તારો તે ધિક્કાર કેટલી હદ સુધી ખરો ને ખુદાવાજબી હતો તે હવેજ હું જોઈ શકું છું. ખુદા મારા જવા પછી સદા તારી સંભાળ રાખે. જો તું મને તારી સાંમેનો મોટો અપરાધ મારાં દીલની સચ્ચાઇ સ્વિકારીને માફ કરી શકી હોએ તો જવા આગમચ હું તુંને એક વખત પાછો મળવા ખુશી થવશ. તેમ હોએ તો મને કેહવાડજે. રાત્રે જમવા પછી હું સવા આંઠ વાગતે લાયબ્રેરીમાં તુંને મળી જવંશ—**જાલ."**

અને ફ્રેનીએ શો જવાબ મોકલ્યો ? તેણીએ રાજુ જે તે ચીઠી લેઇ ગયો તેની પાસેજ મોંઢેથી કેહેવારયું કે 'હું રાત્રે સવા આંઠ વાગે લાયબ્રેરીમાં આવશ ને મળશ.'

તેઓ તે કારજ તદ્દન તુટી ગયલું હોવાને લગતો છેલ્લો ખુલાસો અરસપરસ થવા પછી તદ્દન અલગજ' થઇ ગયાં હતાં. તેઓ એકમેકને મળવા કે સાથે જમવાના બી જુડાં લાહવરાં સાહવરાં કરતાં ન હતાં. ફ્રેની તે રાત્રે ટેબલપર આવીજ નહીં ને ખાનું પોતાના ઓરડામાં તેણે મંગાવ્યું ત્યારથી જાલ બી પોતાના ઓરડામાંજ જમતો હતો. અલબત નિંદાખોર નોકર નફરોમાં તેથી કચકચ ઘણી વધી ગઇ, અને એ ભેદને પુગવા સારૂ ફાંફાં મારતાં થયાં, પણ ખરી વાતની બાતમી એકલો રાજુજ મેળવી શકયો હતો, ને તે તો હવે તદ્દન જાલનાં ભલાંમાં ને તેને પુરતો વફાદાર પુરવાર થયો હતો. તે પોતાના એ જાતના પ્રમાણીક પરીશ્રમમાં આયંદા ફાવ્યો ને ફતેહમંદ ઉતરયો હતો.

તેઓ મલ્યાં. રાત્રે બુકઆચકો મન મનાવાનું જમીને સવા આંઠને સુમારે જાલ લાયબ્રેરીવાલા ઓરડામાં ગયો. ત્યાંનો મોટો હેંગીગ લાંપ ધીમો સળગાવેલો હતો જે તેણે ઓશકીને મોટો કરયો, ને પછી બીજી પાંચેક મિનીટ થઇ નહીં એટલાંમાં બારણું ખોલી ફ્રેની તે ઓરડામાં આવી.

તે નમ્ર તોબી ચસ્સામાં હતી; માયાળુપણુ દેખાડતી તોબી પોતાનો તુચ્છકાર થયલો હોવા માટેનો પોતાનો ગુસ્સો ને ટેક છુપાવાની જરાબી કોશેશ કરયા વના તે રોબવંતી અદાઓથી અંદર આવી. તે ફીકકી હતી.

"હું જાઉંછ, ફ્રે," જાલે દુખી અદાએ સાથે હાથ લંબાવતાં કહયું.

ફ્રેનીએ તે હાથ પોતાના ધુજતા હાથોમાં લીધો, ને દીલની દયાલુ ઉશ્કેરણીઓનાં દબાંણ હેઠલ સેહેજ દાબ્યો.

"તમે કાંહાં જવા ને રેહવા ધારોછ ?" તેણીએ ધીમે સ્વરે પુછયું.

"તે આગમચ તું મને કેહે કે તું મને ખુલ્લાં દીલથી માંફ કરી શકીચ ?" તેણે માંગી લીધું.

"હું માફ કરૂં?" તેણીએ પુકારયું; "મારે માફ કરવા જેવું છેજ શું? બેહેસ્તી તમોને મારી તરફની એ વર્તણુક માફ કરે એજ મારી બંદગી છે; ખુદા તમોને માફ કરે!—પણ જવા દેઓ એ વાત," તેણીએ ઉતાવલે વધારયું; "એ નાપસંદ ગેધગુજરી હવે તો યાદ કરવામાં બી કોઇ હાંસલ નથી. હું તમારી આએ બધી વીલ સંબંધી કમનસીબી વરે ખરાં દીલથી દુખી છેઉ, જાલ. હું તો સહમજીજ નહીં શકતી કે આપરા બલા મુરબ્બીનું માથું એટલી હદ સુધી એ મુવો લુચ્છો કેમ ફેરવી નાંખી શકયો હોશે. ફરેબે ફરેસ્તા બી ફરે તે કેહતીનો એ એક નમુનો છે. પણ હું નહીં જોતી કે એ બેહુદાં વીલને તાબે થઇ તે મુવાનેજ ફાલે તમારે આએ બધું નાંખનીથી કાંએ જવા દેવું જોઇએ. તમે કાંએ નથી કોર્ટમાં તમારો, પ્રોટેસ્ટ નોંધાવતા?"

"તેમ કરીને આપરે આપરોજ હુરયો કરાવ્યે કેની!" જાલે દુખથી કહયું; "લોકને શું છે? લોક તો તમાસો જોએ. કોઇ સારૂ બોલે ને કોઇ માંહુ. જગતે મોહને કંઇ તાલું છે? અમથું બેહેસ્તીનું નામ વગોવાએ, હવે એ તો જે છે તે એ. એમાં નવું શું થવાનું? વાસ્તે એ મારે લગતી વાત જવા દે ને તારેજ લગતી કર. તેં તારૂં શું ધારયુંચ?"

"હું બી તમો જશો પછી અહીંથી જતી રેહવાની છેઉં."

"કાંહાં?"

"મદ્રાસ."

"મારા બાવા તરફનાં એક દુરનાં સગાં છે," ફ્રેનીએ સમજાવ્યું, "પણ મારપર ઘણાં મેહરબાંન છે. પાંચ પઇસે સુખી છે ને વીધવા છે. તેવણુની બિચારાંની બે મોટી છોકરીઓ બબે વરસને આંતરે ગુજરવા પછીનાં એકલાંજ છે. તેવણુનો ખ્યાલ થતાં મેં તેવણુને બધો મારો હાલ લખ્યો, ને તેવણે ઘણીજ મમતાથી મને પોતાની સાથે રેહેવાનુ ઇજન કીધુંછ. વરી મી૰ વાહડયાએ મને કેહયુંછ જે પપાનાં વીલની રાહે મારા બાવાજીનો વારસો જે બ્યાજે વધીને એક મોટી રકમ થઇછ તે બી હું ગમે ત્યારે મારે સ્વાધીન લઇ શકવાને વાસ્તે છુટી છેઉં."

"હું એ બધું સાંભલીને ઘણોજ ખુશી છેઉં," જાલે ખરાં દીલની ખુશાલીથી કહયું. "તાહરી સલામતીની એ બધી ગોઠવણુની

વાત સાંભળવાંથી મારી છાતી પરથી જાણે એક મોટો પાહાર ઉંચકાઇ ગીયો. ખુદા તુંને સદા ખુશી ને સુખી રાખે. તારી નિતીજ એવી છે ને તારી નેકીજ એટલી બધી છે કે તું જલ્દીજ મારા કરતાં કોઇ વધારે લાયક—"

"જાલ બસ કરો" ફ્રેનીએ લગભગ ચીસ પાડીને તેને ચુપ કરતાં કહયું. "હું એકમાંજ ધરઇ ગેઇછ. મારે હવે પણવુંજ નથી. હું સદા કુમારી રેહવશ ને તમોને સારૂં માગશ."—અને એમ કેહતાં પોતાનું ભરાઇ આવેલું દીલ ને આંખમાં ધસી આવેલાં આંસુની નબલાઇ તે જાલને બતાવા રાજી નહીં હોએ તેમ ઝટ મોઢું ફેરવી ફરી ગઇ.

જાલે તેને પીઠેથી જઇને પોતાનાં પાંસાંમાં લીધી. "તું મારી બેહેન છે—મારી સગી બેહેનથી બી આલે," તેણે કહયું; પણ તે નરમીથી તોબી ઠરાવથી તેનો હાથ ખસાડી નાંખી તરત પાછી અલગ થઇને હઠી ગઇ.

"સાહેબજી," તેણે આ દુખભરી મીલાકાતનો એકદમ છેડો લાવવાની ઢપે કહયું. "કોઇ કોઇ વખતે મને તમારી ખબર અંતર આપતા ને લખતા રેહજો."

"ને તું ?"

"હું બી અવારનવાર તમોને લખશ. તમોને કાંહાં લખું ?"

"તે હું હમણાં તુંને કહી શકતો નથી," જાલે કહયું, "કેમજે મારૂં કાંહાં રેહવાનું થશે તે મેં હજી કંઇજ નકકી કીધું નથી. આપરે તુરત વેળા તો મી૦ વાહડયાનીજ કૅરમાં લખતાં રેહીશું."

"હા, એ ગોઠવણ નેક છે," ફ્રેનીએ એકમત થતાં કહયું, "ને હવે ત્યારે સાહેબજી."

જાલે ફરી તેને ગોદમાં લેવાની હીલચાલ કરી, પણ તેણીએ હાથની એક ગંભીર એસારત આપી તેને દુરજ રાખ્યો. "હવે એ નહીં બનશે," તે જેમ તેમ સાંભળી શકાએ તેમ દબાયલા અવાજે બોલી; "સુખી રહો—" અને તેણીએ એમ કેહતાં સેકહેન્ડમાં હાથ આપ્યો, કે જે ઉપર જાલે એક ચુંમી કરી,—અને પછી બંને આંસુભરી આંખો સાથે સદા સુધીનાં અલગ ને છુટાં થયાં !

——:o:——

# પ્રકરણ ૪૬ મું.

જાલ એ પછી ગોયા સ્વપનવશ ચાલતો થયો. તેની છી—રોઝીને તે મળવા જવા પાછો ફરતો હતો ત્યારે આસપાસનું તેને કશુંજ ભાંગ્યું ન હતું. ઘેરથી પોતાની ઘરની ગાડીમાં સ્ટેશનગાર જવા ને સ્ટેશપરથી ટ્રેન મારફતે ખંડાલા જવા તેણે જ્યારે ઝોકાવ્યું ત્યારે તે તદન બેધ્યાંન, બેઆખરો, બેખબરો હતો! અલ્લ તો પોતાનું બાપીકું મકાન તે ાા મરનાર પીતાના એક હેગાકતભરયાં વાલનાં આએસથી ને હવે હાલમાં સદા સુધીનું છોડી જતો હતો તેથીજ તેની છાતી પુરતી ફાટફાટ થતી હતી. તે એજ પનોતાં છાપડાં હેઠલ જનમ્યો ઉધરયો ને મોટો થયો હતો, ને હાલ તે છતાં તેને તે સદાની એક છેલ્લી સલાંમ સાથે એક નાતરસ નાલાયકની માલેકી માટે છોડી જતો હતો! વળી, બીજા હાથપર, ફ્રેની જેવી એક મનમોહન મધુરી સાથની છેલ્લી તોરછોડ બી તેનું સીનું તેટલીજ હદ સુધી બાલી જાલીને ખાખ કરતી રહી હતી;—અને, એમ છતાં, એ બધાં દુખનાં દબાંણને જલ્દી હાંકી મેલનારૂં સુખનું સાંધન જે એકજ ને એકલુંજ હતું તે ફકત તેની વ્હાલી છી--રોછીને હવે બેખતર ને બેફીકર જઇને મળી શકવાનું હતું. એ ખુશીના ખ્યાલે, તેથી, જલ્દી પાછું તેનાં મનનું સમાધાન કરીને ઘણી હદ સુધી 'તેનું જીગર ચોરી ને કલેજું કોરી લીધું.' તેને છી—રોછીના સંબંધમાં હવે એક બી હોકોધોકો રહયો નહીં હતો. દુન્યા તેને હસશે,—તનોમન મધુરી ફ્રેનીનો અને બાપીકી લાખોની દોલતનો અનાદર કરી તે ફકીરીમાં બી છી—રોછીનેજ વફાદારીથી વલગી રહયો તે માટે ગમાર દુન્યા તેને હસશે એમ તે જાનોજીગરથી જાણતો ને માનતો હતો, પણ તેનાં એ પ્રૌઢ સુખ વચ્ચે દુન્યાની હસી તેને મન બીલકુલ બેહસાબ અને તુચ્છ હતી. તે તો હવે છી--રોછી આગળ જતાંની સાથે અથઇતી બધું કબુલ કરી દેનાર હતો, ને પોતાની તમામ વીટક વાત કહીને તેના પ્યારમાં પનાહ સોહોધનાર હતો. તેને હવે તો મનથી પુરી ખાતરજમાજ હતી કે જે બુલંદ ભોગોની જફા વચ્ચે એ ગામરેની ગોરીને વાસ્તેની પોતાની વફાને તે વલગી રહયો હતો તેથી તે માહબુબના મનપર અગાધ ગંભીર અસર થશે, ને તેઓનાં તમામ નિષ્કલંક સુખની સુર્ખી ઉપર હવે એક બી શીહા વાદલી ચઢી આવનારજ ન હતી!

તે ગયો. તે ટ્રેન એક ખટારો હતો. દરેક નાધલાં મોટાં સ્ટેશનો કરતી ને થુસુક થુસુક ગોકલગાયની મફક ચાલતી--અડેખાંઓ રાતભર આરામથી સુઇ રહે ને છેક સહવાર થવા કેડેજ પુના પોંહોંચે એવી જે એક રાતની ગાડી જાએ છે તે—એ ગાડી હતી, ને એટલી દેરી બી હવે જવાન જાલના જીવપર સેનમ જેવી હતી. તેનું જો ચાલતું હોય તો એ થુસુક થુસુકપણાં માટે તે જઇને ડ્રાઇવરને ઠોકીને હલકો કરી નાંખે એટલા તેના હાથ ચવર સવર થવા કીધા! ખુદા પાંખ આપે તો ઉડીને એક આંખના પલકારામાં તેની તે મધુરી આહાબુબની ગોદમાં તે ઉતરે એટલી તેનાં અસ્વસ્થ મનને હાલમાં અધીરાઇ આવી ગઇ હતી! ખંડાલામા, પેલી તરફ, ઘરડા ફલાણાનાં ખુને જે તેના પોતાના સંબધમાં એક અણુગમી ચકચાર ફેલાવી હતી તેની તેને પોતાને તો કશીજ માહીતી ન હતી! તેનું જી—રોજી સાથે અચબુચ ત્યાં આવી વસવું, બનતાં સુધી કોઇને બી મળતાં ભેટતાં રેહવાની આરજુ વના એકલાં ને છુપાં રેહવાનીજ તેમની ખાહેશ, ને છેલ્લે ખુન પછી થોડુંએકમાંજ તે બંને વર બૈયરનું ત્યાંથી અલોપ થઇ જવું એ બધા એવા સંજોગો ને બનાવે હતા કે જે કોઇને પણ વસવસાથી વેહેમાવ્યા વના રહેજ નહીં, અને તેથી તે ન્હાના કસબામાં જાલને માટે કોઇબી સારૂં માનતાં ન હતાં:—અગતકરીને ગરીબ ને મુફલીસ વર્ગમાં એ ચરચાની ચુનોચેરા જાસ્તીજ હતી, પણ તેની ગરીબ બિચારા નિર્દોશ જાલને શી માહીતી હોએ?

તેણે મુંબઇથી ઉપડવાનો જી—રોજીને આગળે દિવસે તાર આપ્યો હતો, ને સ્ટેશનપર ગાડી વટીક મંગાવી હતી, વાસ્તે ગાડી સ્ટેશનપર તે મુજબ નહી આવેલી જોઇ તે ઘણો અજબ થયો, કે જ્યારે એક ભાડેનાં ખડખડપાંચમ ખડખડયાંમાં તે પોતાને બંગલે દોડી પોહોંચ્યો. વાર તેનાથી વેઠાતી ન હતી.

તે બંગલે પોહોંચ્યો. ત્યાં તેની નોકરનફરોએ વકી રાખી હોએ એમ જણાયું નહીં. બધાં હજી બેખોફ ખાબ કરતાં હતાં! તેણે, તેથી, ગરબડાતથી તે ચયવાન ગજાવી મેલ્યું, ને સર્વને ભડકાવીને એ બેખબરીગાંથી એકદમ બેદાર કરયાં; મગર તેઓ બધાં જાગે ઉઠે કે તેની ખીદમતમાં દોડી આવે ત્યાં વેર પણ તે થોભ્યો નહીં. દરવાજો ખોલનાર દરબાન કે આગલા હૉલનું બારણું ઉઘાડનારને કશું બી

જાસ્તી કેહવા કે પુછવાને થોભ્યા વગર તે તો ગાંડા હાથીનાંજ ઝનુન વચ્ચે અધીરાઇની એક ચીસ સમેત જી—રોજીના ઓરડામાં ધસી ગયો.

મગર સખ્ત હએરત! આ શો ગજબ હતો? જી—રોજી ત્યાં હતી નહીં! બિછાંણું સફા પાંથરેલું હતું, પણ તે અને સઘળો અસબાબ તે ઓરડો બેવપરાસ ખાલી હોવાનોજ ખ્યાલ આપતાં હતાં!

તેણે મોટે સાહદે જી-રોજીને હાંક મારી. પણ તે હોય કયાં જે જવાબ આપે? તે પોતે પોતાના અવાજના પડઘાથી સાંમો બીહીધો! તેનો પોતાનો અવાજ અજબજેવી હદ સુધી દેહેસ્તનાક બની ગયો હતો. તે શું ઉપરાસાપરી ચાલતા આવેલા ને ચાલુ રહેલા આ હાંદેસાઓનુંજ એક પરીણામ હતું?

એવામાં તેની નજર સામેની એક સાછડ ટેબલપર મેલેલાં એક કાગળપર પડી, ને સરપે ડંખ મારયો હોએ તેમ તે ચોંકયો. તે કાગળ જી-રોજીના પ્યારા હરફોનું હતું, ને તેનાંજ શીરનામેનું હતું. તેણે તે ઉપરથી તરત તે ધડકતી છાતી અને ધ્રુજતા હાથો સાથે ઉખેડયું ને વાંચ્યું—પણ શું વાચ્યું? જે વાંચ્યું તે તેની અકકલ નહીં કબુલ કરી શકવાના સબબે તેણે ફરીથી વાંચ્યું, અને ત્યારે તેનું ભેજું વધતાં ચકડોલપણાં સાથે જાસ્તી ચકભમ ભમવા લાગ્યું! તેની આંખે અંધારાં આવી ગયાં, તેની આસપાસ તે ઓરડો ચકકર ચકકર ફરવા લાગ્યો, અને બીજી દસેક મિનીટ બાદ જયારે નોકરનફરોએ તે ઓરડામાં ડોકાવ્યું ત્યારે તેમનો તે જવાન શેઠ નિચે ગાલીચાપર લાંબો છર થઇ નિસોસ ને બેહોસ પડેલો હતો!

× × × × ×

તે સુદ્ધીમાં આવ્યો ત્યારેજ તે બધી ખરી બાતમીઓ મેલવી શકયો. અને ખાનાખરાબી તેની ટુંક ગેરહાજરી દરમ્યાન કેટલી હદ સુધી વધી પડી હતી તેનો ખ્યાલ થતાં તે તદન ચથરી ગયો. ધરડા ફલાબાનું ખુન—અને તેનો ખુની વધતા ઓછા શકથી ત્યાંનું ગાવડી લોક બધું તેને પોતાનેજ માનતું હતું એમ જાણતાં ને સહમજતાં તે છેક તેના જીવપરજ આવ્યું. જી-રોજી તેનો આશરો તજી નાહાસી ગઇ હતી, અને—ગજબ થયો કેની?—તે પણ તેનેજ ખુની માનીને એમ અલગ થઇ હતી! તેણીનું કાગળ એજ નેહેસ્ત અપરાધના

આરોપની ચીસ પાડી રહયું હતું, અને અન્તુનને ગલચીમાંથી પકડતાં તેણે પોતાનાં ગલીચ અનુમાનો તોતરો બોબરો થતાં ને ઘણો ગભરાઇ જતાં પણ એજ મતલબનાં જાહેર કરયાં! તેણે કબુલ કરયું કે મુંબઇ ઉપડી જવા આગમચ જાલ ગાડીમાં બેસતાં વિચાર ફેરવી પાછો બંગલાના પાછલા ભાગમાં--જ્યાંથી ફલાબાની લાશ મળી આવી હતી તે તરફ-ગયો હતો, અને પછી ઘણીજ ઉસ્કેરણી સાથે પાછો ફરી તેણે ચારે પગે ઘોડા મરાવી મેલ્યા હતા તે બધું નોકર-મંડળને તેને અપરાધી માનવાને પુરતું કારણ થઇ પડયું હતું. અને ત્યારે સાંભળનારાં થથરીજ જાએ તે કાસમના પ્રમાણીક ગુસ્સાના થથેરા વચ્ચે એ કમીનાંઓ આગળ બી બધો ખરો ખુલાસો કરી પોતાને નિષ્કલંક ઠરાવી આપવાને તે કમબખ્ત જવાનને ગોયા ફરજ થઇ પડી! તેણે, તે ઉપરથી, પોતાની મોહરદારને છુપીને જોવાના લોભથી તેને પાછળ જવું પડયુ હતું, ને તેણીને ઘણી દુખી જોવાથી રખે પોતાનાં દીલપરનો કાબુ ખોહી બેસે તે ફીકરથી ત્યાંથી એકદમ ન્હાસવા માંડયું હતું તે બધું, અસરકારક રવેસે તે બધાંને એકઠાં કરીને કહી સંભળાવ્યું, ને ત્યારે તે આખાં મંડળે પોતાની એ આંધળી એકમતી માટે તેને પગે લાગી તાજેશ કરી. તેના બોલવાનાં જોશમાં સચ્ચાઇ એટલી પ્રગટ પ્રકાશી રહી હતો કે તે કશું બી ગાબરગુબર કરતો હતો એવો એક બી વેહેમ એક બી આંસામીને બરપા થઇ શકયોજ નહીં, ને તેઓ એકકે એક એકકે અવાજે તે માનવંત શેઠને એટલો અપજશ આપવા માટે મનથી લજવાઇ જાબજા પશેમાન થયાં.

જાલને એ બધા ખુલાસા એ રીતે, ઉપર કહ્યું તેમ, એ કમીના આદમીઓને આપવા વટીક ફરજજ થઇ પડી હતી. તેણે જોયું કે તેનો પોતાનો વાંક થોડો ન હતો. અન્તુનના પ્રમાણીક એકરારથી પોતાની હાલત તે આયના પેરે હાલમાં જોઇ શકયો હતો. તે ડોસાનો પોતેજ કંઇ રસ્તો કરી નાખવાનું અવિચારયું તે એકથી અનેક વખત એ બટલરની આગળ જુસ્સાથી બોલી ગયો હતો, કે જે તેની મુર્ખાઇનો હાલમાં તેને નીચો નમી આ કર ભરી આપવો પડતો હતો! તેનાં નોકરનફરોએ તેની સામે કશો બી દૂશ કે કપટ ધરાવ્યા વગર અજાણ અને ભુલભરેલી ભોલાઇમાં તેનો ઘણો અપજશ ફેલાવ્યો હતો, માટે તે લોકની મારફતેજ પોતાની શુદ્ધતા માટે

ગામનાં લોકની ખાત્રી કરી આપવા તેને અનિવાર્ય જરૂર થઇ પડી હતી. તેણે, તેથી, બધું વીગતવારે કહ્યું, હવે તેને ડર કોણનો હતો? જી-રોઝી જોડેના ચાલુ મતફેરનું કારણ, અને અત્રેના આ બધા બેખનાવોની તેને કશીજ મુંબાઇમાં માહીતી નહીં મળવાના સબબો તેણે એવી દીલાવરીથી સમજાવ્યા કે એક લેહેજામાં તે પ્રમાણીક લોકમત તેની પક્ષમાં પાછું ઉલટાઇ ગયું, અને અન્તુને તો ખાસ કરીને હજારો હોજરખ્ત્રાહીથી તેની દમબદમ દરગુજર ચાહી લીધી.

તેને (જાલને) ગરીબ ફ્લાબાનું ઘણું લાગ્યું. તે બુઢો તેને હદ વનાનો ત્રાસ આપતો હતો, ને તેના ત્રાસથી બચવા ને શીહા થવા જોગું ગુસ્સાની ઘેલચ્છામાં તે ઘણુંએક ગાંડું ઘેલું બોલી ગયો હતો ખરો, પણ તે બેતાકાત બુઢો આમ કોઇનાં નાતરસ કરપીણપણાંનાં પરીણામમાં થાર મુવો હતો એમ જાણી તેનું દીલ તે ગરીબ મરનાર તરફ ગરમ દીલસોજીમાં એકદમ ઉસ્કેરાયું. તેની વ્હાલી મીઠી માનીતી જી-રોઝી! તેને કેવું દાવાનલ દુખ થયું હશે! પોતાના ખાવંદનેજ ખુની માનતાં તેણીએ પોતાના જવાન જાનને કેવી હજારો કદુવા ચાહી હશે? ટુંકમાં, દયાથી દાઝીને એ બધા ખ્યાલો કરતાં જાલ જાણે મગજથી બેમગજ બની જતો હતો!

તે મોટી મુશીબતથી શાંત થઇ શકયો, અને શાંત થઇને તેણે જી-રોઝીની ન્હાસને લગતી વીગતો એકઠી કરવા માંડી. તેને કેહવામાં આવ્યું કે નોકરનફરો તો એમજ માનતાં હતાં કે જી-રોઝી જે મીસીસ થૉમસન સાથ ઉચાઉચ જતી રહી હતી તે એજ ખુનની ચરચાના સબબથી તેણીના ધણી જાલની એકમતીથીજ થયું હતું, ને તે લોક તો રોજ ઘર બંધ થવાની અને સર્વને ત્યાંથી પાણીચું મળવાની વકીમાં વાટ જોતાંજ ત્યાં થોભ્યાં હતાં!

જાલે તેઓને સધ્યારો આપ્યો. તે ઘર બંધ કરવાનું હતુંજ નહીં. તે આતાલ ને પાતાલ એક કરી તેની ગુમાયલી જી-રોઝીને સોહધી કાઢનાર હતો, ને જલ્દીજ એ તરફ પાછો આવનાર હતો. તેણે ઘરનો બધો કારોબાર, તેથી, અન્તુનને વડપણ આપી સપુર્દ કરી દીધો. માણસોના પગારો ચુકવ્યા, અને તે બધું "ઍસ્ટાબ્લીશમેન્ટ" હાલ કામ નહીં છતાં જેમતું તેમ કાયમ રાખ્યું. ટુંકમાં. તે તેઓને અનેક તરાહની ઘણીક નસીહત અને ઘણીક તાકીદો ફરમાવીને પછીજ ત્યાંથી પાછો નિકળ્યો.

તે કયાં જશે?

———:o:———

# પ્રકરણ ૪૭ મું.

ક્યાં જવું એ તે જાણતો ન હતો. પાતાલનાં પેટમાં ગરક ગઇ હોય તેમ અલોપ થઇ ગયલી જી—રોજીને ચોખંડ પૃથ્વી પરથી સોહધી કાઢવી એ કાંઇ સ્હેલ કારજ ન હતું. તે ક્યાં જશે? તે ક્યાં જાએ?

તેને એકજ અનુમાન થયું કે મીસીસ થોમસન તેને લઇને મુંબાઇ જતી રહી હશે, ને તેથી પોતે પાછો મુંબાઇ જઇને તે એ માહબુબની જુસ્તેજો કરવા રોકાવા ચાહતો હતો. તે બાહોશ ડીટેકટીવોને એ ભાલ કાઢવાનું સોંપ્વા ચાહતો હતો. અલબત હજી સુધી તો ફતેહની ઉમીદનું એકે કીરણ નજરે આવતું ન હતું, પણ તે જર ને જેહેમતની કશી બી કચાસ રાખ્યા વના કામ લઇ પોતાની એ માનીતી મેહરદારને હુંડી લાવવા ખાત્રીભેર હતો.

તેણે ખંડાલામાં પોતાની મુંબાઇની કલબતુંજ શીરનામું ને ઠેકાણું આપ્યું હતું. તે આ વખત મુંબાઇ જઇને કલબવાલા બંગ-લામાંજ ઉતરનાર હતો. વીલની રાહે જોકે તેનો બાપીકો મેહેલ હજી એક વરસ તક તેની પોતાની ને એકલાની મતા હતી, પણ તે એવી એશ્યાલી રવેસે તે પાએરી પાછી ચઢવા ખુશી ન હતો. એક બી ફરયાદ કરયા કે મરનાર બુજોગને એક બી કદુવા આપ્યા વગર પોતાનો એ શ્રીમંત બાપીકો હક એ વ્હાલા જવાને શાંત શર્ણાગત-પણે છોડી આપ્યો હતો.

તે સ્ટેશનપર પુગ્યો, ને મીસીસ થોમસન સાથ જી—રોજીએ ખંડાલાથી ઉપડી જતાં ક્યાંની ટીકીટ લીધી હતી તે કોચીંગ કલાર્કને ઘણા આગ્રહથી યાદ કરવા ને જાહેર કરવા તેણે અરજ કરી—અને તે, અલબત, તેને યાદ હતું. તેણે ખાત્રી આપી કે તેઓએ મુંબાઇ-નીજ ટીકીટ લીધી હતી. જી—રોજીને તે ઓળખતો હતો. તે ન્હાના કસબામાં તે પોતાનાં નવાઇ જેવાં નામ ને અજબ જેવી સુંદરતાના સબબે સૌને પુરતી જાણીતી થઇ ગઇ હતી, અને તેથી તે ટીકીટ માસ્તર એટલો ખુલાસો તો ખાત્રીપુર્વક આપી શક્યો કે તેઓએ અત્રેથી ઉપડી જતી વેળાએ મુંબાઇનીજ ટીકીટ કરાવી હતી.

તે પછીથી વળી સ્ટેશન માસ્તરને બી તે મળ્યો, કે જે એક ગોટલું હતો. તે જરા કમને ને ઉંચે મોઢેજ એ જવાનને આજે

તો મલ્યો. "અમારા કસબમાં અમે ખુન જેવું સારી સેસ પટીગાં કદી સાંભલ્યું નથી," ફ્લાબાનાં મોહોતની વાતે કાઢીને તે સ્ટેશન માસ્તરે કાંઈક તોરમાંજ કહ્યું, "ને તાજુબ કે ખરા ખુનીને પકડવાને સારૂ તમો હજી સુધી કશુંજ કરતા જણાતા નથી ! અમોને તો એ ખુનને વાસ્તે તરેહવાર સુબેહ છે."

"શું ?"

"કે એ ખુન કોઈ સગાવહાલાએજ કરેલું છે, ને કંઇ કપટની મકસદથીંજ તે કરવામાં આવેલું છે," તે માસ્તરે પીછોડીમાં ઘાલીને પથરા મારતાં કહેયું—અને જાસ્તી મોટા તુંચ્છકાર સાથે તેની આગળથી ઉઠીં ગયો.

મગર તે સ્ટેશન માસ્તરે એક ખ્યાલ, અલબત, તેનાં મનમાં ગબડતો કીધો. તેને પોતાને બી હવે લાગ્યું કે ફ્લાબાનાં ખુનના કરપીણ કરવૈયાની ચાંપતી જુસ્તેજો કરાવાની તેની પોતાની આઇન ફરજ હતી. વળી તે ઉપરાંત પેલાએ જે કહયું તેથી તે એગ બી ચમકી ગયો ખરો કે એ ખુન ફ્લાબાને લુટવાની મકસદથી નહી પણ કોઇએ ખારીલા વેરભાવથીજ કરયું હોએ એ તેટલુંજ બનવા જોગ હતું;—અને ત્યારે એમ કોણ કરે ? કોણ કરે—સિવાએ કે પેલો લુચ્છો બદમાસ દીનો દેગરો કે જેની સાથ હેમક ફ્લાબા ફુલની કલી જેવી તેની ગુલબદન જી—રોજીને પરણાવાનો હેમક વિચાર રાખતો હતો ? તેણે (દેગરાએ) જી—રોજી હાથથી જવાની નાસીપાસીમાં ખુનપર ચઢી ફ્લાબા પર કરપીણ વેર લેવાની બલ્કે ખુન કરવાનીજ ધમકી શું ન આપી હતી ? તેણે શું તે મકસદના કસમ લેવાનું હીમતથી જાહેર કરયું ન હતું ? ખચ્ચીત, ટ્રેનમાં પાછો સુબાઇ ગબડી જતાં જાલ મનથી મજબુત ગાંઠ વાળ્યો કે ફ્લાબાને જીવથી મારનાર એ દોજખી દીનો અને દીનોજ હોવો જોઇએ. દીના સિવાય બીજો કોઇ નહી. બીજો કોઇ શું કરવા તેનો જીવ સોધીને મારે ? રતનો તેનો શત્રુ હતો ખરો પણ વેરસી મુદ્દઇ નહીજ હતો. તેનો વેરભાવ તે લાચાર ડોસાનું સરબસર ખુન કરવા તેને ઉસ્કેરે કે લલચાવે તે તબકકાનો હતોજ નહી, અને ત્યારે આ ખુનમાં પોતાના પલીદ હાથ ખરડનાર તે જવાને મનથી નિશંક માન્યું કે નિલગીરીઝવાળો એ દીનો દેગરોજ હતો.

પણ એ બધી વાત પર હાલમાં ધ્યાન આપવા જેવી તેને અવકાશજ કયાં હતી ? હાલ તો તેને ફકત જી—રોજીને સોહધી કાઢવાની ફકર હતી. જી—રોજી વના તેનો જાન સુનો હતો. તે વ્હાલી વગર દુન્યામાં તેને માટે બધું અંધાપાની હદ સુધીનું સુનકાર ને અંધકાર દેખાતું હતું. "ઓ જી—રોજી, વ્હાલી જી—રોજી," તે બાજે વખત એક દીવાનાનીજ અદાથી એકલો પડતાં મોટે સ્હાદે પુકારતો, "તું કાંહાં ગેઇ ? તું કાંએ ગેઇ ?"

તે મુંબાઇ પોંહોંચ્યો, ને જઇને પોતાની "યુન્યન કલબ"માં તેણે ઉતારો લીધો. તે વખતે રાત થઈ ગયલી હતી, અને તેથી તુરત વેળા તો તે કશું કરી શકયો નહી. પણ આખી રાત બેકરારી ને બેચેનીની કોરા ઉજાગરામાં ગુજારવા કેડે તે સકાલે ઉઠયો, ને જી—રોજીની જુસ્તેજોમાં કમર ટાટ કરી પાછો બહાર પડયો. તે માસીસ થોમસનની ભલામણ કરનાર ઈંગ્રેજ કુટુંબને અવલ તો મળવા ગયો. કદાચ હાલ તે યુરોપ્યન બબળા કયાં હતી તેની તેઓ તરફ-થીજ કાંઇ બાતમી મળે બી ખરી ? સારાં નસીએ તેઓએ મીસીસ થોમસનને આપેલી સરટીફીકેટમાં તેમનું નામઠામ છાપેલું હતું, ને તેથી હવે જાલ તે કોઇ મી૦ ગ્રેને સોહોધતો ને પુછતો ગયો.

તેને સધ્યારો એકજ હતો. જી—રોજી એવા તો સલામત હાથમાં હતી કે તેને એકદમ ડર ખાઇ જવા જેવો કશોજ સબબ ન હતો. તે કોઇ મા જેવી મેહેરબાન, ડાહી પાકકી, ઠરેલ વિચારની ને દુન્યાની લીલીસુકકી જોઇ ચુંકેલી અનુભવી બાનુ હતી, ને તેના બસમાં તે નાજનીન હતી એ તુરત વેળા તો સધ્યારો માનવાને વાસ્તે બેશક પુરતું હતું.

તે કોઇ મી૦ ગ્રે જાલને ઘણીજ મમતાથી મળ્યો, મગર અફસોસ, કે તે બાનુ હાલ કયાં હોવી જોઇએ તેની તે એ જવાનને કરીજ બાતમી આપી નહી શકયો. જાલે અલબત ઘણી કુનેહથી કામ લીધું. તેણે પોતાની નામોશી તેને કશી કહી નહીં. ફકત ગેરસમજુતથી તેણી તેની નોકરી છોડી ગઇ હતી તેથી તેણીને મળીને તે સઘળું પાછું સમુ કરવાની ઘણી જરૂર હતી એ મકસદનુંજ તેણે તેને કહી સંભળાવ્યું.

જાલ ત્યાંથી ઘણો નાઉમેદ પાછો ફરયો. તેણે આવીને ફેની માટે ખબર કઢાવી તો તે બી તેજ સહવારે મુંબાઇ છોડી ગઇ હતી.

જાશે, તેથી, પોતાના તમામ હાંદેસા ને દુખ ખરી વીગતો સાથે તે સકુમારીને લંબાણથી લખી વાલ્યાં. તેને ફ્રેનીના સધ્યારાભરેલા જવાબની અલબત સંપુર્ણ ખાત્રી હતી.

અને તે પછી શું કરવું તે નહીં સુઝયાથી તે સારો દાહડો મોહલ્લે મોહલ્લે જી—રોજીની સોહોધમાં ખીનહાંસલ રખડપટી કરતો રહયો. તેણે દરેક આગેવાન પેપરમાં મીસીસ થૉમસનને તેને તરત આવી મળવાની (તે એકલીજ સહમજે તેવા સંભાલભરયા તોરની) જાહેર ખબરો છપાવી, ને તે ઉપરાંત પોલીસમાં જઇને મોટા ખરચે સૌથી બાહોશ ડીટેકટીવોને તેણે એ જુસ્તેજોનું કામ સપુર્દ કરયું. તેની મરનાર માતાનો એક નાધલો વારસો તેની પોતાની અનામત તરીકે હાલમાં તેને સ્વાધીન હતો, અને તે આ ઐયામમાં તેને ઘણો કામ આવ્યો. તેણે વળી દીના દેગરાની બધી ખબર લઇ આવવાનું પણ એજ હરોલમાં એક બીજા બાહોશ ડીટેકટીવને સપુર્દ કરી દીધું.

એ પછી ઘણે દાહાડે ફ્રેનીનાં કાગળનો મદ્રાસથી જવાબ આવ્યો. તે ટુંકા પણ અતીઘણી લાગણીથી લખેલો હતો, કે જે તે નેકબખ્ત અબળાનાં તેને માટેનાં સાચાં હેત અને અતી ઘણા ઉદાર હેતુઓનોજ લીટીએ લીટી અભ્યાસ કરાવતો હતો તેમાં તેણીએ તેને ઘણીક ધીરજ આપીને દીલાસો લખી વાલ્યો હતો, અને જાલ તે વાંચતાં રડયા વના રહી શકયો નહીં.

વળી જી-રોજી નહીં મળતી હતી તે દરમ્યાંનમાં નિરાશ્રીત ફ્લાબાનાં ખુનને તેણે જીગરથી જરાએ વિસારયું નહીં. તેણે જેમ એક હાથપર જી-રોજીને લગતી જુસ્તેજો બાહોશ ડીટેકટીવને સપુર્દ કરી તેજ મીસાલે, ઉપર કહ્યું તેમ, બીજા હાથ પર એક બીજાને નિલગીરીઝ દીના દેગરાની ખબર અંતર લેવા તેણે રવાના કરયો હતો, ને પરીણામમાં તે જે જવાબ લાવ્યો તે તો વધારે ગુંચવાવનારો હતો! તે મજબુત બાતમી મેલવી લાવ્યો કે ખુન થવાની છેક બે મહીના આગમચથી દીનો તો પોતાનાં મોટાં વાહાણમાં ઠેઠ આસ્ત્રેલ્યા જવા ઉપડી ગયલો હતો. તેને વાહાણમાં ઉપડી જતો નજરે જોનારા સાક્ષીઓ સુધી આ ચપરખંધો ડીટેકટીવ પોંહચી વળ્યો હતો, ને તે તો હજી બીજા છ મહીના તક હિંદુસ્તાન પાછો ફરી શકે એવું કશુંબી હતુંજ નહીં. ખુદ તે વાહાણને

શીપીંગ ઑફીસનો એ સતાવાર રીપોર્ટ હતો, અને ત્યારે દુન્યાજ જાલની સાંમે જંજાળમાં રૂઠી હોય તેમ એ ખુનના ભેદનો પરદો બી પોતાના લાભમાં ખુલી આપવાને તે જવાન જાણે જયાદા અશક્ત થઇ પડયો !

હવે ત્યારે સવાલ એ રહયો કે એ જખુન ખુન કરયું કોણ કરપીણે ? રતનો કે દીનો એ બેપરજ શક લઇ જઇ શકાએ, ને તે બંને તો પુરતી જોરાવર જુબાનીઓથી બીલકુલ નિર્દોશ ઠરતા હતા; ત્યારે સવાલ હજી એજ ઉભો રેહતો કે તો પછી એ ખુન કરનાર કોણ, ને તેની એ લાઇલાજ બુઢાનાં લોહીમાં હાથ ખરડવાની મકસદ શું હોવી જોઇએ ?

જાલ નાસબર ને નામુરાદ બની ગયો. બધીજ નાસીપાસી ? તે મુંબાઇ પાછો ફરયો તેનીપર બી એક આખું પખવાડયું ગબડી ગયું, ને કયાં જવું ને શું કરવું તે ન સુઝવાથી તે રોજ બ રોજ જી-રોજીની મુલાકાતની આજુ ને તલખગારીમાં તલપાપડ થતો હજી અહીંજ રોકાઇ રહયો હતો. તે જાણે ઘરડો થતો જતો હતો. આટલી બધી હદ વનાની આતુરતાને સબબે તેણે ખાવાપીવાનું બી મુકી દીધું હતું. અને તે નામુરાદીમાં બીમાર થશે કે મરી જશે એવોજ બધો જોગ જણાતો હતો,-તેવામાં ડીટેકટીવખાતાં તરફથી શુભ સમાચારનાં સુવચન અંતે ફરી વળયાં. તે લોકે એક કાપલીપર જાલને લખી વાલ્યું કે મીસીસ થૉમસન મુંબાઇ આવીને પાધરી સુરત ગઇ હતી, અને સુરતથી દુમસમાં જઇને રહેલી હતી એમ બાતમી મળી હતી. દુમસના તે હોરાના બંગલાનું શીરનામુ વટીક તે પોલીસવાળાઓ મેળવી લાવ્યા હતા, જે તેઓએ જાલને મજકુર હકીકત લખી વાળતાં વીગતવારે લખી મોકલ્યું હતું; અને હવે ત્યારે જાલ કાંઇ થોભે ?

---

## પ્રકરણ ૪૮ મું.

તે પવનના વેગે ઉડયો ગયો. તેને બાતમી મળી તો હવે ઢીલ શાંની થવી ને હોવી જોઇએ ?

તે દુમસ પોહોંચ્યો. તે પાછો ઉલટમંદ ને ખુશાલ બની ગયો. તેના જીવમા જીવ આવ્યો, ને તેનાં તનમાં તેજી વ્યાપી રહી હતી.

આખે રસ્તે તેનાં મનનાં ને તનમાં જી—રોજીજ વસી હતી. તેનું ચીત ચોરાઇજ ગયું. સુરતની ટીકીટ લેવા તેણે પચાસની નોટ આપી તો બૅલેન્સ પાછો લેવાની બી તેને સુરત ના રહી,—અને ટીકીટ આપનારે ઘણી તાજુબીમાં તેને બે વાર પુકારીને એ બેદાદી પર તેનું ધ્યાન ખેંચ્યું નહીં ત્યા વેર તેને તેની યાદ કે ફકર નદીક થઇ નહીં. તે અખંડ પ્યારથી ચાહનારો જાણે પ્યારના સુખનો સરયામ એક અંધાપોજ પામી ગયો હતો! તે પ્યારી આંખોમાં ચમકતો પ્યાર, તે કાલાં ઝુલફાંનો ચલકતો ઝલકાત, તે મીઠા હોઠનો લલચાવનાર લાલાસ એ બધું તે પોતાના હાલની સ્વપ્નવત સ્થિતીના ખ્યાલી ખાબમાં પોતાની નજરો સમક્ષ અણદીઠ છતાં આવી ઉભેલું જોતો હતો. તે એક એ અજબ જાનની હોસફરામોસ બોખારની વેદનાથી એકદમ પીડીટ થતો થયો.

સુરતથી દુમસની મુસાફરી તેને માટે અતીઘણી પજવનારી ને થાકવી નાંખનારી પુરવાર થઇ. એક ભાડુતી સીગરામના ખટારામાં ઘોડો-નહીં--કેહે—તો—રીસાઇ—જાએ એવા ઘોડાની "તેજી" ચાલના સબબે તે અત્યંત અકલાયો, ને બની શકે તો જાસ્તી અધીરો બન્યો; મગર દુન્યામાં દરેક ચીજનો છેડો હોય છે તેમ જાલની એ દુખકારક મુસાફરીનો બી અંતે છેડો આવ્યો, અને તે સીગરામવાલાએ પોતાનો ભાગો તુટો ચાબુક લંબાવીને દુરથી "સી વ્યુ"ની બંગલી નજરે આવતી બતાવી દીધી.

જાલનું જીગર તે જોતાં વધતાં જોશથી ધડકતું થયું.

ઓ, શું એ સુખનો સ્વપ્નો જલદી ખરો પડનાર હતો? ઓ, શું મુકાબ્લો નહીં મળી શકે એવી તે તેની માનીતી ખુબસુરતી બીજી પાંચ સાત મિનીટમાં પાછી એક પરણેતરના પાક હકની અશોઇ સાથે તેની ગોદમાં--સીનાસે સીનુ, લબસે લબ---દબાવવાની હશે?

તે કુદીને તે ગાલ્લાંમાંથી દરવાજાનો મુખડો આવતાંજ બાહેર આવ્યો, ને ગાડીભાડાંના તે હેરત થયલા સીગરામવાલાના હાથમાં ત્રણ રૂપ્યા ફેંકીને એક છાકટ કે દીવાનાની ખુશીનાજ તોરથી લપેડા ખાતો તે બંગલીના કંપાઉંડમાં ધસ્યો, કે જ્યારે તે સીગરામવાલો, પુરતો રાજી થયલો, ઘોડાને થોડાથાકીને પછી ધીમે ધીમે ઇંદર સભાનો એક રાગડો તાણતો ત્યાંથી પાછો હાંકી ગયો.

હવે જાલે અંદર જઇને જોયું કે તે બંગલીનો આગળો દરવાજો બંધ હતો, ને જાલે તે અધીરાઇનાં પુરતાં જોસથી ખખડાવ્યો.

તેને તરત જવાબ મળ્યો નહીં તેણે તે પાછો ને પાછો ગગડાવ્યો, ને અંતે તે ગગડાતના જવાબમાં પાછલી મેરથી કોઇનાં ઉતાવલાં તે તરફ આવવાનાં ઉંવ્રાડાં પગલાંનો સણસારો સંભળાયો, ને એક લાલીએ તે બારણું કોરવાંકું ઉઘડયું. તે પેલી જીવી હતી, કે જયારે અંદર કાલી કુત્રાએ જોશથી ભસવા માંડી મોટું ખબેર જગાડયું હતું.

"છાબ, કીછકુ તું પુસના સે?" જીવીએ જાલને ઇંગ્રેજી લેબાસમા કોઇ જાંગલો જાણી પહેલાં નંબરની હિંદુસ્તાનીમાં પુછયું.

"અહીં કોઇ મીસીસ થૅામસન નામની મડમ રેહેછે?" જાલે આતુરતાભરયો સવાલ કરયો.

"હુવે તો, રેહતીથીસ તો," જીવીએ તુરત તેને પારસી પીછાંણીને હવે ગુજરાતીમાં જવાબ કરતાં કહયું—અને પછી તરત કાલી તરફ ફરીને વધારયું, "મુવા જરી ચપ રે ચપ! બે વાત કરવા દે—અમછથકું રોખરૂં કરતો!"

"રેહતીતી?" જાલે ફાલ ખાઇ કહ્યું; "ત્યારે હમણાં નથી રેહતી શું?"

"હવે તો—પણ ઉભા રેહો. એ મુવો વાત નીહ કરવા દેવાનો તો! હું એને ઓલીફા પછારી બાંધી આઉં. ચાલ રે મુવા;"—અને એમ કહી તે જાલને તેની ભયભીત આતુરતામાં એકલો છોડી કાલીને કાનમાંથી પકડીને ધસડતી ધસડતી પછવાડે ગઇ.

તેતે પાછી આવતાં એક જમાનો વહી ગયો—એક આખો જમાનો! વાર તેનાથી વેઠાય એમ ન હતું તે દરમ્યાનમાં એ પાંચ સાત મિનીટની દેરી જાલના જીવપર સીતમ અને જફા જેવુંજ હતું!

અંતે તે પાછી આવી.

"આવો છેટજી, તમે આણીફા અંદર આવો," હવે તેણીએ બારણું પોરપખાર ઉઘાડી નાખતાં કહ્યું, અને તેણીએ એક ખુરસી બી જાલને બેસવા આગળ ખેંચી; પણ જાલ બેઠો નહીં. તેણે એક નજરે જોઇ લીધું કે તે આખું ઘર ખાલી અને ચુપ હતું, ને તેનો

તે ઉપરથી મોહોત જેવો ફીકકો પડી ગયલો ચેહેરો જોઇ જીવી ખરેખર અકલાઇ ગઇ.

"મારે બેસવું નથી," જાલે જીવીની એ મતલબની એક ફરમાસના જવાબમાં અધીરાઇથી તકાજો કરયો. "બાઈ, તું મને એટલુંજ કેહ કે અહીં મીસીસ થૉમસન નામની કોઇ મડમ રેહતીતી?"

"હુવે તો, મેં કીધેલુની જે હા."

"તે એખલીજ આવ્તીતી?"

"હુઉં, છાતે એક પરીનાં જેવાં છરૂપની સોકરીબી ઉતી તે."

"હા તેજ—તેજ; તેને વાસ્તેજ હું—"

"પે, પણ તે તમે તમારૂં તો કંઇ મને કેહો?" જીવીએ હવે તોર બતાવ્યો. "તમે તેને સારૂ છું કરવા પુસો? મને તો મડમ કેહી ગીએલાં જે કોઇ પુસવા આવછે, પણ તે છારૂં માનછ નથી સે મરે. તે નઠારૂં માણુછ તમેજ કની?"

જાલનો જીવ જીમાઈ ગયો.

"બાઇ, એ બધી ભુલ છે," જાલે મીનતજારીથી તેણીને સમજાવીને કહ્યું; "બધી અવલથી આખર તકની ગેરસમજુતી છે. નહીં તો મીસીસ થૉમસન જેવી ડાહી પાકી અબળા તુંને મારે વાસ્તે એમ બેહુંદુ કદી કેહને નહીં. જો તું મારૂં માન, ને બધો મને ભેદ ખોલીને ખરો ખુલાસો કર. હું તુંને મુઠી ભરીને રૂપ્યા આપશ."

"નારે બાપા, મુઠી ભરી રૂપ્યાને મારે છું કરવાનું સે?" તે સંતોષી ડોસીએ મુઠી ભરી રૂપ્યાના ખ્યાલથી ડરી જતાં કહ્યું. "તારા રૂપીઆં માહરે નીહ જોઇએ તો. મારે એખલા જીવે ટીપરી ચોખા નહીં ખપે ને પરમેછર પરથી મરૂ તે તો મને ફરો આગળથી આપી રાખતો સે, તો પસી તારા મુંઠી ભરી રૂપીઆનું મારે છું કરવાનું?"

"વારૂં, નહી ગમે તો ના લેતી," જાલે નાંખતીથી કહ્યું, "પણ ઉતાવલ કર, ને જે હોએ તે જરા જલ્દી મને કેહી દે: તેની છોકરી જે અહીં આવ્તીતી તે મારી બૈરી થતીતી, ને તે મારી વાહલીને પાછી મેલવવા—"

"હવે તો ?" જીવીએ ગભરાઇને કહ્યું,—ને હવેજ તેને ખરી વાતની સહમજ પડી હોએ એમ લાગ્યું. "તે એ મડમની સોકરી તે તમારી બાએરી થાતી દેછું? બાપુલ્યા રે મારા, તે તો બિસારી તેંગે આણીફાં આવ્યા પસી થોરે દાહરેજ ગુજરી ગેઇ."

"ગુજરી ગેઇ?" જાલે મોટાં અસહ્ય દુખની ચીસ પાડી; "તું જુઠી છે; ડોસી, તું ઠગારી છે!"

"છું કરૂં જો કે મારાથી ગાર દેઇ પરાછે, પણ હું જોતી સું જે તું ઘણો દુખી સે," આ આરોપથી જીવીએ અરધા ગુસ્સાથી ને અરધું નરમાસથી કહ્યું;—અને વાંચનાર જોશે કે અત્રે આંધલે બેહરૂંજ કુટાતું હતું! જાલને ઇંગ્રેજી વેસમાં આવેલો જોઇ તે અભણ ગમાર એમજ સહમજી હતી કે મીસીસ થૉમસનની દીકરી ઍની "તેણીફા" પાછલથી આવીને મરી ગઇ હતી તેનોજ તે વર થતો હોવો જોઇએ!!

જાલની અવદશા તો એ સબબને લીધે બ્યાંન કરવા કરતાં કલ્પનાથીજ વિશેષ સમજી શકાશે. તેનું હૃદય ફાટી જતું હતું. શું જી—રોજી ખરેખર મરણ પાંમી ચુકી હતી? શું આ ડોસી ખરૂં કેહતી હતી? તેનું ભેજું ચકભમ ફરતું થયું. એક પીછના ફટકાથી બી આજેજ બનેલો તુટી પડે એટલી હદ સુધી તે ઉશ્કેરાઇ આવેલો હતો!

"હું ખરૂં કેહતી સેઉં રે ખરૂં," જીવીએ ઘણા આગ્રહથી પાછું કહ્યું. "મારે છું કરવા જુઠું કેહીને તાહરાં પાપમાં જાવાનું? જોઇએ તો સાલની, આવની, ઓલા દરયાના મછાનકાંઠામાં બીસારીને જમીનમાં ગારેલી તે જગા બી તુંને બતાવી આઉં!"

"જમીનમાં ગારી? દાટી?" જાલે જાસ્તી કમકમીને કહ્યું.

"બીચારીનાં મોહતમાં કોઇ કરતાં કોઇ હાથ લાગનારૂં નિહ મળે," જીવીએ પોતાની સાડીના છેડાથી એક આંસુ લુછતાં કહયું. "ઇફા જંગલમાં તો એવી વખને વેદનાસ તો! અમે કેવાં હલાક થીએલાં ને કેવા રરી રરીને મરી ગીએલાં જો કે બછ નીહ મરે?"

"ને તે મડમ હાલમાં કાંહાં છે?"

"પછી તો તે લોક બી આણીફાથી જાતાં રીએલાં."

"કાંહાં?"

"તે મને નહીં કીધેલું—મારા છમ!—દેવના છપટ, હું નથી જાણુતી સેઉં. બછ સાલીજ ગીએલાં. મેં પુસેલું પણ મને બી નીહી કીહેલું."

જાલ ફસડાઈ પડયો. આટલી હદ સુંત્રીની મોહકાંણુ ને ખરાબીનો તો તેને સ્વપ્નો બી ન હતો. તેની દુન્યા સુનકાર હતી. તે હવે પુરી અંધકાર બી થઇ, આખી દુન્યાની રોશણી ને તેજ તેજ પળે જાણે સમી ગયાં. તેની જી—રોજી બેહેસ્ત મુકામ પાંમી? એટલી જલ્દી? તેને પોતાના બપાવાનો ખુની માનીને?—ઓ ગજબ, એથી બદતર દુખ બીજું શું થઇ શકે? તે એક બેતાકાત બુઢયા કે બચ્ચાં પેરે હીંમત હારી મોટે સાહદે ફોકેફોક રડયો, ને તે જોતાં મરી ગેઇ જીવીનો જીવ દયાથી તમામ જળીજ ગયો!

—:०:—

## પ્રકરણ ૪૯ મું.

તેની કાકલુદી ઉપરથી જીવી જ્યાં મીસીસ થૉમસનની મરનાર બેટી ઍનીને જમીનમાં ગારવામા આવી હતી તે જગ્યા તેને બતાવા લઇ ગઇ. તે બિચારી ભોળી ખારવની જાણીબુઝીને આ બિગાડ કરતી ન હતી. ખરાંખોટાં કે સારઅસારની પીછાંણ જેટલી તેને પોંહચ કયાંથી હોય? જાલને ઇંગ્રેજી પોશાકમાં જોઇને તે તો ખરાં દીલથી એમજ માનતી હતી કે ઍનીજ તેની મોહરદાર હોવી જોઇએ; અને જાલનાં મનનાં જો કાંઇ બી સંદેહ રહયો હોય તો તે મજકુર તાજી ઘોર જોતાં સદનતર દુર થઇ ગયો! તેણે તે પછી ગુસ્સાભેર જીવીને ત્યાંથી તરત અને એકદમ જતી રહવા કહયું, અને પછી તે બેખત્યાર રડતો અને મોટે સાદે વિલાપ ને કલ્પાંત કરતો તે ઘોર ઉપરં બેહોશ થઇ પડયો! વળી એજ વખતે ગાજવીજ સાથે જરા વારમાં વરસાદ પડવો જારી થયો, અને કોઇ બે ત્રણ મંજુર વર્ગના પરજાનોનું એ જવાંન પર ધ્યાન ખેંચાયું ત્યારે બેશક ઘણું મોડું થઇ ગયું હતું. એ ફકત એક નસીબ સંજોગ માત્ર થયો કે તે મુવેલી હાલતમા મળી આવ્યો નહિ, અને જે પાંચ પંદર આસામીઓએ તેને બચાવાની ત્રેવડ કરી તેઓએ તેના હકમા સૌથી ભલું એ માન્યું કે તેઓ તેને પાધરા સુરત લઇ ગયા, અને સુરતના એક વારના પંકાયલા

અને પુશકળ જાણીતા થયલા પણ હાલમાં રીતાયડ સરજયન મેજર દારબશાહ દીવેચાનાં સ્વાધીનમાં તેને સોંપ્યો.

એ ઘણું સારૂં થયું. તે વિદ્વાન તમીએ મોટી ખુશી સાથે તે કોઇ બિમાર જવાનનો હવાલો પોતાને સ્વાધીન લીધો. તે છોકરો મરતો બચવાની કશીજ ઉમેદ પહેલી હરોલમાં તો હતી નહિ. તેને ભેજાંની તાવ લાગુ પડી હતી, અને તે તાપની ઝુમને લવારોબકારો અને તોફાન કોઇને બી દયાથી રડાવી દીએ તેવુંજ દયાજનક હતું!

તે કોણ હતો તે બાતમી કશીજ મળી શકી ન હતી. સુરત ને દુમસના પારસીઓને તે ભલા તમીએ એકઠા કર્યા, પણ તેઓમાંથી કોઇ બી તેને ઓળખતું મળી આવ્યું નહિ. તેના પોશાક ને પેશાનીપરથી તે કોઇ ઉંચ ખાન્દાનનો અને શ્રીમંત ઘેરનો જવાન જણાતો હતો અને જો કે તેની બિમારી મહિનાઓ તક લંબાય એવી લાંબી, જાલીમ અને ખરચાલુ થવાનું તે જોઇ શકયો, તોપણ કશી બી કરાજી વગર તેણે અને તેનાં કુટુંબની નેકબખ્ત બાનુઓએ તે બિમાર આદમીની ખતથી અને કાળજીથી તેની એ મસ જોખમભરેલી હાલતમાં પણ દરેક સારવાર કીધી.

અંતે લાંબા દહાડાઓની બેભાની ને બિમારી પછી એક દહાડો જાલે ગ્મચબુચ આંખ ખોલી, અને અરધી બેહોશી વચ્ચે આસપાસ નજર ફેરવી જોયું. તેણે તે પછી આંખ તરત પાછી બંધ કરી લીધી—જાણે તે બધી ગઇગુજરી યાદ કરવા માંગતો હોય! તેણે વળી પોતાનો હાથ ઉંચો કરવાની તજવીજ કીધી, પણ તેણે તરત જોઇ લીધું કે તેટલી બી તાકાત તેનામાં નહિ હતી! તેના આંગળાં દુબળાં અને પતલાં થઇ ગયાં હતાં, કે જયારે એક બુઝોર્ગ દેખાવનો કોઇ દમામદાર પારસી તેનાપર હાલમાં હેતથી અને કાળજીથી વાંકો વળેલો હતો. તે મુછમાં હરતો તેને જોતો ઉભેલો હતો. તે કોણ હતો?

"તમોને હવે કેમ લાગેચ, બા?" સરજયન દીવેચાએ ઘણી ગમતથી પુછયું.

"હું કાંહાં છેઉં?" તે ડાકટરના સવાલના જવાબમાં જવાબ કરવાને બદલે તે જવાને પાછો પોતેજ સવાલ કીધો. "મારૂં માથું ઘણું દુખેચ; મારો જીવ ઘણો ફરેચ! મહેરબાની કરીને મને કહેશો કે હું કાંહાં છેઉં?"

"તમારે હમણાં ઉસ્કેરાવાની જરૂર નથી," તે તબીબે ઘણી મોહબતથી તેનાં માથાં પર હાથ ફેરવી કહયું. "તમે હમણાં તો પાછા સુઇ ઉઠો. હું સરજ્યન મેજર દારબશાહ દીવેચા છેઉં, અને તમે માહરી સંભાળ હેઠળ છેઓ."

"પણ હું અહીં કેમ આયો ?"

"તમે દુમસમાં દરયાની બાજુએ એક બાંકપર બેહોશ પરેલા મળી આયાતા, અને તમારી પીછાણવાલું કોઇ નહિ મળવાથી તમારી સારવાર થાય તેવી ગરકસદથી તમોને અતરે લાવવામાં આયાચ."

જાલે એટલું સાંભળતાં થાકથી પાછી આંખ વીચી દીધી. એ થોડા ઘણા ખુલાસાથી દુ:ખભરી ગઇગુજરીની એક ભાગીતુટી યાદ તેનાં મનમાં પાછી તાજી થતી હોય એમ કાંઇક લાગ્યું.

તેણે તે પછી જરા વારે કાંઇ પીવાનું માંગ્યું. તેની જબાન સુકકાં છેરાં જેવી થઇ જતી હતી, અને ડાકટરે તેને જે જીવ ઠરવાની દવા બરફમાં ઠંડી કરીને આપી તે તે જવાન બિમાર એક ઘોટે પી ગયો. તે પછી તેને થાકથી અને કેફથી તરતજ પાછી ઝુકણ આવવા માંડી, અને થોડા વારમાં તે પાછો ઉંધી ગયો.

છેક બીજી સહવારેજ ત્યારબાદ તે પાછો જાગ્યો, અને તે વખતે સહવારના સુર્યનાં નરમાસભરયાં કીરણો બારી વાટેથી એક રેલા રુપે તેનાં બીછાણાં તરફ તણાઇ આવતાં હતાં. બાહેર સઘળે નુરાંની, તાજગી અન તનદરોસ્તીનોજ ભાસ કરાવતી તે એક સહવાર હતી, કે જયારે તેને હુશયારીમાં પાછો આવતો જોઇને ભલો ડાકટર દીવેચા તેની પાસે તેની નાડ પકડી ઉભો હતો. તેની ખાતરી થઇ હતી કે તેનો દરદી આજે મનની વધારે શાંત ને સાવધ હાલતમાં હતો.

"ખોદા કરશે તો તમોને હવે જલ્દીજ આરાગ થશે," તે તબીબે સધ્ધારો આપતી કીસમે કહયું. "તમોને છેક મોહતનાં દાચાંમાંથી પાછા બહાર ખેંચી લાવવામાં આયાચ। હવે જે તમોને જોઇએચ તે ફકત શાંતી અને સારો શકિતનો ખોરાક છે. મારૂં કેહયું માનીને અમે જે આપ્યે તે દવા અને ખોરાક તમે ગુપચુપ લેયા કરશો તો બીજા પંદરેક દાહરામાં ખોદાની બક્ષેસથી તમે પાછા ફરતા હરતા બી થઇ શકશો. તમોને હમણાં સારૂં લાગેચ ? તમો હમણ

મારી સાથે વાત કરી શકો એટલી શકિત ધરાવોચ? તમે દુમસમાં શું કરવા ગીયાતા?"

"મને મુતંલગ તે યાદ નથી આવતું, ડાકટર," જાલે નબળા અવાજે કહયું; "હું યાદ કરવા માંગુચ પણ હું વિચારજ કરી શકનો નથી! મારાં મગજમાં બધી ગુચવણ ને ગભરાત છે. તમે કહેવોચ જેહું ભેજાંની તાપથી બેમાર ઉતો; ત્યારે મેં તાપની ઝુગમાં કંઇ લવારો બકારો કીધો હોશેની?"

"કંઇ ઘણો નહિ," ડાકટરે ઉડાવનારો જવાબ આપતાં કહયું,— અને વધારયું, "તમારાં કોઇ સગાવહાલાં હોશેની? તમે અહીં બિમાર છેઓ તે બાબે કોઇને તમો ખબર આપવા ચાહતા હોશોની?"

તે જંગલી કીસમે તે ડાકટરનું કોહું ટીકરીગોપ કરવા લાગ્યો!

"મને કંઇ યાદ નહિ આવતું," તેણે પાછું કહયું. "મારા પપા આવી ગીયા હોશેની? તેવણનેજ કાંય નહિ તમે પુછયું? મારા પપા પોતે તો સારી પેઠે છેની?"

"હું તમારૂં કે તમારા પપાનું કોઇનું બી નામ જાણતો નથી," તે ડાકટરે જવાબ કર્યો. "ફકત તમારા રૂમાલપર અને શર્ટપર J. M. છે તે વતરોગે બીજી મને કશીજ બાતમી અત્યાર તક મળી શકી નથી. તમારા ખીસામાં કરનસી નોટોનો રોકડ અનેજ ઘણો હતો તે બધો તો સંભાળથી મેં ઉંચો કરાવેલ્રો છે. તમારાં નામનો એક કાડ વટીક મને તમારી પાસથી મળી શકયો નથી!"

"હવે મને ખ્યાંન આવેચ," કંઇક હુશયારીમાં આવતો હોય તેમ જાલે કહયું. "હું શેઠ ખાન્દાનના મહેરજી શેઠનો એકપુરો દીકરો જાલેજર છેઉં. તમે મહેરબાની કરીને મારા પપાપર તાર કરો, અને તેવણ તાબરતોબ અને ખચ્ચીત અત્રે આવશે."

તે ડાકટરનો ચેહરો એ સાંભળતાં વધારે ગંભીર થયો! તેણે થોડુંએકપરજ શેઠ ખાન્દાનના મહેરજી શેઠ મરણ પામવાના સમાચાર મુંબાઇ તરફનાં પેપરોમાં વાંચ્યાં હતાં. તે મરણની એક આગેવાન પારસી શેઠયાના મરણ તરીકે વિગતવાર અને લંબાણથી તે દરેક પેપરે નોંધ લીધી હતી, અને જોકે ડાકટર દીનેચા સાથે મરનારને ઓળખાણ પીછાણ જેવું કશું ન હતું, તોપણ એ મરનારને તેમનાં માન પામેલાં નામના બાયેંસથી એ ડાકટર ઘણી સારી રીતે પીછા-

ણુતો હતો; એટલે જાલ જે આ ફાટું ફાટું બકી ગયો તેથી તે હજી પુરતી સુદ્ધીમાં નહિ આવ્યો હતો એમ જોઇને તેણે તેને તુરત વેળા કશી બી વધારે વાત કરાવાનું મોકુફ કરવાનેજ વધારે દુરસ્ત માન્યું.

તે પછી બીજા બે ત્રણ દિવસ સુધી તેનાં મનની હાલત એવીજ ઉસ્કેરાયલી અને અસ્વસ્થ રહી. તે દેખીતી રીતે અંદરખાનેથી વધારે તાકાતવન થતો જતો હતો, તોબી કાંઇ બી બોલવા ચાલવા નહિ ગમતું હોય તેવી રવેસે ખામોશ અને સુસ્ત પડી રહેવાનું તે વધારે પસંદ કરતો હોય એમ નજરે આવ્યું. હજી તેનો ચેહરે ફીકકો અને તવાયલોજ હતો; તેના ગાલમાં અને આંખમાં ખાડા પડી ગયલા હતા; તેના હોઠપર લોહીનું એક બી ટીપું નહિ હોય એવું દેખાતું હતુ. ટુંકમાં, તેની હાલત સુધરતી છતાં તે પુષ્કળ કમતાકાત અને જોઇએ તે કરતાં હજી ઘણો વધારે બિમાર હતો.

—o:o—

## પ્રકરણ ૫૦

એમ દિવસો ગબડી ગયા, અને એક દાહડો ઉંઘમાંથી બેદાર થવા કેડે તે જી—રોજીનું નામ પુકારતો એકદમ ચોંકી ઉઠયો. "ઓ જી—રોજી, મારી જી—રોજી, તું કાંહાં છે? ઓ, હુંજ કાંય નહિ મરી ગીયો? મને કોણે જીવારયો? હુ શું ધકેલા ખાવા જીવતો રહયો?" તે મોટે મોટે પુકારતો હતો।

ડાકટર દીવેચા તેનો ગડબડાત સાંભળી તેની પાસ ફીકરમંદ દોડી આવ્યો. તેણે તેને ઘણોક દીલાસો ને સધ્યારો આપ્યો, અને પછી પટાવીને સર્વ હાલ પુછયો. તેણે જોયું કે સખત તાપની ઝુમના બકબકારામાં પણ તે એ કોઇ જી—રોજીનાંજ નામનું રટન કરતો રહયો હતો, અને તેથી તેમાં કંઇ બી વજુદ હોવુંજ જોઇએ એમ તે ડાકટરને તરત લાગ્યું. તેણે, તેથી, એ સર્વ હાલ બ્યાન કરીને તેને કેહવાજોગી હીંમત આપી, અને ત્યારે હવે તેની યાદદાસ્તમાં સઘળું તાજું થઇ રહેલું હોવાના સબબે જવાન જાલે તેની તે માહાબુબને લગતું એક તુલોતવીલ બ્યાન આંખોમાં આંસુ લાવી રજુ કરયું, અને પુરૂં કરતાં વધારયું, "તમારે મને મરવાજ દેવો ઉતો, ડાકટર; તમે

શું કરવા મારૂં મોહત આવતું હતું તે રાતે મને દયાનો હાથ આપી બચાવ્યો ?"

તે ડાકટરે વળી તેને ધીરજ આપી, અને તનાં કુટુંબને લગતી આગળી પાછળી વધારે બારીક વિગતો પાછી તેને પુછી લીધી. તે પછી તેણે પોતાની ખાતરી કરવા કાજે ખાનગી તેહકીક કરવા માંડી, અને ત્યારેજ તેની ખાતરી થઇ કે જાલે કહેલી વાત હરફેહરફ સાચી હતી।

"તમારાં લગનનાં હકદારપણાં વિષે તે બાનુંને કંઇ શક હોય એમ કંઇ તમોને લાગેચ વારૂં ?" તે ડાકટરે વળી એક દહાડો વાત તાજી થતાં ઘણી દીલસોજી સાથે જાલને પુછયું.

"એક જરા બી નહિ," જાલે જુસ્સાથી કહ્યું. "તે મને તજી ગેઇ તે લગનની નામુનાસેબીની કોઇ બી ફકરથી હોયજ નહિં. હું તો એટલુંજ જોઇ શકુંચ જે તેના બપાવા સાથે હું હંમેશ ઘણા ગુસ્સાથી વરતતો હતો, અને તેવામાં તે ડોસાનું ખુન થયું તેથી તે ખુનનો અપરાધી મને માનવાની પોતાનાં મનની ઉસ્કેરણી વચ્ચે એ માહાબુએ થાપ ખાધી, અને તેથીજ તે મને તજી ગેઇ."

"લોકો ત્યારે હજી એ ખરી વાત કોઇ જાણતાં નથી," તે ડાકટરે સધ્યારો આપવાની મતલબથી કહયું. "મેં મારી જુસ્તેજોમાં એટલું તો જોઇ લીધુંચ કે લોકોમાં એ તમારા છુંપા લગનની અને તમારાં બાપનાં એ બેહુદાં વીલની વાત તદન જાહેર થઇ ગેઇચ, જેથી તે બધાં તો એમજ માનેચ કે તમે તમારી મોહરદારને લઇને કેઠે બહારગામ જતા રહ્યાચ. મેં મીસ ફ્રેનીની બી ખબર કાહરીચ, અને તે જવાંન બાંનુ હાલમાં મધરાસમાં ત્યાંનાં આગેવાન સરકલનાં કોઇ પારસી બાંનુ સાથે રહેલી છે. પેલો લુચ્ચો પેસા વળી કંઇ નવીજ વિપતમાં સપરાયલો છે। આવતે વરસ તમારા પપાનો મોટો દલ્લો હાથ આવવાની કુમક પર હુલકઇ જઇને તેણે કાંઇ પોતાની લોડજનાં નાણાં મોટી રકમ તકનાં ઉચાપત કરીને સન્તો કીધો જેમાં સખત રીતે આવી ગયલો, અને નાણાં તરત ભરપાઇ કરી આપવાનું લૅાડજ તેનીપર મજબુત દબાણ ચલાવેચ, જેથી એ ઝમેલો જલ્દીજ કોરટની દેવરીએ જવાનો અને તેની પર ફોજદારી મંડાવાનો બી નકકી સંભવ છે। મને તો લાગેચ, મી૦ જાલ કે લોકોની તમામ 'સીમપથી' તમારી તરફજ છે."

"એ બધી તમારી અગતની ખબરઅંતર વાસ્તે હું કેટલોબધો તમારો આભારી છેઉ, ડાકટર," જાલે મોટાં હેસાંનથી કહયું. "વાહાલી ફ્રે સલામત અને સુખી છે તે જાણી મને ઘણી ધીરજ મળી. હુ સાજો થઇને એને મળવા જવસ, અને તેટલાં હાલમાં એક વિગતવારે કાગળ લખશ."—અને ડાક્ટરે એ તેના હીંમતવાન ઠરાવોમાં તેને દરેક જારતી હીંમત અને ઉંતેજન આપ્યું.

બીજે દાહડે ડાકટરે જાલને પોતાના વધારે વિશ્વાસમાં લીધો.

"હું કંઇ સલ્લાહ આપુ તો તમે કંઇ બુરૂં તો નહિ માનો, મી૦ જાલ?" તેણે હસીને પુછ્યું.

"નહીં; તે વરી શું છે?" જાલે ઇંતેજારીથી સવાલ કીધો.

"હું દુન્યાદારી જોઇ ચુકેલો માણસ છેઉં," તે ડાકટરે કહયું; "અને તમારે પેસી જેવા એક મોટા લુચ્છાને તેની બદકારી ને બદફ્રેલીમાં ફાવવા શું કામ દેવો જોઇએ તે હું જોઇ શકતો નથી."

"તમે શું કેહવા માંગોચ તે મને મુતલગ સમજ પડતું નથી," જાલે બેબાખરા હાલથી કહયું.

"હું વધારે ખુલાસાથી બોલસ," ડાકટરે કહયું. "હું લુચ્છા પેસી વિષે બોલવા માંગુંચ તે એ કે તમે પ્યારને ખાતર પરણ્યા, પણ પરવરદેગારને ઘેર તે મંજુર નહિ થયું, અને તે બિચારી તમારી ઘણીઆણી વેહેલો બેહેસ્તમુકામ પામી; હવે ત્યારે હું નહીં સમજી શકતો કે તમારે ફ્રેનીને તમારી બોહરદાર તરીકે હજી બી કબુલ કરીને લુચ્છા પેસીને તેની પાપી યોજનામાં ફાવતો અટકાવવો અને માહાત કરવો શું કરવા નહિ જોઇએ?"

"ચુપ કરો, ડાકટર!" જાલે ચસ્સાથી કહયું. "તમારૂં મારી ઉપર જાવેદાન તલકનું હેસાંન છે એટલે હું તમોને વધારે બોલી નહિ શકતો, પણ બીજા કોઇએ જો મારી આગળ એવી ગલીચ દરખાસ્ત રજુ કરી હોતે તો હું તમોને ખાતરી આપુંચ કે હું તેને માફ કરી શકતે નહિ. મારા પ્યારમાં સચ્ચાઇ અને વફા સિવાય બીજું કંઇજ હતું નહી, અને તેથી એક વખત મેં જેને દીલ આપ્યું તેનાં મોહોત સાથ મારો પ્યાર અને મારૂં દીલ મરણ પાંમી ચુકયાં છે. ઓ, તે દુમસના દરયાકિનારે તેનીજ ઘોરમાં તેની સા

સુતેલાં છે!"–અને તે ડાકટરે જોયું કે જાલ સાથ જ્યાદા તકરાર કરવી એ બીલકુલ પથ્થરપર પાણી રેડવા જેવુંજ હતું.

બીજે દહાડે તબિયત જરા સારી હોવાથી જાલે ફ્રેનીપર એક કાગળ નિચે મુજબ લખી વાલ્યો:—

"મારી વ્હાલી ફ્રે—

"મારી આટલા લાંબા વખતની ચુપકીદીથી બેશક તું ઘણી તાજુબ થઇ હોશે. તેં તો તો ખરેખર એમજ માન્યું હોશે કે મારી જી—રોજીનાં સુખમાં હું તું વ્હાલી ને દીલસોજ બહેનને તદનજ ભુલી ગીયો; પણ ખરી વાત એટલીજ છે કે હું તો મરતો મરતો બચ્યોચ, અને છેક મોહતનાં બારણાં સુધી ગીએલો મોટી જેહમતથી મને બચાવવામાં આવેલો છે! હું ચાહુંચ કે જે મેહરબાંને એ મીસાલે મોહબતથી મારો જાન બચાવ્યોચ તેવણે મને બચાવ્યોજ નહિ હોતે, અને હું ખરાં જીગરથી ચાહુંચ કે હું મરીજ ગીયો હોતે! ઓ ફ્રેની, શું હું તુને મારાં મોટાં દુઃખની વાત લખું? તું વાંચીને કમકમશે કે મારી ગરીબ જી—રોજી જવાનીના પુર બાહારમાં આખર થઇ ગેઇચ, અને તેણે એટલો વહેલો બેહસ્તમુકામ સોહધ્યોચ! તે એક ઘણી લંબાંણ વાત છે—અમારી જુદાઇ ને તેનાં એ અકાલ મોહતની. હાલ હું તે બધું અત્રે લંબાણથી લખી શકું એવી તનની કે મનની મજબુત હાલતમાં નથી એટલે ચાહું એટલાં લંબાણથી લખી શકતો નથી. ટુંકમાંજ જાણ કે જી—રોજીનાં મોહતે મને પોતાને બી મોહતનેજ બિછાણે પછાડ્યોચ, પણ સુરત ખાતેના ભલા અને જાણીતા ડાકટર દીવેચાને હસ્તક હું બચ્યોચ, ને હાલમાં મારી તબીએત સારી ને સુધરતી છે. તેવણે એક સગા બાપનાંજ હેત ને કાળજીથી મારી સંભાલ લીધીચ, અને હાલમાં હું જરાજરા બિછાણાંમાં ઉઠતો બેસ્તો થઇ શકયોચ. સાહેબજી, વ્હાલી ફ્રે, મારી ગરીબ સુંદર જી—રોજીનાં રૂહને મીનોઇમાં સદા શાંતી ચાહજે, અને મને અવારનવાર હેતથી યાદ કરતી રેહજે. હું વરી ફરીથી જ્યાં મારીથી બનશે ત્યારે તુંને વિગતવારે લખસ. જાલ."

આ કાગળનો નજદીક દસેક દીવસે ફ્રેની તરફથી ઘણો દીલસોજ જવાબ પાછો ફરી વલ્યો તે રેજીસ્તર કવરમાં આવ્યો. તેણે

જી—શેઠજીનાં મોહત બાબે પોતાની ઉંડી દીલગીરી ને દીલસોજી લખી વાલી હતી, અને જાલ મરતો મરતો બંચ્યો તે માટે વળી પોતાની તેટલીજ ખુશાલી જાહેર કીધી હતી. તેની સાથે તેણીએ વળી એક બીજો બી લંબાણ અને મોટો કાગળ બીડયો હતો, અને તેના સંબંધમાં તેણીએ લખ્યું હતું કે —

"આય સાથનું કાગલ ઘણી ધીરજથી વાંચજો. વાંચીને જરા બી પાછા ઉસ્કેરાતા કે બિમાર થતા ના. પેલો તમારો કમબખત પેસી ગુજરી ગીયોછ તે કદાચ આએ આગમચ તમે પેપરોથી જાણ્યું હોશે. મને એનો આય દસ્તાવેજ ફકત બે દીવસ થયાંજ મળ્યોચ. હવે વીલના કરારની રાહે તમારા બાપની તમામ બીસ્થાર દોલત ને માલમીલકતના તમે એખલા ને હકદાર વારેસ છેઓ. ખોદાનું કામ ખોદા આસાન કરયો જાએચ. આદમી હજાર ધારે, પણ તે ધારેલી ધારણા પાર ઉતારનાર તો એકલો પાક પરવરદેગારજ છે. ફાલો મળવાની ઉમેદમાં પેસી ફાલાફુલીમાં ફાટી ગીયો, પણ તેની પીઠ પછવારે શું છે તેની એ અભાગ્યાને કશીજ ખબર રેહી નહિ. હવે તમે વહેલા વહેલા સાજા થજો, અને જેમ બને એમ જલદી અતરે આવવા ઉપરજો. આય સાથે બીડેલા કાર્ડમાં નામ ઠેકાણું છે તે મુજબ સુરતથી ઉપરો ત્યારે મને તાર કરજો એટલે હું સ્ટેશનપર લેવા આવશ. કંઇ બીજી બી ઘણી જરૂરની વાતચીત રૂબરૂ મુલાકાતમાંજ મારે કહેવાની ને કરવાની છે, તેથી, જેમ જલદી બને એમ—જરા દીલમાં તાકાત આવે ને—નિકલીજ પરજો.

લા૦ તમારૂં ભલું ચ્હાનારી, ફે."

———:※:———

## પ્રકરણ ૫૧ મું.

એ કાગળ વાંચ્યા બાદ ભારે તાજુબી ને મોટા ગભરાત વચ્ચે જાલે પેસીનો કાગળ ઉખેડયો ને વાંચયો. શું પેસી એટલો જલ્દી મરી ગયો હતો? ઓ ખુદા, શું એ બનવા જોગ હતું? તેણે અલબત પેપરોમાં અત્યાર તદ એ મતલબનું કશુંજ વાંચ્યું ન હતું—તે તો હાલમાં પેપરો વાંચતોજ ન હતો—પણ અજાયબા એ

હતી કે ભલા ડાકટર દીવેચા પણ અત્યાર સુધી તેની આગળ એ બાબે કશુંજ બોલ્યા ન હતા! એમ કેમ?

મગર પેસીએ પોતે શું લખ્યું હતું? તેનો મરતી વખતનો તે મુખજુબાની લેખ આ મુજબ હતો:—

"આએ હું મારે મોહતને બિછાંણે લખાઉંચ. અને તેથી જે કાંઇ લખાઉંચ તે લાગતાં વલગતાંઓએ તદ્દન ખરૂં ને ખરાં દીલનુંજ જાણવું. હું પોતાને ઘણો નસીબદાર જાણતો હતો. મારે માથે ખોદાની તો નહિ પણ સેહતાનની ચોકી હતી, અને તેથી હંમેશ મારી ફાવત થતી હતી એમ હું મારાં મનથી સદા મલકાતો રહયો હતો; મગર મારી બદબખ્તીના આએ મારા છેલ્લા દાહરાઓમાં નાપાક સેહતાન પર લ્યાનત પરજો કે તે બી મને છોરી ગીયોચ! એમ કેહવામાં આવેચ કે મુજીઓનાં અને માહાપાપીઓનાં દીલ બી મરતી વખતે મુલાયમ બનેચ, અને તે ખરૂં હોવું જોઇએ, કેમજે મારી છેલ્લી ઘરીએ બધું ખરેખરૂં લખી પાપ કબુલ કરી દેવાની મારી લાલચ હું દુર કરી શકતો નથી. મને લાગેચ કે જાંહવેર હું એ પ્રમાણે એક ખરા ને સાચ્ચા ખુલાસાથી મારા આત્માને ખલાસી આપી શકવાનો નથી ત્યાંવેર મારો જીવ આય દેહથી રીહાઈ પામવાનોજ નથી!

"મારૂ એ મોટામાંમોટુ કમનસીબ હતું કે હું મોટા ખાન્દાનમાં પણ મુફલીસ માબાપને પેટે જન્મ પામ્યો, કે જેઓએ પહેલે મને થોરાઘણા પૈસાના લારમાં ઉધારીને બેહકાવી મેલ્યો અને પછીથી કાકાજીને આસરે ઉધરતાં પૈસાનો લોભ હું તેથી મારાં દીલથી કદી બી અલગ કરી શકયોજ નહિ. મારી બીજી કમનસીબી એ હતી કે હું એક એવી છોકરીને હદ વગરના હેતથી ચાહતાં શીખ્યો કે જેણે મને કથીર કરતાં બી તુચ્છ જાણ્યો, અને ધુળમાં રગડોલાતા એક કીરાની મીસાલે જે સદા મને ઠોકરે મારતી અને કચરતીજ ચાલતી! એમ છતાં નસીબ સાથે ટકકર લરીને બી મેં તો ધન અને ધણીઆણી બેઉ મારી મરજીને જવાબ કરતાંજ જીતવાના કસમ લીધા. પહેલે, તેથી, મેં ધન હાથ કરવાનોજ તાગરો રચ્યો, અને મહેરજી કાકા ઉપર ફુરતાજીથી અને સીપલાંથી મારે વાસ્તે એવો તો એસ્તવાર છાપ બેસારી દેવામાં હું ફ્તેહમંદ થયો કે તેથી મારી ધારેલી

ધારણા બધી પાર ઉતરવાના આસાનીભરયા રસ્તાપર હું ઉતરી ગીયો. તેવણે જાલની દેખરેખ ને સંભાલ કુલ વિસ્વાસમાં મને જ સપુર્દ કરી, અને હું તે બાપ દીકરા વચ્ચે કુનેહથી કામ લઇને વધારે છેટું પારવાને આબાદ શકિતવાન થયો. હું મારા બધા દાવપેચ અતરે વિસતારીને લખી શકતો નથી. કાકાજીનો મારી ઉપર વિસ્વાસ દીનપર દીન વધનોજ ગીયો. અને તેમ તેમ હું વધતો ને વધતો ફાવતોજ ગીયો. મામલો પછીથી એટલી હદ સુધી મારા લાભમાં બહેકી ગીયો કે મારા વગર ને મારી સલાહ વગર એક ઘરીબી કાકાજીને ચાલેજ નહિ! કાકાજી ભેજાંના ઘણા નબલા હતા, અને હાર્ટડીઝીઝથી પીડાતા હતા, એટલે કોઇ બી વખત ચટ ને પટ મરી જાય એ મામલો જોઇને મેં એવી તો ફુરતાજથી કામ લીધું કે ઝટ મારા લાભનું વીલ એ ડોસા પાસ કરાવી લેવામાં બી હું આયંદા ફ-તેહમંદ થયો. 'પોરયો ઘણો નાદન ને હુલવેલ્યો છે, એવો મેં જાલના સંબંધમાં એ ડોસાપર આબાદ છાપ બેસાડયો, અને તેથી થયું એમ કે એક હાથ પર ફતો મારે વાસ્તે કાયમ કરીને પછી ફ્રેનીને મારી બનાવવાની મેં જેહમત ઉઠાવી. તેમાં બી હું તદન નહિ ધારેલો ફાવ્યો ને ફતતેહમંદ થયો. જાલ જી—રોજીની ફાંસમાં સપરાયો, અને મેં "હં—હં" ને "નહિ—નહિ" કરી કરીને સામું આગળ રહીને તેને તેની એ બેહુદી હીલચાલમાં દરેક ઉ-તેજન આપ્યું!

"વિગતવારે બધું લખવાજોગ કમનસીબે મારી પાસે હાલ વખત નથી. હું હાલમાં મારી છેલ્લી તાસવીસની છેલ્લી ઘરીઓ વચ્ચેજ છેઉં. હું જાલનાં લગનની કેફયત ડોસાને કેહવા ફુલ જેવા હલકાં જીગરે તે પછી જયારે આએ તરફ પાછો ફર્યો ત્યારે મેં મારી ઘણી અજાયગી અને ગભરાત વચ્ચે મામલો તો આણીમેર છેક અજબ જેવી હદ સુધા બીચકી ગીએલો જેયો! ડોસાના કોઇએ મારી વિરૂધ્ધ મજબુત કાન ભરયા હતા, ને તે મારી સાંમે ઘણો ઉસ્કેરાઇ ગીએલો હતો! કોણે તેને એમ ભરાવ્યું તે હું કહી શકતો નથી. હું માંનુચ કે મારી વેરસી મુદદઇ ફ્રેનીએ. એટલે સુધી કે જાલની વિરૂદ્ધ મને તે દાદરે એ ડોસાએ એક બી બોલ બોલવા બી દીધો નહિ! તેણે તો પોતાનું વીલ ફેરવી નાખવાનો વઠીક પોતાનો ઇરાદો એકદમ જાહેર કીધો, અને મેં જેયું કે જો જરા હું ડીલી—

ડેલી થવા દેવસ તો બધું મારૂ રાંધેલું પાછું એક લેહજામાં બરહમ થઇ જવાનું ! એ ઉપરથી મારી છાતીમાં સેહતાને તરત વાસો કીધો. અને જેવી તેણે મને કંઇ કેહીને પીઠ મરડી કે તરત મેં મારા હાથમાંની લાકડી ઉપાડીને તેનાં માથાંપર મજબુત ને ઓસ્તવાર એક ફટકો માર્યો. એકજ ફટકો-અને પરીણામ શું થયું તે જોવા કે જોવાને થોભ્યા વના હું તો ત્યાંથી જીવ લઇને નાઠો. સારાં નસીએ મને ઘેરમાં દાખલ થતો કોઇએ જોયોજ નહિ હતો. એ એક એતેફાક માત્ર થયો કે હું ઘેરમાં આવ્યો ને ત્યાંથી પાછો બાહાર પડયો તેની કોઇને કશીજ ખબર થઇ શકી હતી નહિ !

"ડોસો ત્યાર પછી રીબણરાબણ પડયો, અને હું બીહતો હતો તેથી ઉલટી રીસમે ડાકટરોએ તો તેનો એ અંતકાળ લકવાની બીમારીનેજ આભારી જાહેર કર્યો; તે પછી તે ઘણે દાહારે ગુજરયો. અને ગુજરયો ત્યારે હરખથી હું નાચવા કુદવા પડયો કે મેં વખત સાંધીને કામ લીધેલું હોવાને લીધે અસલ વસયત કશા બી ફેરફાર વગર સલાંમત અને સાબુત હતું !

"હું મરનારની બેમારી દરમ્યાન એકજ વખત જાલને એના બાપીકા બંગલામાં મલ્યો હતો. ત્યારે બી હું ત્યાં ચોરી છુપીથીજ આવ્યો અને ગયો હતો. તે વખતે એ કમઅકકલ છોકરાને હું પાછો મારી પક્ષમાં મનાવી લઇ શકયો હતો, પણ ત્યાર પછીથી મામલો પાછો વધારે બગડી ગયો. અને તેને મારો મજબુત શત્રુ થયલો જાણીને ફરીથી તેની રૂબરૂ જવાની મને એકદમ હીમત થઇ નહિ-તે એટલે સુધી કે ડોસો છેકજ ઘરીપલ હતો તે વખતે હુ મામલો તપાસીને ખંડાલામાં ભરાઇ રહયો, અને તે ગુજરવાના સત્તાવાર સમાચાર હાથ આવ્યા પછીજ મોડી રાત્રે હું જાલને બંગલે તેને મળવા ગયો. મને જી—રોજીની મદદમાં જરાતરા વિસ્વાસ હતો. તે મારી તરફથી બે સારાજ સુખનો બોલશે અને પોતાના ખાવંદને મારા લાભમાં મનાવી લેશે એમ હું માનતો હતો; પણ હું મોરો પોંહચ્યો. હું બંગલાના કંપાઉંડમાં ચોરી છુપીથી ઘુસ્યો તેજ વખતે જાલની ગારી ધરધરાત કરતી કે મારી પાસેથી પસાર થઇ ગેઇ, અને જાલને તો મેં સ્ટેશન તરફ હંકારી જતો જોયો.

"હવે શું કરવું તે મને સુંજ્યું નહિ, મારે તરત પાછો મુંબાઇ જવું કે અંદર જઇને જી—રોજીને એકલીનેજ મળવું તે

કંઇ મને તુરત વેળા સમજ પડયું નહિ. મારાં પગલાં શાથી અને કાંય બંગલાને લગતા બાગના પાછલા ભાગમાં દોરવાયાં તે બી હું જાણતો કે કેહી શકતો નથી. હું એટલુંજ જાણુંચ કે હું તે તરફ ગીઓ ત્યારે તે તરફની કાચની બંધ બારીમાંથી મેં જી-રોઝીને એક સોફાપર પડીને એકલી રડતી જોઇ. તે એ વખતે પોતાના પોશાકની અતી ઘણી બેદાદી ને હાલહવાલીમાં હતી, અને તે કિસમમાં તે એટલી તો કંઇ સુંદર દેખાતી હતી કે તે જોતાં સાથે બુરી વાસનાએ મારાં તદબદનનો એકદમ કબ્જો લીધો, અને તેથી ઘરમાં દાખલ થવા આગમચ બધા નોકર નફરો વગે સગે થઇ જતાં સુધી હું મોડી રાત તક અંધારાં વચ્ચે તે બાગમાંજ એક મોટાં ઝાડ પછવાડે છુપાઇ રહગેઓ: અને અરે બદનસીબ! જેવો હું લાગ જોઇને મારી ભરાવાની જગાએથી બાહાર આયો તેવોજ અંધારાંમાં હું કોઇની સાથ એકદમ અટરી પરયો, કે જે મને ચોર સમજીને બુમ મારે તે આગમચ મેં તેનું મોહુંજ દાબી દીધું અને પછી મારા બચાવ વાસ્તે બીજો ઇલાજજ ન જોઇને, તેનો ટાટો ભચરી નાંખીને ત્યાં ને ત્યાં મેં તેનું ખુન કીધું!

"તે શીહા રાત્રીમાં થયલું તે ફક્ત એકજ મિનીટનું એક આહા જબુન કામ હતું. તે બુઢાનું મોહતું દારૂ દારૂ બહેક બહેક થતું હતું, અને મેં અંધારાંમાં અનુમાનથી જાણી લીધું કે તે કોઇજ નહિ પણ પેલો ઘરડો ફલાબા હતો. તે આવી મોડી રાત્રે એ તરફ કેમ આયો તે બી હું તો જાણતો નથી. તેનું મોહતજ તેને હાથ પકરીને ઘસરી લાયું કે દારૂની બાદારમાં ખરો રસ્તો ચુકીને તે આય તરફ ચાલી આયો તે હું કેહી શકતો નથી. તેને મારી નાંખવાની મારી મુતલગ ધારણા નહિ હતી. તેને મારવા કે ખુન કરવા વાસ્તે મને એક બી લાભ કે લોભ નહિ હતો. તે બેતાકાત બુઢો મારા હાથમાં એક બચ્ચાં પેરે એકજ મિનીટમાં ફના થઇ ગીયો, ને એક બી દચકાં કે એક બી ઘરટલા વગર તેનો જીવ જતો રહગેઓ! તે પછી હું તદન હિંમત હારી ગીઓ, અને જી-રોઝીને હાથ કરવાનો પાપી કસ્દ એકદમ પરતો મેલી ત્યાંથી બી તરતજ જીવ લઇને નાઠો.

"પણ મને બદબખતીએજ ઘેરેલાં એટલે હજી મારાં પાપો મને નજી ગીયાં ન હતાં. કાકાનો વારસો જી-રોઝી સાથનાં જાલના લગનના

સબબે જરૂર મારે હાથ આવવાની ફુમકપર મેં લૉડજનાં નાણાં ઉચાપત કરીને મોટો સન્તો કીધો, અને સઘળું મારી ધારણાથી ઉલટુંજ થઇ જવાને લીધે અંતે મારા જીવપર આવી બન્યું, મેં ગાબરગુબર કરવા અને મારી ધરપકડ અટકાવવા મારૂં બનતું કીધું, પણ તકદીર આગળ તદબીર રદ થઇ પડી. હું એ નાણાં તકાજે થતાં હવે ભરી શકતો નથી, અને આજે મારી સામ્બે વૉરંટ લેવાનું ચેમ્બરમાં મોશન થયું છે એવી મને મજબુત બાતમી મળતાં મેં ઝેરી ટૅબલોઇડસ મારાં આખાં બદનમાં ઇનજૅકટ કરી દીધેલી છે. એમાંથી મને હવે કોઇ બચાવી શકવાનું નથી, અને હું હવે મારી હીણપસ્તી નામોશી ને શરમીંદગીના મોહતમાંથી બચવા માંગનો બી નથીજ. હું ભરજુવાન, હોંસ ઉમેદભર, કાચ્ચો કુમારો મરી જાઉંચ, અને મારાં એ મોહતથી મારા જેવાં પાપમાં મસ્ત બનેલા સેહતાનનાં સાથીઓને દાખલો લેવા દેજો. જાલ, ફ્રેની, જી--રોજી, તમો સર્વને છેલ્લી સલામ! તમો બધા જીવવા ને સુખી થવાને લાયક છેઓ, ને ખોદા તમોને જીવારે અને હજી બી સુખીજ કરે!—પેસી,”

* * * *

જાલે કેવાં ફાટફાટ થતાં જીગરે અને દીલની કેવી ઉશ્કેરણી વચ્ચે આએ લંબાણ કાગળ વાંચ્યો તે વિસ્તારીને કે બ્યાન કરીને અતરે કેહવાની કશી બી જરૂર છે? પેસીના એ દસ્તાવેજપર મુંબાઈના સેકન્ડ પ્રેસીડનસી મૅજીસ્ત્રેટની મોહર હતી, કે જે બતાવતું હતું કે એ એકરાર સતાવાર અને સાચ્ચોજ હતો, અને તે પેસીનાં મરવા આગમચ ઑસ્પીટલમાં રજુ થયલો તેનો છેલ્લો મુખજુબાની એકરાર હતો.

જાલ કમકમ્યો. આવો એક માહા મુજી, બબ્બે જબુન ખુનનો પલીદ અપરાધી તે તેનો કઝીન—કાકાનો દીકરો—હતો એમ કબુલ કરતાં તે પોતાના મનથી અત્યંત કમકમ્યો અને લજવાયો; પણ સરજતના ભેદને પોંહચી વલવા જેવી મજાલજ કોણની છે?

——:o:——

## પ્રકરણ પર મું.

અને એ રીતે તકદીર સાંમે તદબીર બેહસાબ અને રદ છે. કમીનો પેસી પોતાના કાકાનો વારસ થવા ને ઠરવા આસમાનના

તારા તોડી નિચે લાગ્યો, પણ અતે પોતાની "કર ને જો"ની ફેજ અહીં ને અહીં પામ્યો, અને ભર જવાન વયે દુન્યા પાર થઈ ચાલતો થયો; અને તે બી કયારે?—જ્યારે કે જે સુખ માટે તેણે પાટયાં ગોઠવ્યાં, કાવાદાવા રચ્યા, ઉંધાંચતાં સજાવ્યાં તે બધી જેહેમતના પરીણામમાં તે સુખનો પ્યાલો છેક તેના હોઠની લગોલગ આવી લાગ્યો ત્યારેજ!!

એ બેહેસ્ત દોજખનું એક શિક્ષણ છે. વારતાઓમાં એ સદ્દો વખતી ઓછી સહરાગતનો લખાતો હશે ખરો, પણ તેની ચાનકમાં તે રેજેરેજ ખરો છે, અને જીવતી જીંદગી એ કીસમના ખુદાની બેઅવાજ લાકડીનાં મજબુત ચાનકરૂપી દ્રષ્ટાંતોથી બીલકુલ ખાલી નથી. દુન્યામાં એજ થતું ને ચાલ્યું આવે છે. ભલાં હોય છે તેઓ ભલે એક વાર ઘણાં હાડમાર ને દુઃખી થાય, અને બુરાં બધાં એશ કરતાં ને ફતેહમંદીથી ફાવતાં નજરે આવે છે ખરાં, પણ કરણીનો ફેજ દુન્યાની કસોટીપર બને બોરદુવાલાં પુરતાં કસાયા પછીથી યથાર્થ પ્રમાણમાં નિરંતર અને સોવસા અહીં ને અહીંજ મળે છે;—અને એ લખ્ખો જીવતી જીંદગીના દાખલાથી બેતકરાર પુરવાર થઇ ચુકેલું, એક બી સહરાગત વગરનું, તમામ સાચું સિદ્ધાંત છે; પણ સબર—આપણે આપણી અસલ વારતાથી વેગલા ઉતરી ગયા.

પેસીનો મરતી વખતનો સત્તાવાર મુખજુબાની એકરાર તેની છેલ્લી ખ્વાહીશ મુજબ (જાલનું ઠેકાણું મળતું ન હોવાના બાએસથી) સરકાર તરફથી ફ્રેનીને મોકળી આપવામાં આવ્યો, ને ફ્રેનીએ તે પાછળથી જાલને સુરત ખાતે સરજ્યન મેજર દીવેચાની કૅરમાં મોકળી આપ્યો. જાલ પર જેથી અગાધ ગંભીર અસર થઇ. તેની આંખો કરપીણ પેસીનો એ દસ્તાવેજ વાંચતાં આંસુથી ભરાઇ ગઇ ખરી રીતે બબે કરપીણ ખુનોનો એ જવાબદાર પાપી તેનો "કઝીન" થતો હતો એ ખ્યાલથી તે અત્યંત કમકમ્યો, મગર તેની બચગીથી છેક અત્યાર તક તે તેની સાથેજ ઉછરયો હતો, માટે તેનાં એ હીણપસ્તીભરયાં મોહોત પર પોતાના સઘળા કેહેર ધિક્કાર ને કમકમાટ છતાં તે ખેદનાં ગરમ આંસુ વરસાવ્યા વના રહી શકયો નહીં. વળી તેના જૈફ બાપ રીબીરીબીને મુવા તે બી એજ હયાનતી ખુનીની કરપીણ કારસાજીનું એક પરીણામ હતું એમ હવે માહીતી થતાં

તે કાચા કાનના ને ભોળા વાલીદના મોહોતના ગમે પણ તેને નવે-સરથી બેઅખત્યાર રડાવ્યો.

પણ હવે સઘળું પુરૂં થયું હતું. તે મનથી સંધ્યારો એમ પણ પામ્યો કે જ્યારે પેસીના પાપી એકરારથી મુંબાઇનાં ઘણા ખરાં પેપરો ચકચહડી રહયાં હોવાં જોઇએ ત્યારે તે પોતે દુન્યાના આ ખુણામાં એકલો ને આસાની સાથે છુપાયલો હતો. એ બી એક શુંકરગુજારી હતી. તે સોસાયટીમાં ભેલાઇ શકે તે આગમચ તો તે તરફ બધું પાછું નવુંજુનું થઇને લોકોની યાદમાંથી વિસરાઈ જનાર હતું, અને તે બેશક તેણે પુરતો સંતોશ માંનવા જેવુંજ હતું.

પણ હયાં આપણે જાલને પડતો મેલશું, ને થોડીક હવે પાછી પેલી અભાગની જી—રોજીની ખબર લેઇશું. તે માહબુબને આપણે લાંબો વખતથી વિસારી આપી છે. મીસીસ થૅામસનની એકનીએક બેટી ઍની ફુલગુજાર થવા પછીથી આપણે એ બંને અબળાઓને છોડી આપી અત્યાર તક જંજાલી જાલની જેહેમતો દરમ્યાન એ પોરયાની પુઠેપુઠ ઘણાં ઘસડાતાં રહ્યાં છીએ, માટે હવે જાલને થોડો વાર રૂખસદ કરી થોડીક આપણે જી—રોજીનીજ પાછી ખબર લેઇશું.

તે એકનીએક ને વાહલી દીકરી ઍનીનાં મરવાથી ગરીબ મીસીસ થૅામસન અતી ઘણી નિરાસ ને નાઉમેદ બની ગઇ. તેની બધી આશા, બધી મોજ, બધું સુખ તેના દગલબાજ ભરથારથી છુટી ને સદાની જુદી થવા કેડે એ ગાય ગોસપંદ જેવી ગરીબ બેટી—એક-નાંએક ફરજંદ-માંજ તેણે ભરી મેલ્યું હતું, અને તેથી જાલીમ જમ તે પ્રિય પુત્રીને તેની ગોદમાંથી ઘાટકીપણે છીણવી લઇ ગયો તેથી તે દુંખી બાંનુ બની શકે તો ઘણી વધારે નાચાર ને નાસબર બની. બેશક, એ વખતે તેને સુંદર જી—રોજીનો સાહરો હતો. તે નહીં હતે તો આ ફટકો તે એટલી બી ધીરજ ને સહનશકિતથી ખમી શકતે એજ ગોયા શકભરેલું થઇ પડયું હતું!

પણ મોહોતના જખમનો જખુન એકલો મલમપટો વખત છે. એ ખુદાની કાંઇ અજબજ ખુદરત છે. નહીંજ ખમી શકાએ ને નહીંજ ઉપડી શકે એવાં જખુન મોહતના કારી જખમ અને બોજ

વખતનો બળવાન દસ્ત ફેઝ લાવી અથવા હર હાલ કમી કરી શકે છે; અને તેજ ગરીબ મીસીસ થૅામસનના બાબમાં થયું. જીન્—રોઝીએ એ આફત વખતે તેણીની એક ખરી પેટની પુત્રી જેવાજ ભક્તિભાવથી દરેક ખીદમત કરી, અને પોતાના સહવાસ સાહરા ને સધ્યારાથી બન્યું એટલું તે બિચારી ગરીબ અબળાનું દુખ નરમ કરી આપ્યું.

એમ કરતાં એક દાહડે એવામાં એક તદન નહીં ધારેલો બનાવ બન્યો. મીસીસ થૅામસન વાંચનારને રોશન છે તેમ, એક કેળવાયલી ને વિદ્વાન બાંનુ હતી, ને તે દુન્યાને લગતી ખબરઅંતરોથી આ દુન્યાનાં દુરનાં ખુંણામાંબી વાકેફગાર રહેવાની હંમેશ અગત પીછાંણતી હોવાથી હયાં બી પોતાને વાસ્તે મુંબાઇ તકથી એક ઇંગ્રેજી અખબાર મંગાવતી હતી. પેપર વાંચ્યા વગર એક બી દિવસ તેને ચેન પડે એમ ન હતું. આખા દાહડાના દરમ્યાનમાં એક બી વખત પરવાર મળતાં તે એ પેપર આખું અને ચીપી ચીપીને વાંચતી. એ તેનો અસલથી ને અવલથીજ ચાલતો આવેલો રવૈગો હતો.

એ મુજબ ઍનીના હક થવા પછી કેટલેક દિવસે એક બપોરે પેપર વાંચતાં તે અચબુચ અને એકદમ ચમકી. તેમાં એક જાહેરખબર તેને પોતાને લગતી આપવામાં આવી હતી, અને તે મદ્રાસથી કોઇ સોલીસીટરોની પેઢીએ ખાસકરીને આપી હતી. તે આ મુજબ હતી:--

"મીસીસ આર્મસ્ટ્રોંગ હે.--તમારા ભાઇ મી૦ હારડીંગ મરણ પામ્યા છે, ને પોતાનાં તેમજ અસલ તમારાં બાપીકાં ધન ને તમામ માલ મીલકતનાં તમોને એકલાંને તેઓ વારસ ઠરાવી ગયા છે. તમારે, તેથી, આ જાહેરખબર વાંચતાં સાથે જાતે અમને તુરત આવી મળવું, ને તમારૂં પોતાવંત પુરવાર કરનાગ પુરાવા જે હોય તે અમને મેહેરબાંનીની રાહે રજુ કરવા.

**લીંડન અને ગ્રે.**

**સોલીસીટર્સ, મદ્રાસ."**

આ જાહેર ખબર વાંચતાં ભલી મીસીસ થૅામસન એકદમ ચોંકી. તેણીનું ખરૂં નામ મીસીસ આર્મસ્ટ્રોંગ હે અત્રે હિંદુસ્તાનમાં કોઇજ જાણતું ન હતું. તે તો પોતાની પછવાડે પોતાના ભરથારને લગતી

ભારે નામોશી સાથે તે સસેકસમાંજ છોડી આવી હતી, અને ત્યારે તે ખરાં નામ સુદ્ધાંની આ જાહેર ખબર હતી—અત્રે તે મીસીસ થૉમસનનાં એક ખોટાં ને ખાલી ધારણ કરેલાં નામે વરસો થકી ઓળખાયલી હતી તે છતાં—ત્યારે તેણીએ શું માનવું ? એટલુંજ કે આ જાહેર ખબરની લાઇને લાઇન સાચી હતી, ને તે તદન નહીં ધારેલી ક્રાસમે એકદમ માલદાર ને શ્રીમંત થઇ પડી હતી !

પણ અરે, હવે ? હવે એ બધું શા ખપનું હતું ? તેની વ્હાલી ઍન તો રાંદેરના દરયાકાંઠાની રેતાલ ને સરદ જમીન હેઠલ સદાનો કરાર પાંમી સુતી હતી ! તે બેટી હૈયાત હોતે અને આ શ્રીમંત ફેરફાર તેનામાં થવા પાંમ્યો હતે તો તે ફુલ ફરજંદને ખાતર એ વધાઇને તે કરોડો આવકારથી વધાવી લેતે, પણ હવે કે જ્યારે ઘણું અને પુરતું મોડું થઇ ચુકયું હતું ત્યારે આ ફેરફાર શા ખપનો ? આ વધાઇમાં સુખરૂપ શું હતું ? ઓ કશું નહીં—કશુંજ નહીં !

એમ છતાં તે આ રીતે એ નવા ને તદન નહીં વકી રાખેલા ફેરફાર માટે ખુશી માનતી તેટલીજ વળી સંતાપ કરતી બેઠી હતી તેવામાં ત્યાં જી—રોજી દાખલ થઇ, અને તે મા જેવી મેહેરબાંનની આંખોમાં આંસુનો એટલો બધો ધસારો જોઇ જરા દબાઇ ગઇ. ઍનીના મરવા પછીથી આ રીતનું કલ્પાંત અને ગમ કરવાનું મીસીસ થૉમસનમાં તે ઘણું જોતી હતી, પણ હવે તે દુખ લગાર જુનું થયલું હોવાથી શાંત શર્ણાગતપણે તે ગરીબ માતા સબુરી માનતી જણાઇ હતી, જેથી તે જખમ આજે નવેસરથી વળી કેમ વેહતો થયો તે એ સુંદરી એકદમ સમજી શકી નહીં.

"શું છે, મમા ?" તે મધુરીએ, તેથી, ઘણી મમતા ને મોહબતથી પુછ્યું. ઍનીના ગુજર પામવા પછીથી ભલી જી—રોજી એ તેવીજ ભલી મીસીસ થૉમસનને "મમા"જ કેહેતી હતી. તેઓનાં મન એકમેક સાથે છેક એક મા દીકરીનાંજ હેતમાં અજબ જેવી હદ સુધી મળી ગયાં હતાં !

જવાબમાં મીસીસ થૉમસને પેલી જાહેર ખબર બતાવી. તેનો ભાઇ જે તેણીની એક ગફલત અથવા નબળાઇના બાએસથી તેનો છેક જનમોજનમનો શત્રુ થઇ લાગી આંખો બાપીકો વારસો પોતેજ પચાવી બેઠો હતો, ને પોતે પુરતો શ્રીમંત હોવા છતાં જેણે તે દુખી

બાંનુને એક જીંદગીભર ભારે દક્ષદેસગીમાં અવત્યાં મેલતી અને હાડમારી વચ્ચે અટવાયા કરતી વગર દયાએ છોડી આપી હતી તે પોતાનું બાપીકું વતન સસેક્સ છોડીને હિંદુસ્તાનમાં કયારે આવ્યો ને મદ્રાસમાં કેમ જઇ વસ્યો તે તેણીને કશુંજ સહમજ પડતું ન હતું. ફકત હાલ જે તેણી કને જુબાની મોજુદ હતી તે એટલીજ હતી કે મદ્રાસના કોઇ આગેવાન સોલીસીટરો તે ભાઇનાં મોહોત પછી એ કીંમતી વારસા માટે તે બેહેનની સોહોધમાં ખડે પગે હતા, ને પેપરોમાં આ મીસાલે જાહેર ખબરો આપીને તેને એકદમ મળવા ચાહતા હતા.

જી—રોજી એ બધું વાંચી તેમજ સાંભળીને અતી ઘણી ખુશી થઇ. તે ભલી બાંનુનું એ સુભાગ્ય કમનસીબે ખરેખર ઘણું મોડું આવ્યું હતું ખરૂં, પણ મોડું બી તેણીની હૈયાતી સુધીમાં આવવા પામ્યું એ તે નાજનીને મીસીસ થૉમસન માટે અતીઘણું મુબારક માન્યું, અને તેણીએ તેને ખરાં દીલથી ઘણીઘણી મુબારકબાદી આપી; પણ તેમ કરવાની લગોલગ તેને હવે પોતાને માટે ફકર થઇ, ને તે એકદમ લગાર શંકાશીલ થએલી જણાઇ.

"શું છે, મારાં બચ્ચાં?" મીસીસ થૉમસને તે કાળા ભમ્મર જેવા બાલનું ખુબસુરત માથું પ્યારથી પોતાની છાતીમાં દાબતાં પુછ્યું; "તું શું વમાસણ કરેછ?"

"મમા," તેણીએ દર્દમંદ દીલે જવાબ કરયો, "હવે મારૂં શું થશે? હું કાંહાં જવશ? હું કાંહાં રેહેવશ?"

"તું એ મને પુછી બી શકેછ, મીઠી જી—રોજી?" મીસીસ થૉમસને તાજુબીમાં પુકારયું; "જ્યાં હું ત્યાં તું. તું બી મારીજ પેઠે એક દગલબાજને હાથ ઠગાયલી છે, એટલે તું વાહલી મને એવડી વાહલી છે. તું શું એમ ધારી બી શકેછ કે મારી હાંલતમાં પૈસાટકાનો ફેરફાર થવાને લીધે હું તારા જેવી એક હેતવંતી દીકરીને એક ઘડી બી વીહીલી કે પડતી મેલશ?"

"હું એટલુંજ માંગી લેઉંછ, મમા," જી—રોજીએ હાથ જોડીને કહયું. "મને હવે તે દગલબાજની ઓથ યા યાદ વટીક જોઇતી નથી. તે ગઇગુજરી મારાં જીગરમાં સદાની મરણ પાંમી ચુકી છે. હું તો ધારૂંછ જે તે તેની માનીતીને હવે તે વગર ધારતીએ

પરણી બી ચુકયો હોશે ને સુખી બી થઇ ગીયો હોશે. ઓ મમા, મને તે વાતની યાદ ના થવા દેઓ—રે ના થવા દેઓ!"--અને એ છેલ્લું એક દીવાનીનીજ અદાથી ચીસ પાડી તે બોલી, ને એક-પળ ઘણી મોટી હદ સુધી ઉસ્કેરાઇ આવેલી નજરે આવી.

મીસીસ થૅામસને, અલબત, તેને ઘણોક દીલાસો ને ઘણી હીંમત આપી. પોતાની જીંદગીની આખરતક તેણીને પોતાની સાથે રાખવા અને મુવા બાદ બી પોતાનું જે કાંઇ બી હોય તે એ વાહ-લીનેજ સપુર્દ કરી ચાલતી થવાનો પોતાનો મુસ્તકીમ એરાદો કહી સંભળાવી તે માયાળુ યુરોપ્યન બાંનુએ તે બાળક છોકરીને ઘણી મોટી ધીરજ આપી.

તે પછી મીસીસ થૅામસને તરત તૈયાર થઇને સુરત જઇને પેલા સોલીસીટરોને તેઓની જાહેરખબરનો તારમાંજ કુબોલીલ જવાબ કરયો, અને રાંદેરથી બીજેજ દીવસે મદ્રાસ જવા નિકળવાનો પોતાનો એરાદો તેણીએ તે તારમાં તે ધારાશાસ્ત્રીઓને જાહેર કર્યો.

—:o:—

## પ્રકરણ ૫૩ મું.

એમ છતાં રાંદેર છોડીને હાલમાં વળી તેઓ કયાં જતાં હતાં તે મીસીસ થૅામસને જીવીને મુતલગ કહયું કે જણાવ્યું નહીં. તે બામુખા છુપાવ્યું. જી—રોજીની બી એજ મરજી હતી. તેઓ બંને જાલને મળવા કે જોવા જરાએ રાજી ન હતાં. એક પહેલી પંકતીના બદમાશ તરીકે તે બંનેએ તે વાહલા જવાનને પોતાનાં મનથી તમામ નીવા રપાટો આપ્યો હતો. તેઓ ધારતાંજ ન હતાં કે ફ્રેની જેવી એક સાથનાં લગનનાં સુખમાં તે જી--રોજીને પાછી યાદ કરશે ને તેણીનો પતો મેલવી કદી બીં આ તરફ પરપુછ કરતો આવશે, પણ તે છતાં કદી આવે તોબી તે પ્રિયાની ભાળ તેને કશીજ ન મળે એ મતલબથી પોતે કયાં જતાં હતાં તે બામુખા જીવીને કેહવાનું તેઓએ આપ-સમાં મત કરીને લાંબી દુરઅંદેશીથી મોકુફ કરયું.

"અમારે જરૂરનાં કામસર બાહારગામ જવું થાએછ, જીવી," મીસીસ થૅામસને તે બારવણીને સમજાવ્યું. "કદાચ અમે પાછાં આવ્યે કે નહીં બી આવ્યે. હજી તેથી મહીનો બે મહીના તો આ

"સી વ્યુ" નો બંગલો અમો અમારે હસ્તકજ રાખશું. ને એના ઘરવાળાને ટાઇમસર ભાડું મોકલ્યા કરશું. તું બી અમારીજ નોકરીમાં ચાલુ રેહવાની. હું તારો પગાર ને એક સારૂં જેવું ઇનામ બી ત્યાંથી તુંને મોકલી આપશ––વારૂં કંઇ નહીં, ઇનામ નહીં જોઇએ તો ના લેતી," તે લાલી ઉશ્કેરાઇને કંઇ કેહવા જતી હતી તેને રોકી નાંખીને તે બાંનુએ કહયું. "તું જીવેજાગે તાંહાં સુધી તારા ખરચપાણીનું આએ તારા હાલના પગારજેગું હું દર મહીને મોકલ્યા કરશ તે તો લેયા કરશે કેની? વરી બીજુંબી સાંભળ, અમો ધારતાં તો નથીજ પણ કદાચ કોઇ બેગાનો મરદ અમારે વાસ્તે પુછતો આવે તો બસ સાફ ના કેહજે કે તું અમારા બાબે કંઇ જાણતીજ નથી. કંઇ બી તેને કેહતીજ ના. તે સારો માણસ નથી. તે મારી દીકરીના જીવના જમ જેવો પાજી છે."

"મને ત્યારે તે મુવાના જણ્યાનું નામ કેહી લાખો રે," જીનીએ આટલું સાંભળતાંજ તેણીનાં પ્રમાણીક દીલની ઉશ્કેરણીથી એકદમ ગરમ થતાં કહયું; "તે આવશે તો હું મુવાને કાંન પકરીને દરયા કાંઠે ઘછરી લેઇ જાવા, ને કેહવા કે મુવા મરીગીયાંના જણ્યા, જો તાહરા કરમના ભોગ ને તારૂં કીધું હવે તું ભોગવ, કેમજેકરીનેજે હવે તે તો બીચારી મરી ગીએલી!"

મીસીસ થૉમસન ચોંકી. આ ખારવણી દેખીતી ભુલમાં ગોઠું ખાતી હતી. તે પોતે તો તેને જી––રોજીને વાસ્તે કહેવા માંગતી હતી, કે જયારે તે ઍનીને વાસ્તે સહમજી હતી; ને જાલ જો કદીને આવે તે જી––રોજીને મુએલી માને તે તો વળી સોના કરતાં પણ પીળું એમ જાણી તેણે જીનીની એ ભુલ સુધારીજ નહીં. તેણીએ તેને ખામુખા એ ભુલમાં ઘોઠું ખાવા દીધું, બલ્કે એ તેણીનું અનુમાન ખરૂં હોએ તેજ તોરથી પછીથી વાત કરી, ને પરીણામ શુ થયું તે આપણે જોયું. જાલ જયારે ખરેખર આવ્યો ત્યારે જીની તેનો ખરાં દીલનો વીલાપ જોઇને જોકે તેને વાસ્તેનું પોતાનું ખોટું મત ફેરવવા ને તેને માટે સારૂંજ વિચારવા પાંમી ખરી, તોપણ તેણે તેને ઍનીનોજ ભરથાર માંની લીધો, ને તે મુજબ તે ઘોર તેને તે દેખડાવી આવી હતી!

બીજા હાથ પર મીસીસ થૉમસન એ મુજબ અત્રેના રેહેવાસના સંબંધમાં બધી બંદોબસ્તીઓ પાકકી કરી બીજી સહવારે

રાત્રે જી--રોજી સાથે મદ્રાસ જવા રાંદેરથી સુરત આવવા નિકળી પડી. તે છુટાં પડવાનું ઘણું કરૂણારસ હતું. જીવીએ બી ઘણું આંખપાણી કરયું, ને ભલી મીસીસ થૅામસને વ્હાલી ઍનીનાં મોહોતને નવેસરથી અતીઘણો ગમ કરયો. જી—રોજીને જીવીના કુત્રા કાલી સાથે બી ઘણું સારૂં થઇ ગયલું હતું, ને તેથી તેણે બી તેનું માંથું પસવારી એક બે આંસુ ખેરવ્યાં, અને એ રીતે, ફક્ત જરૂરી અસબાબના એક ટુંક ખટલા સાથે, તેઓની એ મોટી મુસાફરી તે સહવારે ચાલુ થઇ.

* * * *

મીસીસ થૅામસન પોતાનાં ખરાં નાંમ સાથ મેદ્રાસમાં આવી ને ઘર પડી, ને પોતાના ભાઇના બંગલાની માલીક તરીકે નવીજુની થઇ ગઇ. તેને ત્રણ અઠવાડયાં વહી ગયાં—વખત જતાં કાંઇ વાર લાગે છે? સેંકડો પછવાડે મિનીટ, મિનીટ પછવાડે કલાક, કલાક પછવાડે દિવસો, દિવસો પછવાડે મહીના ને મહીના પછવાડે વરસો વખતની પાંખ પર બેસીને પસાર થઇ જાય છે। જમનાના જમાનાથી વખત ડોસો પોતાના હાથમાનાં કાતીલ દાતરડાં વડે પોતાનો રસ્તો આસાન કાપયો જાય છે। તેને એક ઘડીની જપ નથી--એક સેકંડની બી નિરાંત કે ફુરસદ નથી. ઇંગ્રેજીમાં કહયું છે કે "વખત અને ભરતી એ કોઇની વાટ જોવા થોભતાં નથી." તેઓ તો નિયમીત જમાનાના જમાનાથી ગુપચુપ પોતાનું કામ કરયાં જાએ છે, ને હજી જમાનાઓ તક છેક દુન્યાની આખેરી સુધી કરયાં જશે।

મીસીસ થૅામસનને પોતાના હકની પુરવારીઓ તે વિદ્વાન સોલીસીટરો કને રજુ કરવાની કશીજ જેહમત થઇ નહી. તે ધારાશાસ્ત્રીઓ પંકાયલા, ઇજ્જતદાર ને અતીઘણા બાહોશ હતા. તેઓએ ટુંક તપાસમાંજ એ તેણીના પાક હકની પવિત્રતા પીછાંણી લીધી, ને પછીથી તે મરનારના વીલનો રાહે તેનું સર્વસ્વ તુરત તેઓએ એ બાંનુને સ્વાધીન આપ્યું.

તે (મરનાર) કુંવારોજ મરી ગયો હતો. તે એક છોકરી સાથ સસેકસ ખાતે જવાનીમાં પ્યારમાં પડયો હતો, જે તેને પાછળથી હાથતાલી આપી કોઇ રીજમીટના વડા સાથે ઇંડયા નાહસી આવી, અને ત્યારે તેની પાછળ સસેકસની પોતાની તમામ મીલકતો વિગેરે વેચીસાટી એ મરનાર પોતે પણ અત્રે દોડી આવ્યો હતો. તેણે તે

પછીથી અત્રે આવી તેણીની ભાલ કાઢવા આતાળપાતાળ એક કરયાં પણ ફાવ્યો નહિ, અને છેલ્લે તે મદ્રાસમાં થર પડયો હતો. તેની પાસ ધન બેશુમાર હતું, ને તેણે મદ્રાસના સરસમાં સરસ ફેશનેબલ લત્તા ઉપર એક મેહેલ જેવો બંગલો બંધાવ્યો હતો, પણ પાછલી જીંદગીમાં તેની એકલવાઈ ને કશીબી માયા વગરની કફોડી હાલતમાં તે બધું તેને કડવું ઝેર જેવું પુરવાર થયું હતું !

એમ છતાં 'દોરડી બળે પણ વળ નહી મુકે' તે આંહેલો તે એક અતી કફોડો આદમી પુરવાર થયો. તેણે મરતાં તુલક પોતાની બેહેનને માફ નહી કરવાના કસમ ખાધ હતા, ને કરડો રહીને સેવટ સુધી તેણે તે પાપી કસમ પાલ્યા ને અદા કરયા. ઘણી બી વખત તેની તે એકલવાઇ અવદશા વચ્ચે તે વાહલી માજાઇ માટે તેનું દીલ ખેંચાયું, ને તેણે પોતાના સોલીસીટરો મારફને તેની સોહોધ કરવા કરાવા ચાહી;-પણ નહીં. જલદીજ પાછો તેના કસમોની ઓરતવારી થકી તે સંગદીલ થઈ શકતો; અને તેથી પોતાનું વીલ ઉતાવળે કરી સઘળું તે મા જણીનાં નામપર કરી તેણે પોતાનાં ડંખતાં જીગરને તુરતવેળા તો સંતોશ મનાવ્યો હતો.

તેઓ હવે અત્રે એ મીસાલે પૈસાટકામાં પોખાતાં થર પડયા પછીથી ઝાઝાં કોઇને મળતાં ભેટતાં ન હતાં-મીસીસ થૅામસન અને જી-રોજી. ઘણું થાએ તો સાંઝાંજને છેડે પોતાની જોડીની ગાડીમાં મીસીસ થૅામસન સુંદર જી-રોજી લઇને હવાખુરી માટે જઇ આવતી, અને ત્યારે જી-રોજીની અનુપમ ખુબસુરતી જેઓ જોવા પામતાં તેઓ એકદમ હેરત અને છક થતાં, અગત કરીને યુરોપ્યન અને પારસી મંડળ. એ શ્રીમંત યુરોપ્યન બાનુની પવિત્ર સંભાળ ને આંહેધરોમાં આકાશની અપ્સરા જેવી અજાયબ સુંદરતા ધરાવનારી એ કોણ પરીચેહેર તે તરફ ઉતરી આવી હતી એ સવાલ એકદમ અને અતી જોશથી ત્યાં ચરચાતો થયો. ખરેખર, સુંદર જી-રોજીએ તે તરફની આગેવાન સોસાયટી વચ્ચે પોતાની મુબારક ને માનીતી આમદથી ગોયા એક મોટું "સૅનઝેશન" કરી મેલ્યું !

અને પરીણામ એ થયું કે બંગલાની પાસે એક શ્રીમંત ને વગદાર પારસી કુટુંબ રહેતું હતું તેનું એ નવાં "મદ્રાસીઓ" પર ધ્યાન ખેંચાયું. તેઓ કનવારખોરાં કે ગીબતખોરાં નહીં હતાં. પોતે

માલેતુજાર ને ધરખમ હતાં એટલે પારકી પંચાતમાં પડે કે આગળાં પાછળાંની તારીમારીમાં મજાહ લે એવાં ન હતાં. સાધારણ સંજોગોમાં પડોસના મરનાર મી૦ હારડીંજવાલા બંગલામાં કોણ આવ્યાં ને કોણ રહ્યાં હતાં તેની તેઓ દરકાર બી નહીં કરતે, પણ જી–રોજીની મનોહર ખુબસુરતીની વાત તેમને કાને પહોંચી હતી, ને એકવાર સરકીતનાં બેંડપર તેઓએ એ ચાતુરીને મીસીસ થૅામસન જોડે ઉંધાડી ગાડીમાં નજરેનજર જોઇ બી હતી, એટલે પાછળથી એક દાહડો અચબુચ તેઓની મીલાકાતે જવા ને ઓળખાણ કરવા તે પારસી ડોસાંને સ્વભાવિક લોભ બરપા થયો હતો.

"પાર પડોશ તે માએ બાપ," તેઓ કહેતાં હતાં; અને તેથી, પોતાની સાથે પોતાની એક જવાન બેટીને લઇને તેઓ મીસીસ થૅામસન જોડે એક રહાંજે નહીં ધારેલાં ઓળખાણ કરવા આવ્યાં, ને પોતાના નામનો કાર્ડ અંદર મોકલ્યો.

"મીસીસ નવલાઇશેખજી" એ નામ તે કાર્ડ પર હતું, ને મીસીસ થૅામસન એટલું તો જાણતી હતી કે જમના હાથ પરની પડોસના બંગલામાં કોઇ નવલાઇશેખજી નામનું એક પારસી ફેમીલી રહેતું હતું. તે અલબત આ નવી પીછાણ કરવા કે વધારવા જેવી જોઇએ તેવી ખુશી ન હતી, પણ તેઓ ચાહીચીતીને અહીંસુધી આવ્યાં હતાં ત્યારે તેમને "Not at home" કહી મોકલવા જેટલી અસભ્ય થવાનું તેને ગમ્યું નહીં, અને તેણીએ, તેથી, તેઓને તરત અંદર બોલાવ્યાં.

તેઓ મળ્યાં.

નવલાઇશેખજીનાં ધનબાઇજી કોઇ એક પાતલી, ઉંચી, ઝલકતા પણ આર્જેર્દ ચેહેરાની મધુરી સાથે આવ્યાં હતાં–એવી કે જોતાંજ જાણે આપણાં બદનમાં તાજગી ને ખુશાલી પસરી રહે! તે બી એક રૂપસુંદરીજ હતી. પારસીઓમાં જવલેજ જોવામાં આવે એવી જે અછત સુંદરતાઓ થઇ શકે છે તેવી જી–રોજી સામે હરીફાઇમાં ઉતરે તે કીસમની–તે એક કોઇ નાજનીન હતી!

તે નાજનીન હતી પણ નખરાંબાઝ નહીં હતી. તેની અદા ગંભીર, દેખાવ સભ્ય, અને રીતભાતમાં તે નમાની છતાં ચસ્સાવાળી ને ટેકાવદાર તરત જણાઇ આવતી હતી. ઉંચ વર્ગમાં જન્મી હે!

ને આખો જન્મારો ઉંચ સોસાયટીમાંજ તેણીએ ગુજર કરયો હોએ તેમાંની તે એક હતી.

તેનું મીઠું નામ ફ્રેની હતું. નવલશાશેઠજીનાં ધનબાઇજી તેને "દીકરી" તરીકે ઓળખાવતાં હતાં, પણ તે કાંઇ તેઓની પોતાની ખરેખરી દીકરી ન હતી. તે તો નવલસાહીરજી નામના તેઓના એક સગાંની માબાપ વનાની બેટી હતી, કે જે પોતાના બાપના કોઇ બાપ જેવાજ મેહેરબાન ને માનવંત દોસ્તને આધારે મુંબાઇ ઉધરી હતી, ને તે ઘર ચોકકસ સંજોગોમાં ભાંગી પડવા પછી હાલ તે અત્રે પોતાનાં આ મેહેરબાંન સગાંને ત્યાં રહેવા છેલ્લા થોડાક મહીનાથી આવી રહી હતી.

મીસીસ થૅામસને એ બધું એ મોલાકાતમાં અરસપરસની ઓળખાંણ પીછાંણ થયા પછીજ જાણ્યુ, અને કેહવા વના ચાલશે કે તે મીસ ફ્રેનીની સુંદરતાથી ખરેખર છક થઇ ગઇ.

તે જી-રોજીથી ફકત એકજ વાતે દેખીતી રીતે જુદી પડતી હતી, અને તે જી—રોજીની છેક બચ્ચાં જેવી નિર્દોશતા હતી. જી—રોજ અભણ, નાવાકેફ, કોમળ એક બચ્ચું હોયની તેવી હતી, કે જ્યારે આ બાનુ વિચારોમાં ઘડાયલી, લીલી સુકી વટીક આટલી ટુંક ઉંમરમાં પુરતી જોઇ વસેલી, દેખીતી એક કોઇ દમામદાર જવાંન બાંનુ હતી; અને ત્યારે એ ફ્રેની કોણ હતી?

——:o:——

## પ્રકરણ ૫૪ મું.

વાંચનાર એકદમ જોઇ ગયાં હશે કે જાલને પાક શીદાગીરીથી એક વાર ચાહનાર ભલી ફ્રેની જે મદ્રાસ પોતાનાં સગાંને આશરે આવી હતી તેજ એ નાજનીન હતી, અને સરજત એકજ પ્યારની આ બે બળવાન હરીફોને આ કીસમે હાલમાં એકજ રસ્તે ઉતારી એકઠી મેળવતી હતી!! એ એક ઘણોજ નવાઇ જેવો ને અજબ જેવો સંજોગ થયો. સુભાગ્ય એજ હતું કે તેઓ આવ્યાં ને તેઓ મળ્યાં ત્યારે જી-રોજી ત્યાં તે ઓરડામાં હાજર ન હતી।

મીસીસ થૅામસન તદન ગભરાઇ ગઇ. આવા સંજોગોમાં તેણીએ કરવું તે શું? ફ્રેની નામજ એવું મીઠું ને અસાધારણ

માલેતુજાર ને ધરખમ હતાં એટલે પારકી પંચાતમાં પડે કે આગળાં પાછળાંની તારીમારીમાં મજાહ લે એવાં ન હતાં. સાધારણ સંજોગોમાં પડોસના મરનાર મી૦ હારડીંજવાલા બંગલામાં કોણ આવ્યાં ને કોણ રહ્યાં હતાં તેની તેઓ દરકાર બી નહીં કરતે, પણ જી–રોજીની મનોહર ખુબસુરતીની વાત તેમને કાને પહોંચી હતી, ને એકવાર સરકીતનાં બેંડપર તેઓએ એ ચાતુરીને મીસીસ થૅામસન જોડે ઉઘાડી ગાડીમાં નજરોનજર જોઇ બી હતી, એટલે પાછળથી એક દાહડો અચણુચ તેઓની મીલાકાતે જવા ને ઓળખાણ કરવા તે પારસી ડોસાંને સ્વભાવિક લોભ બરપા થયો હતો.

"પાર પડોશ તે માએ બાપ," તેઓ કહેતાં હતાં; અને તેથી, પોતાની સાથે પોતાની એક જવાન બેટીને લઇને તેઓ મીસીસ થૅામસન જોડે એક સ્હાંજે નહીં ધારેલાં ઓળખાણ કરવા આવ્યાં, ને પોતાના નામનો કાર્ડ અંદર મોકલ્યો.

"મીસીસ નવલાઇશેખજી" એ નામ તે કાર્ડ પર હતું, ને મીસીસ થૅામસન એટલું તો જાણતી હતી કે જમના હાથ પરની પડોસના બંગલામાં કોઇ નવલાઇશેખજી નામનું એક પારસી ફેમીલી રહેતું હતું. તે અલબત આ નવી પીછાણ કરવા કે વધારવા જેવી જોઇએ તેવી ખુશી ન હતી, પણ તેઓ ચાહીચીતીને અહીંસુધી આવ્યાં હતાં ત્યારે તેમને "Not at home" કહી મોકલવા જેટલી અસભ્ય થવાનું તેને ગમ્યું નહીં, અને તેણીએ, તેથી, તેઓને તરત અંદર બોલાવ્યાં.

તેઓ મળ્યાં.

નવલાઇશેખજીનાં ધનબાઇજી કોઇ એક પાતલી, ઉંચી, ઝલકતા પણ આર્જોર્દ ચેહેરાની મધુરી સાથે આવ્યાં હતાં–એવી કે જોતાંજ જાણે આપણાં બદનમાં તાજગી ને ખુશાલી પસરી રહે! તે બી એક રૂપસુંદરીજ હતી. પારસીઓમાં જવલેજ જોવામાં આવે એવી જે અછત સુંદરતાઓ થઇ શકે છે તેવી જી–રોજી સામે હરીફાઇમાં ઉતરે તે કીસમની–તે એક કોઇ નાજનીન હતી!

તે નાજનીન હતી પણ નખરાંબાઝ નહીં હતી. તેની અદા ગંભીર, દેખાવ સભ્ય, અને રીતભાતમાં તે નમાની છતાં ચસ્સાવાળી ને ટેકાવદાર તરત જણાઇ આવતી હતી. ઉંચ વર્ગમાં જન્મી હે.ા

ને આખો જન્મારો ઉંચ સોસાયટીમાંજ તેણીએ ગુજર કરયો હોએ તેમાંની તે એક હતી.

તેનું મીઠું નામ ફ્રેની હતું. નવલબાઈશેખજીનાં ધનબાઈજી તેને "દીકરી" તરીકે ઓળખાવતાં હતાં, પણ તે કાંઇ તેઓની પોતાની ખરેખરી દીકરી ન હતી. તે તો નવલસાહીરજી નામના તેઓના એક સગાંની માબાપ વનાની બેટી હતી, કે જે પોતાના બાપના કોઇ બાપ જેવાજ મેહેરબાન ને માનવંત દોસ્તને આધારે મુબાઇ ઉધરી હતી, ને તે ઘર ચોકકસ સંજાગોમાં ભાંગી પડવા પછી હાલ તે અત્રે પોતાનાં આ મેહેરબાંન સગાંને ત્યાં રહેવા છેલ્લા થોડાક મહીનાથી આવી રહી હતી.

મીસીસ થૅામસને એ બધું એ મીલાકાતમાં અરસપરસની ઓળખાંણ પીછાંણ થયા પછીજ જાણ્યું, અને કેહવા વના ચાલશે કે તે મીસ ફ્રેનીની સુંદરતાથી ખરેખર છક થઇ ગઇ.

તે જી-રોજીથી ફકત એકજ વાને દેખીતી રીતે જુદી પડતી હતી, અને તે જી—રોજીની છેક બચ્ચાં જેવી નિર્દોશતા હતી. જી—રોજી અભણ, નાવાકેફ, કોમળ એક બચ્ચું હોયની તેવી હતી, કે જ્યારે આ બાનુ વિચારોમાં ઘડાયલી, લીલી સુકકી વટીક આટલી ટુંક ઉંમરમાં પુરતી જોઇ વસેલી, દેખીની એક કોઇ દમામદાર જવાંન બાંનુ હતી; અને ત્યારે એ ફ્રેની કોણ હતી?

——:o:——

## પ્રકરણ ૫૪ મું.

વાંચનાર એકદમ જોઇ ગયાં હશે કે જાલને પાક શૈદાગીરીથી એક વાર ચાહનાર ભલી ફ્રેની જે મદ્રાસ પોતાનાં સગાંને આશરે આવી હતી તેજ એ નાજનીન હતી, અને સરજત એકજ પ્યારની આ બે બળવાન હરીફોને આ કીસમે હાલમાં એકજ રસ્તે ઉતારી એકઠી મેળવતી હતી!! એ એક ઘણોજ નવાઇ જેવો ને અજબ જેવો સંજોગ થયો. સુભાગ્ય એજ હતું કે તેઓ આવ્યાં ને તેઓ મળ્યાં ત્યારે જી-રોજી ત્યાં તે ઓરડામાં હાજર ન હતી!

મીસીસ થૅામસન તદન ગભરાઇ ગઇ. આવા સંજોગોમાં તેણીએ કરવું તે શું? ફ્રેની નામજ એવું મીઠું ને અસાધારણ

હતું, કે મીસ ફ્રેની નવલસા તરીકે ઓળખાણ થતાંજ એ ડોસી તેણીને જી-રોજીની હરીફ તરીકે ઓળખી ને ચમકી ગઇ હતી!

તેણીએ, એમ છતાં મનનું ઘણું સમતોલપણું સાચવ્યું. તેણીએ ચાહયું કે તેઓ જી-રોજીને મળવા કે મળવા માંગ્યા વનાજ રૂખસદ લીએ; પણ તેઓ એમ જાય એવાં સુમારાં કયાં હતાં? તેઓ તે પરીજાદને મળવા જોવા ને તેની પીછાંણ કરવા તો ખાસ કરીને આવ્યાં હતાં! અંતે તેમની ને તલબગારીના જવાબમાં મીસીસ થૉમસનને ચંગ વગાડવો પડયો, ને નોકર આવ્યો તેને "મીસી" બાબાને જલ્દીથી ત્યાં તેડી લાવવાનો હુકમ આપવામાં આવ્યો.

પણ પછીથી તે યુરોપ્યન બાંનુનું મન માન્યું નહી. તેણીને લાગ્યું કે જી-રોજીને આગમનથી તેણે તે અત્રે આવી હતી તે બાબે ચેતાવી રાખવી જોઇએ કે ફ્રેનીને રૂબરૂ મળતાં ને જોતાં તે પોરી એકદમ હબતે કે ગભરાઇ નહીં જાએ. કાંઇ બી ભુલ-કાંઇ બી ગંભીર કાંટાનું કટેસર હતું એ તો મીસીસ થૉમસન એક તડાકે જોઇને પામી ગઇ. તેઓ જાલને ફ્રેની સાથ પરણેલો ને ખુશખુશાલ થર પડેલો હોવાનો પોતાને મનગી ગાંડ વાળી બેઠા હતાં, કે જયારે મીસ ફ્રેની પોતે તો બિચારી હજી એક મીસ તરીકેજ-મીસીસ થૉમસને જોયું કે-દુન્યાનાં આ દુરનાં ખુણામાં આ કોઇ વીધવા બાંનુની દીકરી થઇને અલગ ને એકલી રહેલી હતી!! એ ગરબડ ઘોંટાલો-એ ભેદ શો હોવો જોઇએ?

તે, તેથી, તે નોકરનાં જી-રોજીને બોલાવા જવા પછી પોતાનાં પહરોણાંઓની માફ માંગીને પોતે એકાદ પળ જી-રોજીને સોહોધવા ને રૂબરૂ મળી સંક્ષેપમાં સઘળું તેને કહી દેવા તે ઓરડામાંથી ધસારાબંધ બાહેર દોડી.

અને એ વખતે જી-રોજી પોતે કયાં હતી?

તે એ બંગલાને લગતી પીકચર ગૅલેરીની અગાસીમાં હતી. તેને મીસીસ થૉમસન સાથે તેજ બપોરે જરા નરમ પ્રકારની એક સ્હેજ ટપાટપી થઇ હતી. તે જવાંન હતા ને સુંદર હતી, માટે જાલથી તે અલગજ થવા પામે તો ફરીથી કોઇ લાયક ઠેકાણે પરણી શકે એવી એક ઉમીદ બતાવવાની મીસીસ થૉમસને ગંભીર ભુલ કરી, ને તેથી જી-રોજીના પ્રાણ ઢળી ગયા. તે ફફડીજં ઉઠી. તેનો

જીવજ નિકળી ગયો. તે ફરીથી પરણે—તે? કદી નહી! તેણે તો જાલનેજ જાન સમર્પ્યો હતો—એકલા જાલને! જાલ ભલે જુદો ને બેવફા થયો, પણ તે તો જાલનેજ મરતાં સુધી પોતાની વફામાં સાચી રેહનાર ને સાબીત થનાર હતી. તેણીએ આંખોમાં આંસુ લાવી એ પોતાનો પવિત્ર ઠરાવ મીસીસ થૉમસનને જાહેર કર્યો, ને તેમ કરી તે બાનુને એ બાબે ફરીથી બોલતી જાણે સદાની ચુપ કરી મેલી!

અને પછી મીસીસ થૉમસન તેને ધીરજ આપી ત્યાંથી ઉઠી ગઇ. ત્યાર કેડે તે મોટા હૉલમાં જી-રોજી એકલી પડી, કે જ્યારે મીસીસ થૉમસનના કોઇ સગાની સબીનો એક મોટો તખ્તો હતો તે પર ધ્યાનથી ટીકીટીકીને જોતી તે સામેની આર્મચેરમાં પડી. તે સબી એક કોઈ જવાંન યુરોપ્યન જોદ્ધાની હતી. ને તે ચેહરાના કલ્લા ને પેશાનીમાં જાલને એટલી હદ સુધી મળતો આવતો હતો કે તે જાલનો ને જાલનોજ ખ્યાલ કરતી ત્યાં અરધોએક કલાક ઉંઘાઇ ગઇ, ને ત્યારે સ્વપ્નામાંબી તેનો જાલજ તેણીની સાથે તેનો સુખકર સાથી હતો—તે એટલે સુધી કે જરાવારે "જાલ! ઓ મારા જાલ!"ની ચીસ પાડતી તે હવે હવેરી બાવરી જેવી ઉંઘમાંથી ઝપકી ઉઠી!

તાજુબ! એ તેને આજે એકાએક શું થયુ હતું? એ તેને શું થતું રહયું હતું? તે જાલનો પ્યારી યાદને તો પોતાનાં જીગરમાંથી અત્યાર આગમચની ચીરી ફાંસીને બાહેર કાઢી ફેંકી દઇ ચુકેલી હતી, અને આજે એ શો અનર્થ હતો, એ તે કેવો ગજબ હતો કે તે વ્હાલાની સુરત બજીદાઇથી તેની પુઠે પડી તેને એ મુજબ ચાલુ સંતાપતી હતી? કેમ અને કાંએ તેનું જીગર તે જુદા વાહલા તરફ હદ વનાના હેતમાં અચુક કીસમે ને એકદમ પાછું ને પાછું ખેંચાતું થયું હતું? ઓ, એ આજે તેને શું થતું હતું?

અને એ તેણીના આબકતોરા દરમ્યાન તે બીમાર જેવી બની ગઇ હતી તેવામાં મીસીસ થૉમસને તેને સોહોધવા ને બોલાવા મોકલેલો પેલો ખીદમતગાર તે હતી ત્યાં તેની આગળ આવ્યો.

"મૅમ સાબ કીદર હએ?" જી-રોજીએ તે તેડાંના જવાબમાં તેને પુછ્યું.

"નિચુ ડ્રાઇંગ રૂમમાં હએ, મીસી બાબા; ઓર બી કોઇ દો મૅમ સાબ આઇ હએ."

"જાઓ, મય આતી હું."

તે પછી પોતાની સાડી એક ઝપાટે સમી કરીને તે ખોલાયલાં ઝુલફાં એક કરવાનું ફક્ત એકજ મિનીટનું કામ હતું. એકજ મિનીટ, ને તે પછીથી સરસર દાદર ઉતરી જ્યાં ધનબાઇજી ને ફ્રેની હતાં ત્યાં ગઇ.

ત્યાં મીસીસ થૅામસન તે વેળાએ હતી નહીં તે તો, અલબત, તે મોટા બંગલામાં એ વાહલીને બીજા ઓરડાઓમાં જોતી ને સોહોધતી દોડયા કરતી હતી, ને તેથી આવકારના એક ડોકાંના ઘણા લેહેકાથી તે બે પરાઇ બાંનુઓને એક "આવોજી" કરી જી–રોજી પોતે પાછી ત્યાંથી બાહર નિકળી જવા કરતી હતી, તેટલાં તેને ધનબાઇજીએ અંદર બોલાવી ને રોકી.

"આવ માએ, આવની અંદર? કાંએ, અમુંને જોઇને પાછી નાહસી કાંએ જાએછ?" તે ડોસાંએ હેતથી કહયું, અને ત્યારે જી––રોજી એક ધીમાં મીઠાં "નહીંજી––નહીંજી, કંઇ નહીંજી" કરતી ઓશકાતી શરમાતી ને શરમથી લાલ લાલ થતી––લાલલાલ થતી તેટલીજ ગુલરૂખસાર સુંદર દેખાતી!––અંદર આગળ વધી.

ધનબાઇએ તેનો હાથ પકડીને હેતથી તેને પોતાનાં પાસામાં ખેંચી.

તે હતીજ એવી કોમળ, એવી ન્હાની, નાજુક મોઠી મધ જેવી કે જે તેને જોએ તે તેને ચાહે. જાલ તેવી એકને દીવાની શીદાગીરીથી ચાહતાં શીખ્યો તેમાં, કહો પ્રિય વાંચનાર કે, તે હેમક જવાનનો કાંઇ બી કસુર કે વાંક હતો?

ફ્રેની તો થસજ થઇ ગઇ! તેણે અલબત કાંઇ જી––રોજીને હજી ઓળખી ન હતી, પણ આ દીલકસ ખુબસુરતીએ તેને વટીક આંજી નાંખી. ને તે બે હરીફ––એકજ પ્યારની તે એકમેકની સોખ––સરજતે તેમને આ કીસમે એકઠી મેળવ્યા પછી અરસપરસ તાજુબીમાં ને એકમેક તરફ અજબ જેવાં હેતથીજ ખેંચાતાં દીલ સાથ એકમેકને ટીકવા પડી!!

એવામાં મીસીસ થૅામસન પણ હાંફ્લીફાંફલી તે ઓરડામાં પાછી દોડી આવી.

"અમે તો તમારી આએ મીસી બાબા સાથે ઓલખાંણુ પીછાંણ કરી બી લીધી," ધનબાઇજીએ હસ્તે ચેહરે કહયું; "આએ મારી દીકરીને મળની? એનું નામ ફ્રેની છે—ફ્રેની નવલસાહ."

"ફ્રેની?" જી--રોજીએ કાંઇક દબાઇને પુછયું; "એવણુ કોણ--એવણુ તમારાં દીકરી છે?"

"નહી, મારા સગાંની છોકરી છે. મુંબઇમાં પેલા શેઠખાનદાંનવાળા મેહરજીભાઇ મરી ગીયાની—તું ઓરખેચ?———

"હા; તેવણુનું શું?"

"તેવણુની દીકરી થઇને એ રહેલી ઉતી; હવે આપરેજ ત્યાં રેહવાની છે," ધનબાઇજીએ પુરૂં કીધું,

ઓ આફત! ફ્રેની? ફ્રેની, જેને જી—રોજી આખી દુન્યામાં સૌથી છેલ્લીજ મલવા ચાહતે—અને તે કયાં? આવી દેખીતી, નેક, દયાળુ, અશરાફ? તેના પગ તળેની જમીન ફાટી જતી હોએ એવુંજ જી—રોજીને લાગ્યું!

પણ તેણીને ફ્રેનીએ વિચાર કરવાનો વખતજ આપ્યો નહીં, ધનબાઇજીનાં પાસાંમાંથી તેણીએ તેને હવે પોતાની ગોદમાં ખેંચી લીધી, અને એક નહીં સમજી શકાય એવાં ખેંચાણુથી તે બે મીઠી મધુરીઓ એકમેકને ખરાં હેત સાથે તરતજ બગલગીર થઇ.

"અમોને તમારી ઓલખ તો આપો? તમારૂં નામ તો કહો?" ફ્રેનીએ સ્વભાવિક તલબ કરી; "તમો કોણુનાં છોકરી, ને આએ મીસીસ થૉમસન સાથ તમોને કેમ રેહવાનું થયુ હોશે?"

જી—રોજી નિચું જોઇ ઉભી. તેની આંખમાં આંસુઓ ધસારો લાવવા ચાહતાં હતાં!

"અમો જરા બી તમારૂં દીલ દુખવવા માંગતાં નથી," ફ્રેનીએ ગભરાઇને કહયું; "તમારી વાત ખાનગી હોએ ને તમે નહીં કેહવા ચાહતાં હોવો તો—"

"એનું નામ જી—રોજી છે," હવે પરદો કરવાની કોઇ અગત કે હદજ રહેલી નહીં જોઇને મીસીસ થૉમસને નાચારીથી કહયું.

"જી—રોજી?" સરપે ડંખ મારયો હોએ તેમ ચમકીને ફ્રેનીએ પુકારયું.

"જી--રોજી?" ફ્રેનીનો ગભરાત જોવા કે સહમજ્યા વગર ધનબાઇએ કહયું--"મરે. કેવું બોલતાં મોહડું ભરઇ જાએ તેવું મીઠું ને સગનસરવરેભરયું નામ! જી--રોજી? મેં તો પારસીઓમાં એ નામ આજેજ સાંભરયું!"

ખરી વાત એ હતી કે પોતાના નાઉમેદ પ્યારનો ભેદ ફ્રેનીએ ઘણોખરો છાતીમાંજ સમાવ્યો હતો; ને ધનબાઇજીને તે વાતથી તેણીએ આજ વેર જોઇએ એટલાં વીગતવારે આગાહ કરયાં ન હતાં. એટલા માટે તેઓ એ નામથી જે બાબદમાં જોઇએ તે બાબદમાં તાજુબ થયાં કે ચોંકયાં ચમકયાં ન હતાં.

અને પછી? પછીની દસ મિનીટ બાદ જ્યારે, મીસીસ થૉમસન અને ધનબાઇજી પાસે પાસે બેસી કાન પર પડી કાંઇ ઘુસઘુસ કરતાં હતાં, ત્યારે બીજા હાથ પર તે મોટા આરાસ્તા ને કુશાદે ઓરડાને છેક દુરને છેડે, હાથમાં હાથ મેલવી, વરસોથી તેઓ વચ્ચે મોહબત ને હેત જામી જઇ ચુકયાં હોએ તેમ, એક સોફા ઉપર પાસે પાસે બેસી જી--રોજી ને ફ્રેની કોઇ આતુર વાતચીતમાં છેક ગીરફ્તાર ઉતરી ગયાં હતાં!

તે એક પીકચર હતું. જોવાજોગ, મનન કરવા જોગ, અભ્યાસ કરવા જોગજ એક પીકચર, લાખમાં એક જવલેજ મલે એવી એક અનુપમ જોડતું એક પીકચર! એક પીકચર કે જે કોઇ બી કવિ ચિતારાની કીસબી પીછીને લખ્ખો જેબ આપે! આહ, તે બે પરી-સુરત રૂપસુંદરીઓને એમ ગાલસે ગાલ, દીલસે દીલ ને હાથમાં હાથ મેલવી બેઠેલી જોવાનુંજ જોનારનાં દીલમાં ગેર લોહીં ચઢે એવું સુખકર હતું!

——:o:——

## પ્રકરણ પર મું અને છેલ્લું.

### સુખી સેવટ.

હવે ટુંકું કરશું.

જી—રોજી સાથની તે સુંદર સ્હાંજની ફ્રેનીની મીલાકાત કલાકો તક લંબાઇ, કે જ્યારે તે બંને છોકરીઓએ હજારો અરસ-પરસના ખુલાસાથી પોતપોતાની ઉભાતી છાતીઓને ખલાસી આપી.

બીજા હાથપર પેલાં બંને ડોસાં ડગરાં બી નવરાં બેઠાં હતાં નહીં. બે સાથ બે મેલ્લીને તેઓ બી ચારનો સરવાળો ઉપજાવી તરત એજ વાત પર ઉતરયાં, ને ત્યારે તેઓ બંનેને બી ઘણું નવું જાણવાનું ને અરસપરસ અચંબો પામવાનું હતું. છેલ્લે, જ્યારે ધનબાઇજી ને ફ્રેની રાત ઘણી ગુજરવાથી પાછાં પોતાને ઘર જવા નિકલ્યાં, ને મીસીસ થૉમસન અને જી—રોજી તેમને દરવાજા તક મુકવા ગયાં ત્યારે તે બે મટુકનીઓ ખાલી બગલગીર થઇનેજ નહીં પણ એકમેકને હેતની ચુંમીઓ કરીનેજ છુટી પડી!

અને તે પછી એક હાથપર જેમ ફ્રેનીને ધનબાઇજીને હજારો ખુલાસા પરસ્પર આપવાના હતા, તેમજ જી—રોજીને મીસીસ થૉમસન આગળ હજારો ખુલાસાની વાતો કરવી હતી. છેલ્લે તો મીસીસ થૉમસન ની છાતી પર માંથું નાંખી ધસાધસ રડી. કેવા સાચા, કેવા વફાદાર, કેવા વ્હાલા હેતવંતા ખાવંદને તે હેમક છોકરીએ અપજશ આપ્યો હતો—અપજશ કે જેની ખેજાલત ને નામોશીની હદજ ન હતી—તેની ફ્રેનીએ તેણીની ખાત્રી કરેલી હોવાથી તેની છાતીજ ફાટી ગઇ હતી!

અને નિર્દોશ, સતવંત, સદગુણી સુંદર ફ્રેનીને તેણીએ શું ઓછો અપજશ આપ્યો હતો? તે થથરી ગઇ. આટલી ભલાઇ ને અક્કલ કબુલ ન કરી શકે એવી નીતી ને નેકીનો તેણીએ કેવો ચાટકી નતીજો તે બેઉને આપ્યો હતો!

તેણીએ ગુંઠણ પર પડીને તોબેશ કરી, ને "જાલ!" નું હેતવંતું નામ પુકારીને તેની ને પાક ખુદાની હજારો હજાર દરગુજર માંગી લીધી.

મીસીસ થૉમસન ઓછી થથરી ગઇ નહીં હતી. તેણીએ જોયું કે તેણીએ સરયામ ને સરતાપા કાચુંજ કાપ્યું હતું. તે તો જાંનો-જીગરથી એમજ માની ગઇ હતી કે જાલનાં લગન વટીક એક ઠગાઇ હતી!! તેણે આજતક તે બાબે એટલું ખુલ્લું કરીને જી-રોજીને પુછવાની હીંમત કરી ન હતી, પણ આજે તે સવાલ પુછયો ત્યારે જી-રોજી ફફડી ઉઠી. "અમારાં લગન?" તેણે પુકારયું; "ઓ મીસીસ થૉમસન, તમે તે બાબે નો ... ના કરો. તે તદન હકદાર ને સાચાં હતાં. મારાં પે

બપાવાજીની બારીક જુસ્તેજોે હેહલ પાક જરથોસ્તી મહજબની બધી પવિત્ર રાહોરસમ ને ક્રિયા સાથે ને થયલાં છે. નહીં હવે તો હું એ મારા ધણીમાં એક બી એબ જોતી નથી. મારા બપાવાને ગુસ્સામાં ઉસ્કેરાઇને તેવણે જાનથી મારયા એમ હું ધારૂંછ ખરી, પણ મુઇરે હું, તેમાં બી હવે તો મને લાગેછ કે મારી કંઇ ભુલજ હોશે. ઓ મીસીસ થૅામસન, મારા જાલ મને કેમ માફ કરશે? પાક ખુદા મને કેમ માંફ કરશે?"

તે આખી રાત તેણીએ રડીને કોરા ઉજાગરાનીજ ગુજારી. તે જાલનીજ યાદ ને જાલનાંજ વ્હાલાં નામ ને પ્યારાં હેતની આરજુમાં ચીસ પાડતી સારી રાત જાગતી ને બીમાર પડી રહી,

મીસીસ થૅામસને બીજેજ દાહડે, એ ઉપરથી, જીવીને એક ખરચાલુ તાકીદનો તાર કરયો, ને તારમાંજ તેનો જવાબ મંગાવાના વળી રૂપ્યા ભરયા. તેઓના ગયા પછી કોઇ બી .તેઓને વાસ્તે પુછતો આવ્યો હતો કે નહીં, અને તેણીએ તેને શું કહ્યું હતું તે બધું વીગતવારે જવાબ કરવાનું તેણીએ પુછાવ્યું હતું.

અને જીવીનો જવાબ થોડા કલાકમાં પાછો ફરયો. કેવી રીતે એક જવાન તલબગાર આવ્યો હતો, ને મુવેલી ઍનીની ધોર પર ઉંધે મસ્તક વરસાદ ને થારમાં પડીને માહાભારત કલ્પાંત કરયું હતું તે બધું તે વળતા ખરચાલુ જવાબમા લખાઇ આવ્યું, ને જાલના પ્રૌઢ પ્યારનો એ નવીન પુરાવો વાંચતાં ને જાણતાં જી—રોજી બીલકુલ બેહોસ થઇ ગઇ.

તે પછીથી પાછી હોસ્તમાં આવી ત્યારે તેનાં બિછાંણામાં તેની સારવાર કરતી વ્હાલી ફ્રેની તેની બાજુમાં બેઠેલી હતી. તેજ દાહડે તેના પર જાલનો પેલો ડા૦ દીવેચાને ઘરથી લખેલો કાગળ આવ્યો હતો, ને તે [illegible] માહા મુસીબતથી બચ્યો હતો તે સમાચારે મલ્યો હતો એ વધાઇએ જી—રોજીને [illegible]ી. તે મરીજ જતે. તેણીએ તેટલીજ [illegible]ડુમાકાત દીલમાં ઓગારી હતી. તેણીનો [illegible]ાવનારો—નેટલોજ જખુન ને જીવલેણ [illegible]ા દયાલુ છે તેની એ કટોકટ વખતે [illegible]લેશ થઇ જે ફ્રેની પર જાલનું કાગળ [illegible]તાવા ને વંચાવા લાવી.

તે વખતે પેલો મરનાર પેસીની મુખજુબાની એકરાર બી ફ્રેનીના સ્વાધીનમાં હતો; અને તેથી જાલનાં કાગળનો એ પવિત્ર મનમોહને જે જવાબ લખ્યો તે આપણે આગળ વાંચી આવ્યાં. તેમાં જાલને જરા ટટાર થતાં તાબરતોબ મદ્રાસ ઉપડી આવવાનું લખ્યું હતું, ને કાંઇ નવું ને ઘણી જરૂરનું ફક્ત રૂબરૂ મીલાકાતમાંજ કેહવા પ્રૉમીસ કરયું હતું તે આપણે અત્રે યાદ કરીશું.

અને જાલ આવ્યો ?

દિવસો ગબડી ગયા. તે ફરતો હરતો થયો હતો, ને તેને ફ્રેની પાસ જવા તો ગમતું હતું, પણ તે માટેની જોઇએ એવી ઉલટ તેનામાં હતી નહીં. તે છેકજ લથડી ગયો હતો. તેની જી–રોજીનાં મરવાથી તેની ઉલટ અને તેનો આત્મા બંને જાણે મરી ગયાં હતાં, તે હજી ઢચુપચુ હતો—તેવામાં તેના પર એક અરજંટ તાર આવ્યો. તે ફ્રેનીનો હતો. "તમો અત્રે જરા બી સારી પેઠે હોવો તો વગર ઢીલે આવો," તે તારમાં લખ્યું હતું. "કાંઇ જરૂરનું ને તમારા લાભનું છે, તમારી વાહલી જી–રોજીને લગતું તમે ખુશી ને સુખી થાઓ એવુંજ છે,"

બસ ! હવે તે થોભ્યો નહીં. જો પાંખ હોતે તો ઉડીને જતે. તેનાં મનમાં નવી તેજી ને તાજગી આવી. સાચા ને વફાદાર પ્યારની એજ તાસીર હોય છે. એ બધાંની સહમજમાં આવે એવું એક લક્ષણ નથી. ખરા પ્યારથી ચાહી જાણવાવાલાંઓજ એ ખુશીની હદ અને અસર તેના ખરા વિસ્તારમાં જોઇ શકશે.

કેવાં હજારો હેસાંન માનીને—કેટલી ઓજરખ્વાહીથી ભલા ડા॰ દીવેચાની કદરસનાશીના ઉપકારો જાહેર કરીને જાલ ગયો તે અત્રે લંબાણ કરી કહયા વના ચાલશે. એ ભલા જરથોસ્તીએ પોતાની પવિત્ર પનાહનો હાથ ને ઓથ આપી તેને મરતો બચાવ્યો હતો—તેને સરબસર મોહોતના દાચાંમાંથીજ બાહેર પાછો ખેંચી કાઢયો હતો—અને તેની પાછળથી હજારો કીસમે એ હેસાંનની ફરજનું કરજ અદા કરવાનો ભલા જાલનો દીલજીત અરમાન ને સાચો લોભ હતો.

જી–રોજી રડતી પડી હતી. કોઇ ચીજ તેને સધ્યારો આપી શકતું નહીં. તે જાણે પોતાના ધીરજ ને માથું બને ખોહી બેસવાની અણીપર હતી. જાલ ખુની હતો ને તેના જેરૂ બપાવાને તેણે

મારયો હતો એ ભયંકાર ને પાપી અનુમાનથી વટીક તે કેવી તેની તકસીરવાર થઇ હતી? ખુની પેસીના ખુલાસાએ તેની આંખ સાંમેથી તે છેલ્લા ભેદનો બી પરડો ઉંચકી નાંખ્યો હતો, ને તેથી દીવાની બોખારથી તે હવે જાલની ને જાલનીજ તલબગારીમાં રાત ને દાહડો, સુતાં ને ઉઠતાં, તણાઇ મરતી હતી.

"ઓ જાલ–મારા જાલ? તમે કાંએ મને માફ કરતા નથી? તમે કાંએ મારી ગોદમાં મારી પાસે આવતા નથી?" તે ચીસ પાડીને ઉપરાસાપરી પુકારતી હતી.

અને વારતાઓ ને નાટકોમાં જે દીલ ધબકાવનારૂં બનવુંજ જોઇએ તે આએ આપણી વારતાના સંબંધમાં પણ બન્યું કે જાલ એ ચીસનો તેટલાંજ હેતથી દીલસોજ જવાબ કરતો ફ્રેનીની સાથે એક સહવારે તે બીમાંર પડેલી હતી તે ઓરડામાં અચખુચ ધસારો કરતો ધસી આવ્યો!!

તે આવ્યો. તે આવ્યો, અને તેઓ મળ્યાં, અને ઓ, તે મોહબતની મીઠી મીલાકાતનું સુખ! તે સુખ બ્યાન કરવાની આ અદના કલમમાં તાકાત નથી.

"મારી મીઠી જી––રોજી," તેણે અતીઘણાં હેતથી કહયું, "આપરે બેઉએ ખરેખર ઘણું ખમ્યું છે–એટલું કે કોઇ બી વર બૈયરે એટલી હદ સુધી ખમ્યુ નહીં હોશે; ને હવે જો! ખુદાએ બધાં આપરાં સંકટો સમાધાનીથી વીખેરી નાંખી મોહોત સુધી જુદાં નહીં કરવાની દયા સાથે આપુને પાછાં એકઠાં કીધાંછ!"–અને સુંદર જી––રોજીનો એકજ હેતવંતો મુંગો જવાબ તે તેની પનાહ આપતી મીઠી ગોદ ને પનોતી છાતીપર તેણીએ ખેરવેલાં બેમુલાં આંસુ હતાં.

એ રીતેં સર્વ સુખી થયાં––સર્વ, સિવાએ મીઠા સ્વભાવની ને ફીરેસ્તાઇ ખસલતની ફ્રેની. તેને માટે સુખ એકજ વારતું આવ્યું, ને જાલને ખોહવા સાથ જાણે તે સદાનું ગયું; પણ તે જરા બી અદેખી પડી નહીં. તે જાલ ને જી––રોજીની બેહેનજ થઇને જાલના બંગલામાં–જ્યાં તેણીએ એક વાર એક લંબાણ ઝલકતી ને સુખી જીંદગી ગુજારી હતી ત્યાં પાછી રેહવા આવી. તે વખતે સૌને એવું લાગતું હતું કે તે કદી પરણશેજ નહીં. તેણીએ એકનેજ પોતાનો

પ્યાર આપ્યો હતો, ને બીજાને તે આપી શકશેજ નહી એમ હતું—પણ ખુદાના રસ્તા ન્યારાજ છે. તેઓ બધાંને સરજયન મેજર દીવેચાનાં કુટુંબ સાથ ઘણું સારૂં થઇ ગયલું હતું—તેઓ બધાં એક કુટુંબનાંજ જાણે થઇ ગયાં હતાં. ને એ વિદ્વાન ડાકટરનો એક વડો દીકરો જે સીવીલ્યન હતો ને સોસાયટીમાં તેમજ સરકારમાં મોટો વગદાર ને ઓધેદાર હતો તે એ માહાબુબને જોતાં સાથે શીદા થયો હતો, ને જરા બી હારી ન ખાતાં ખંતથી તેણીની પુઠે પડી અંતે, જાલની અને જી—રોજીની ચાલુ મીનતજારીના પરીણામમાં, તે એ સર્વોતમ મધુરીનો હાથ અને પ્યાર બંને મેલવવામાં ફતેહ પાંમ્યો હતો. તે પણ પાછળથી એક નમુનેદાર ભરથાર પુરવાર થયો, ને ફ્રેની તેની મોહરદાર તરીકે સર્વોતમ સુખ પાંમી.

અને એ રીતે આપણી વારતામાં અગતનો દેખાવ કરનારાં સર્વ કોઇ બાચંદા નેકીને પીછાંણીને ચાલવાના પરીણામમાં સુખીજ થયાં, અને તે માટે આપણે ખુશીના છુટકારાનો એક દમ ખેંચશું. એ કરણીનો અંજામ છે, ને બુરીભલી કરણીનો અંજામ અટકલમાં બેસતી કીસમે રજુ અને પુરવાર કરવો એજ અમારી વારતાઓ માટેના અમારા હંમેશના પ્યારના પરીશ્રમનો ખરો ભેદ છે. એ અમો આ અમારી વારતાના સંબંધમાં પણ ખુદાની દયાથી પોંહોંચવાને શકતીવાન થયા છીએ, અને અમારાં વ્હાલાં વાંચનારાંઓના વિશ્વાસ ધીરજ અને પુરતી પ્રસંશા વચ્ચે આ લંબાણ વારતા ખતમ કરીને શુકરગુજારીનાં હેસાંન સમેત અમો અમારી થાકેલી પૅન બાજુ મેલ્યે છીએ.



# મી૦ એરચ ગોળવાલાનાં લખેલ

# પુસ્તકો.

——:o:——

## ગુજરાતી પુસ્તકો.

### "જરથુશ્ત્રના ગાથા ગુજરાતી ખેતમા ખુદ અવસ્તા ભણતર સાથે."

વડા દસ્તુર સાહેબો શમ્સ-ઉલ-ઓલમા દસ્તુરજી દારાબ સંજાણા, દસ્તુરજી મીનોચેર કે. જામાસ્પજી, દસ્તુર દીનશાજી ગર તથા સીંધ, દખણ, ભરુ, વગેરે અનેક શહેરોનાં વડા દસ્તુર સાહેબો એ તેમજ જાણીતા અવસ્તા સ્કોલરોએ એકકે અવાજે વખાણેલ અને ઝરથોસ્તીઓને ખાસ ખરીદવાને આગ્રહ કરેલું પુસ્તક.

કિંમત રૂ.

"માઝદયસ્ની મોતેગરીં યાને જમશીદ-ઝોહાક-ફરીદુન તવારીખ પદ્ય, ગદ્ય તથા સંગીતમાં" (નોટેશન સાથે).

મરહુમ દસ્તુરજી મીનોચેહરજી જામાસ્પ આશા, વડા જ. મી૦ ઝવેરી, વગેરે જાણીતા સ્કોલરો અને આસામીઓએ ઉંચ મતો આપ્યાં છે. કિંમત રૂ. ૧

## ઇંગ્રેજી પુસ્તક.

### TYPICAL ERRORS IN ENGLISH CORRECTED.

મેત્રીક અને પી. ઇ. ના વિદ્યાર્થીઓ માટે તેમજ શુધ્ધ ઇંગ્રેજી શીખવાની ખાહેશ રાખનારાઓ માટે ઘણું અગત્યનું પુસ્તક. યુનીવર્સીટીનાં પ્રોફેસરો જેવા કે પ્રો. હેમીલ, પ્રો. દારૂવાલા, રા. બા. ડી. જી. પાધ્યે, પ્રીન્સીપલ બી. જે. વ્હાડયા, મી૦ જયકર બેરીસ્ટર વગેરેએ ઉંચી સરટીફીકેટો આપી છે. કિંમત રૂ. દોઢ.

મળવાનું ઠેકાણું:—

## માઝદયસ્ની મંડળની ઓફીસ

ઝોળવાલા શોર્ટ ટયુશન કલાસમાં, ખુંબાખાનાના સામે,

કોટ, મુંબઈ.

